**અધ્યાય : ૧**

આ અધ્યાયનું નામ 'શિષ્યવ્યાકુલતાવર્ણન' છે. આ અધ્યાયમાં ૧૩૦ દોહરા છે.

ભગવાન ગણેશ, શારદા, સદ્‌ગુરુ, સંતો, માતા-પિતા વ.ની વંદના, ગ્રંથનું માહાત્મ્ય અને ગ્રંથની શરુઆત આ અધ્યાયમાં છે.

શ્રી ગણેશ વંદના (દો. ૧ થી ૧૬), મા શારદાની વંદના (દો. ૧૭ થી ૩૯), સદ્‌ગુરુ ઈષ્ટદેવ દત્તની વંદના (દો. ૪૦ થી ૫૩), દત્તના અવતાર શ્રીપાદવલ્લભ અને શ્રી નૃસિંહ સરસ્વતીની વંદના. (દો. ૫૪ થી ૬૬), સદ્‌ગુરુની વંદના (દો. ૬૭ થી ૭૭), સંતોની વંદના (દો. ૭૮ થી ૮૨), માતા-પિતાની વંદના (દો. ૮૩ થી ૮૪), સ્વપરિચય (દો. ૮૫ થી ૮૮), પોતા વિશે દીનભાવ (દો. ૮૯ થી ૯૧), ગ્રંથ રચનાનું નિમિત્ત (દો. ૯૨ થી ૯૮), ગ્રંથ માહાત્મ્ય (દો. ૯૯ થી ૧૧૪), (કથાની) ગ્રંથની શરુઆત (દો. ૧૧૫ થી ૧૩૦).

શ્લોક : ગુરુ બ્રહ્મા છે, ગુરુ વિષ્ણુ છે અને ગુરુ ભગવાન શંકર છે.

ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે. એવા શ્રી ગુરુદેવને હું નમન કરું છું.

**ગણેશ વંદના :-**

હે ગણરાજ (ગણપતિ) ! આ ગ્રંથનો આરંભ કરું છું ત્યારે હું આપનાં ચરણકમળમાં પ્રણામ કરું છું. હે મોરયા ! મને સદ્‌બુદ્ધિ આપો જેથી મારું આ (ગ્રંથ લખવાનું) કાર્ય સફળ થાય. (૨). હે મહેશ ! (મહાન ઈશ્વર) ! આપનો કોઈ જ આરંભ નથી (અનારંભ), પરંતુ બીજા બધાનો આરંભ આપ જ છો. આરંભનું મૂળ પણ આપ જ છો. આપને કોઈ આધાર (આલંબ)ની જરૂર નથી તેથી નિરાલંબ છો. પરંતુ આપ બધાના આધાર છો. આ સમગ્ર જગત આપના આધારે જ છે. અને આપ લોકોના ઈશ છો. (૨). શ્રુતિ આપને અણુથી પણ નાના અને મહાનથી પણ મોટા કહે છે તેથી બધા જ આપની સેવા કરે છે અને આપનું વાહન પણ તેથી જ ઉંદર (મૂષક) છે. (૩). આપે અનંત કોટિ (કરોડો) બ્રહ્માંડો આપના ઉદર (પેટ)માં સમાવ્યાં છે. તેથી આપને લંબોદર કહેવામાં આવે છે. વેદ (શ્રુતિ) અને પુરાણો (સ્મૃતિ) આપનો જશ ગાય છે. (૪). વક્ર પાપનો આપ નાશ કરો છો તેથી આપને વક્રતુંડ કહેવામાં આવે છે. વક્રવાણી જેને પ્રિય છે એવા હે ગણપતિ ! હું આપને લળી લળીને પગે પડું છું. (૫). હે ગુણોના ઈશ ! આપ નિર્ગુણ છો અને સગુણ પણ છો, નિરાકાર છો અને આકારવાળા (સાકાર) પણ છો. આપને કોઈના આધારની જરૂર નથી, પરંતુ આપ બધાના આધારરૂપ છો. હે ગણેશ ! આપ સર્વાધાર છો. (૬). મૂલાધાર ચક્રમાં વસીને આપ બુદ્ધિ (મતિ)ને પ્રકાશિત કરો છો. મેં ગુરુની લીલા ગાવાની જે આશા સેવી છે તે આપ પૂર્ણ કરો. (૭). ભક્તની ભાવના અનુસાર આપ અનેક રૂપ ધારણ કરો છો. આ બધાં રૂપો એ આપનાં જ રૂપો છે. સમગ્ર સંસારની શરૂઆત આપ છો અને અંત પણ આપ છો. (૮). હે ગજવદન (હાથીના મુખવાળા) ! આપ ૐકાર સ્વરૂપ છો, આપની કેડે સાપરૂપી કંદોરો શોભે છે. ડાબા ખભે નાગરૂપી જનોઈ છે. વળી આપે પવિત્ર પીતાંબર ધારણ કર્યું છે. (૯). આપ એકદંતી છો, જે આપના ઉજ્જવલ જ્ઞાન-પ્રકાશનું પ્રતીક છે અને અજ્ઞાનનો નાશ કરીને એ સંસારનાં બંધનોમાંથી મુક્તિ અપાવે છે. (સંસારનાં બંધનો કાપે છે.) (૧૦). કાર્યના આરંભમાં બધા જ દેવો આપને નમન કરે છે. હે વિનાયક ! આપ વિઘ્નનો નાશ કરો એટલી જ મારી પ્રાર્થના છે, એ સિવાય બીજી કોઈ માગણી નથી. (૧૧). આપ આપના ચાર હાથથી ચાર પ્રકારની મુક્તિનું દાન કરો છો. હે ગૌરીનંદન (પાર્વતીપુત્ર) ! આપનો જય હો ! હું આપને નમન કરું છું (નમું છું). આપ મને વિમલ (શુદ્ધ) વિચાર આપો. (૧૨). હે શત્રુઓનો નાશ કરનાર (અરિઘ્ન) ! આ ગુરુલીલામૃત ગ્રંથ રચવાનું કાર્ય નિર્વિઘ્ને પૂરું કરો. જ્ઞાનનો દીવો પ્રગટાવીને આપ અજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરો. (૧૩). હું બુદ્ધિ વગરનો છું.

મને કાવ્યશાસ્ત્રની કોઈ જાણકારી નથી. તેમ છતાં આપ તો મનની ઈચ્છા પૂરી કરનારા છો એટલે હે દેવ ! મારા કોડ (મનની ઈચ્છા) પૂરા કરો. (૧૪). આપ સિદ્ધિ તેમજ બુદ્ધિ દેનાર છો. અને હું તો સ્વચ્છંદી (ઉદ્દામ) બાળક છું. મને કશીય વાતની ગતાગમ નથી. હું આપને અનન્ય ભાવથી પ્રણામ કરું છું. (૧૫). જડબુદ્ધિનું આવરણ હટાવી આપના સ્વરૂપનું દર્શન કરાવો. જેથી મારી ભ્રાંતિ (સમૂળી) નાસી જાય અને આ સંસારરૂપી કૂવો સુકાઈ જાય. (૧૬). (ગણેશવંદના સમાપ્ત)

**શારદા વંદના :-**

હવે હું મા-શારદા (સરસ્વતી) ને પ્રણામ કરું છું, જે બ્રહ્મકુમારી છે. મા-શારદા જગતમાં વાણીની દેવી તરીકે પૂજાય છે. નિરાકાર (નિર્દેહ) સ્વરૂપે વાણીદેવી વિલસી રહ્યાં છે. (૧૭). અસાર સંસારમાં એ બ્રહ્મવિદ્યારૂપી સાર વસ્તુનું દાન કરનારી દેવી છે, અને તેથી એનું શારદા એવું નામ (અભિધાન) પડ્યું છે. (૧૮). પ્રાણીમાત્રના શરીરમાં પ્રાણ (હંસ) સ્વરૂપે તારું જ મૌન ગુંજન છે. શ્વાસ (સ) અને ઉચ્છ્વાસ (અહં)ની પ્રાણ (હંસ) પર તું જ બિરાજમાન છે. હે મા ! (પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી એવાં) તારાં વાણીનાં ચાર સ્વરૂપો છે. (૧૯). એ પ્રાણની (હંસની) ઉપાસના કરીને યોગીજન મુક્તિ પામે છે. તેઓ તારા ભેદ-અભેદ દ્વંદ્વોથી મુક્ત નિર્ગુણ સ્વરૂપમાં સ્થિર થાય છે. (૨૦). મૂળમાં તું અખંડિત, એક અને અસ્તિ (સત્), ભાતિ (ચિત્) અને પ્રિય (આનંદ) રૂપે પ્રગટે છે. નામ અને રૂપને કારણે તું જ અનેકરૂપે દેખાય છે. (સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ પરબ્રહ્મ ઉપર નામ અને રૂપનો-મિથ્યારોપ છે, આભાસ માત્ર છે.) (૨૧). ૐકાર પ્રણવ તારું મૂળરૂપ છે, અને તેમાંથી જ બધા અક્ષરો (વર્ણો) વિકસ્યા છે. સ્વર અને વ્યંજનરૂપ પચાસ અક્ષરોનો પ્રકાશ તેં જ કર્યો છે. (૨૨). તારાથી નામ અને રૂપવાળું આ જગત ઉદ્ભવ્યું છે. શાસ્ત્રમાં એને વાણીનો વિકાર કહીને ઓળખાવાય છે. (વાણી એ કાર્ય છે અને કાર્ય માત્ર વિકારરૂપ છે.) એ જ રૂપ વાચારંભણ (વાણીનો વિકાર) કહેવાય. (૨૩). હે મા ! તું અનેકરૂપે એક જ છે. તારું આ સ્વરૂપ સુંદર છે જ્ઞાની પુરુષને એનાં દર્શન થાય છે, ત્યારે પ્રસન્ન થાય છે અને અનુપમ મોદ (આનંદ) અનુભવે છે. (૨૪). મૂરખાઓ ભ્રાંતિને કારણે ભેદ અને ખેદમાં દુઃખી (ત્રસ્ત) થઈને રઝળપાટ અનુભવે (ભમે) છે. હે મા ! જો તારી કૃપા થાય તો જ મૂળ વસ્તુનું જ્ઞાન થઈ શકે. (૨૫). જે પ્રગટ છે, જે કલ્પિત છે તે બધું જ ૐકાર (પ્રણવ) નું જ સ્વરૂપ છે. તું જ એક અરૂપી સર્વત્ર વિવિધ રૂપોમાં વસી રહી છે. (૨૬). મોહ ઉપજાવે એવા તારા સગુણરૂપનું મુનિજનો ધ્યાન ધરે છે. એનું દર્શન થતાં વાણી વિલાસ (વૈખરી) બધુ શાંત થઈ જાય છે. અને જીવ શિવ સ્વરૂપ થઈને મુક્તિ પામે છે. (૨૭). તું ચંદ્રમુખી છે, તું શ્વેતાંગી છે. શ્વેત (સફેદ) વસ્ત્રમાં તું કેવી શોભે છે ! શ્વેત પુષ્પ (કુમુદ) અને હાથમાં વીણા છે ! અને આ વીણામાંથી નાદબ્રહ્મનું ગુંજન છે એમ શ્રુતિ (વેદ) ગાય છે. (૨૮). બીજા હાથમાં તેં અમને જ્ઞાનનું દાન કરવા માટે પુસ્તક રાખ્યું છે અને વળી અન્ય હાથમાં તેં સ્ફટિકની માળા ધારણ કરી છે, જે જપયજ્ઞના મૂક ગુણ ગાય છે. (૨૯). ચોથો વરદ હાથ છે. ભક્તને વરદાન આપવા માટે તેં એ ખૂલ્લો રાખ્યો છે. તારી સમીપમાં મોર (નીલકંઠ) આનંદથી નૃત્ય કરે છે અને દેવોનો એ સાજ ડોલી રહ્યો છે. (૩૦). તું મહામાયા છે ! તું યોગિની (જોગણી) છે. તારામાંથી જ આ સમસ્ત જગતનો જન્મ છે. આ જગતનો લય પણ તારામાં જ થાય છે. તું જ કાળનો પણ કાળ છે. (પરબ્રહ્મ સ્વરૂપ છે - જગત એમાંથી જ જન્મે છે અને એમાં જ લય પામે છે.) (૩૧). તું શિવમાં શક્તિરૂપે રહે છે એવું કહેવું વ્યર્થ છે. બ્રહ્મ વિના અહીં બીજું કંઈ હોય તો જ એવું કહેવું યોગ્ય કહેવાય. (૩૨). હે મા ! હું તારું કઈ રીતે વર્ણન કરું ? વેદ-શાસ્ત્ર તારા શ્વાસ છે. જ્ઞાનનો પ્રકાશ કરી મારી વાણીની જડતા દૂર કરો. (૩૩). તારું શબ્દોમાં વર્ણવી શકાય તેવું સગુણ રૂપ સુંદર અને પવિત્ર છે. જ્યારે નિર્ગુણ રૂપ જ્ઞાન દ્વારા જાણી શકાય એવું છે. એ સુંદર (ચિત્ર) નિર્ગુણ રૂપ બતાવો. (૩૪). મારા હૃદયમાં નાદબ્રહ્મના રહસ્યને પ્રગટાવી મારી જીભ ઉપર વસીને તું બોલ.

હું તારા ચરણે પડ્યો છું. (હું તારા શરણે આવ્યો છું.) (૩૫). આ ગ્રંથ રસાળ થાય, હરિના જનો હર્ષ પામે અને એના શ્રવણ પારાયણથી ભવતર્ષ (સંસારની તરસ) મટે એવું વરદાન આપ. (૩૬). તારી આ કૃપા-વાણીથી વિક્ષેપ અને આવરણનો નાશ થાય અને સચ્ચિદ્‌ઘન પરબ્રહ્મનો વિમલ (શુદ્ધ-મળ વગરનો) પ્રકાશ થાય એવું વરદાન આપ. (૩૭). હે મા શારદા ! તું મને શબ્દની મૂળ ઉત્પત્તિનું જ્ઞાન (વ્યુત્પત્તિ) આપ. જેથી પવિત્ર ગ્રંથ રચી શકાય. મંત્ર રહસ્ય સુચારુ રીતે પ્રકાશિત થાય, એવું વરદાન આપ. (૩૮). હે મા ! તું જ ગુરુ સ્વરૂપ છે. તું જ ઈષ્ટદેવ દત્ત દિગંબર છે. એવું સમજીને તને હૃદયથી પ્રણામ કરું છું. મારી ભેદ બુદ્ધિનો નાશ થાઓ। (૩૯). (શારદા વંદના સમાપ્ત.)

**ઈષ્ટદેવ દત્તની વંદના :-**

દત્તાત્રેય ભગવાન અનુપમ છે. એ ત્રિગુણ (સત્ત્વ, રજસ્ અને તમસ્) થી પર છે અને ત્રિગુણમય પણ છે. એ મૂર્ત અને અમૂર્ત બંને સ્વરૂપવાળા છે. એમને જન્મ નથી (અજ છે), એમનો ક્ષય નથી (અક્ષય છે), અને એ વિનાશી નથી (અવિનાશી છે). (જન્મવું, ક્ષય પામવું, નાશ પામવું એ દેહનાં લક્ષણ છે.) (૪૦). દત્તપ્રભુ યોગીજનોના ઈશ છે. મુનિઓ એનું હંમેશાં ધ્યાન ધરે છે. તેઓ ભક્તના ઉદ્ધારક છે. તેઓ ગુણોનો ભંડાર છે. હવે હું આપને પ્રેમથી વિનવું છું. (૪૧). બ્રહ્મા, વિષ્ણુ (હરિ) અને શંકર (હર) રૂપ ત્રિમૂર્તિ આપ પૂર્ણ છો, આપ નિરામય (શુદ્ધ) છો. હે કૃપાના ભંડાર ! કરુણા કરી મારા હૃદયમાં વિવેક પ્રેરો. (૪૨). માયા તો તારી દાસી છે, તને એ કાયમ સલામ ભરતી હોય છે. સ્થાવર અને જંગમ તારાં જ રૂપો છે. તને કોટી (કરોડવાર) પ્રણામ કરું છું. (૪૩). અહીં બધે તું જ વિલસે છે. તારા વગરનું એક પણ સ્થાન (ખાલી) નથી. જીવ અને શિવ પણ તારાં રમકડાં જ છે. તારું ધામ એ અક્ષયધામ છે. (૪૪). તું આકાશની જેમ નિર્દોષ (શુદ્ધ) છે. આદિ અને અંત તારામાં નથી. તું તો અભંગ છે. માયાની ઉપાધિને કારણે વચમાં વિવિધ પ્રકારના રંગો ભ્રાંતિને કારણે દેખાય છે. (૪૫). નામ રૂપની ઓથે રહીને તું પરબ્રહ્મ-સચ્ચિદાનંદ રમત રમે છે. આ બધી તારી ક્રીડા છે. (૪૬). તું જ સૂર્ય, ચંદ્ર, તારા, અગ્નિ, વરુણ, કુબેર, બ્રહ્મા, હરિ, હર, ગણપતિ, ઈંદ્ર અને કાળ છે. તું મહેર કર. (૪૭). તું જ સ્ત્રી, પુરુષ, નપુંસક (કલીબ), વૃદ્ધ અને બાળક છે. તારામાં એક અનેક એવા ભેદ જ નથી. આ બધા તો મિથ્યા માયાવી ખ્યાલો છે. (૪૮). આપ આખા જગતનું ભરણ પોષણ કરનાર (વિશ્વંભર) છો. સૌને ધારણ કરનાર છો, પિતા છો. આપની લીલા અગાધ છે. જેનું વર્ણન કરતાં શેષ (નારાયણ) પણ મૂંગો થઈ જાય ત્યાં બીજાની તો વાત જ શી ! (૪૯). તું દશે દિશામાં વ્યાપી રહ્યો છે તેથી તને લોકો દિગંબર કહે છે. તું દશે દિશામાં વ્યાપી એની બહાર પણ વિસ્તર્યો છે. હું બાળક તારું શું વર્ણન કરી શકું ? (દિગંબર-દિશા જેનું વસ્ત્ર છે તે, નગ્ન, બીજો અર્થ- જે દિશાનું વસ્ત્ર છે તે.) (૫૦). હે દેવ ! તું સ્મરણ કરતાંની સાથે જ પ્રાપ્ત થનાર છે ! હું મારા વાળથી તારાં ચરણ પખાળું છું, સાષ્ટાંગ પ્રણામ કરું છું, તારી દિવસ-રાત સેવા કરું છું. (અહર્નિશ = અહઃ (દિવસ) + નિશા (રાત્રિ)) તને મારા દંડવત્ પ્રણામ. (૫૧). ભીતરમાં અપ્રગટ રહીને તું હૃદયનું નિયમન કરે છે, સદ્‌ગુરુરૂપે તું બહાર પ્રગટરૂપે વિરાજે છે. હું તને વારંવાર પ્રણામ કરું છું. આ સંસારરૂપી કૂવો મને પીડા (ત્રાસ) આપે છે. (૫૨). હે પ્રભુ ! તું કેવળ ભાવનાનો જ ભૂખ્યો છે. તું ભક્તની ભાવનાને વશ થાય છે. અત્ર્યનસૂયાના વિશ્વાસ અને તપને કારણે તેં એમના પુત્ર તરીકે જન્મ લીધો છે. (૫૩). (દત્તવંદના સંપૂર્ણ)

**શ્રીપાદવલ્લભ નૃસિંહસરસ્વતીવંદના :-**

તારો કલિતારક તરીકેનો મહિમા વધ્યો છે અને તેં શ્રીપાદવલ્લભ અને નૃસિંહ સરસ્વતીરૂપે અવતાર ધર્યો. તું કલિતારક છે. (૫૪). નિર્ગુણ અને સગુણરૂપે બધે તું જ વસ્યો છે. તારો મહિમા અપરંપાર છે. આ ગ્રંથ રચી શકું એ માટે તું પ્રેરણા કર. મૂઢ પણ આ સંસાર તરી જાય એવી શક્તિ તું ગ્રંથમાં મૂકજે. (૫૫). લાકડાની પૂતળીને

તેનો ચાલક જેમ નચાવે તેમ તે નાચે છે, તેવી જ રીતે તું મારો ચાલક છે, તું મારું યંત્ર ચલાવ. તું જેવું લખાવીશ તેવું હું લખીશ. (૫૬). તારા હાથમાં મારી લાજ છે. હું તો નિમિત્તમાત્ર છું. તું જેમ હલાવે તેમ આ અંગના અવયવો હાલે છે. (૫૭). તારું સચ્ચિદાનંદરૂપ સોહામણું છે, તે નિર્ગુણ છે અને અનંત ગુણવાળું પણ છે. એ અનંત નિર્ગુણનાં દર્શન કરાવીને ભેદ દૃષ્ટિ હરી લે. નિર્દ્વંદ્વ બનાવી મને નિર્ભય કરો. (૫૮). 'હું' અને 'મારું' ની વૃત્તિ બાળીને ભસ્મ કરો. મારી આત્મજ્યોતિને તેજસ્વી કરો. જ્ઞાનરૂપી ખજાનો ખોલી આપો અને અજ્ઞાનતારૂપી દરિદ્રતાનો નાશ કરો. (૫૯). ગુણ અને ઐશ્વર્યયુક્ત આપનાં દિવ્ય અને સુંદર-રૂપાળાં સાકાર સ્વરૂપનાં દર્શન કરાવો. એ સાકાર સ્વરૂપની લીલાઓનું રહસ્ય ખુલ્લું કરો અને ભવ્ય કલ્પના શક્તિની સ્ફુરણાઓ આપો. (૬૦). આપના ગુણલા ગાવાની મને ઈચ્છા થઈ છે. એટલે મારાં અંતઃકરણમાં આપ સ્ફુરણાઓ કરો જેથી મારી ઈચ્છા સિદ્ધ થાય. જેથી આપના ગુણલાનું ગાન કરી-કરાવીને ભક્તજનો ભવસાગર શીઘ્ર તરી જાય. (૬૧). સ્તુતિ કરવા યોગ્ય પ્રભુ, સ્તુતિ કરનાર ભક્ત અને પવિત્ર સ્તવન ત્રણેય આપ જ છો. કરનાર (કર્તા), કરાવનાર (કારયિતા) અને કર્મ પણ હે પ્રભુ ! આપ જ સ્વયં સુંદર છો. (૬૨). તું જ લેખક, લેખન અને લેખ્ય છે. તું જ ગાયક, ગાવાનો વિષય અને ગાન છે. આવું સમજીને ચિંતાનો ભાર મૂકી દઉં છું અને હે વરદાન દેનાર દેવ ! વિરમું છું. (૬૩). દેહભાવે હું દાસ છું, જીવભાવે (દ્વૈતભાવે) હું તારો જ અંશ છું પણ આત્મભાવથી તો હું અને તું એક જ છીએ. આમ દ્વૈતભાવનો નાશ થયો છે (૬૪). તું ગુરુમૂર્તિરૂપે રહીને આત્મબોધ આપી રહ્યો છે. તારી કૃપાદૃષ્ટિ થતાં જ જ્ઞાનનો ધોધ વહે છે. (૬૫). દત્તરૂપ હે નૃસિંહસરસ્વતી દેવ ! હું તમને નમન કરું છું. આપે જ યતિવર વાસુદેવરૂપે અવતરી સદ્‌ગુરુનું રૂપ ધારણ કર્યું છે. (૬૬). (શ્રીપાદવલ્લભ-નૃસિંહસરસ્વતીવંદના સંપૂર્ણ)

**<u>સદ્‌ગુરુ વાસુદેવ સ્વામીની વંદના :-</u>**

જ્ઞાની અને ધ્યાની સ્વરૂપાનંદ પામવા માટે સચ્ચિદાનંદરૂપ દત્ત ભગવાન સ્વરૂપ તને જપે છે. (૬૭). હે ગુરુ ! તું (અજ્ઞાનરૂપી) દૈન્ય હરનાર છે. તું વિશિષ્ટ પ્રકાર (જ્ઞાન)નું દાન કરે છે. શિષ્યનું મૃત્યુ મારીને એને અમર પ્રમાણાતીત કરે છે. (૬૮). તારી પાદુકા સંસાર તારનારી છે. એને વારંવાર વંદન કરીને હું ધન્ય થાઉં છું. એના (પાદુકા ઉપર) મારા પ્રાણ ન્યોછાવર કરું છું અને એ અનન્ય ચરણને ભજું છું, સેવું છું. (૬૯). મૂળમાં તો તું એક, નિર્ગુણ, નિરાકાર અને નિઃસંગ છે પરંતુ ભક્તોનો ઉદ્ધાર કરવા માટે વિવિધ રૂપો ધરે છે. (૭૦). રામ અને કૃષ્ણ વગેરે તારા જ અવતારો છે. હે દેવ ! આ ગ્રંથનો વિસ્તાર કરો એવી પ્રાર્થના કરું છું. (૭૧) વેદ અને શાસ્ત્ર પણ તારું આ (સંપૂર્ણ) વર્ણન કરી શક્યા નથી. તો પછી મારા જેવો રાંકડો અને બાપડો તારા મહિમાનું વર્ણન કેવી રીતે કરી શકે. હું તો કેવળ તારા ચરણને જ સ્પર્શ કરી (સંતોષ માની) લઉં છું. (૭૨). હે વિભુ ! ક્યાં તારી લીલાનો સાગર અને ક્યાં મારી મંદ બુદ્ધિ ? હું તો જાણે નખથી મેરુ પર્વત ઉખાડી રહ્યો છું ! હે ભગવાન ! તમે કૃપા કરો. (૭૩). હું અનાથ છું, અપંગ છું, તારા વિના મારો બીજો કોઈ સ્વામી (નાથ) નથી. હું સંસારરૂપી જંગલ (અટવિ)માં રખડું છું. હે સદ્‌ગુરુ તમે મારો સાથ કરજો. (૭૪). (હે ગુરુદેવ !) તું મા છે અને હું (તારો) બાળક છું. તું જ્ઞાનરૂપી દૂધનું પાન કરાવ જેથી લીલાનાં અમૃતનું પ્રાશન કરીને જગતમાં ધન્ય બનું. (૭૫). તારી આજ્ઞા માથે ચઢાવી હું લખવા માટે તૈયાર થયો છું. તું જેમ લખાવીશ તેમ હું લખીશ. યોગ્ય-અયોગ્યનું મને ભાન નથી. (૭૬). ભ્રાંતિનું પડળ દૂર કરી, જ્ઞાનનું આંજણ કરો જેથી અનેરું કાવ્ય સ્ફુરે અને ગ્રંથ સુંદર બને. (૭૭).

**<u>સંતોની વંદના :-</u>**

કવિશ્રેષ્ઠ વાલ્મીકિ, વ્યાસ, પરાશર, સંત, મહંત, પ્રભુના લાડીલા ભક્ત અને સહુ સુશીલ ભક્તોને હું વંદન કરું છું. ગુજરાતી ભાષા, કાવ્યાલંકારો વગેરે હું જાણતો નથી. એ જ્ઞાનનો સાગર અપાર છે. કલા કૌશલની હોશિયારી મારામાં નથી. હું તો એક મગતરું છું. ગુરુની હૂંફ ન મળે તો મારું શું ગજું ? મારા બધા દોષો માફ

કરો અને હે સજ્જનો ! (સદ્‌ગૃહસ્થો) મને સહકાર આપો. મુજ ગરીબ પર કૃપા કરી જ્ઞાનનું દાન આપો. હું હંમેશા સંતોનો દાસ છું. મને બીજું કાંઈ ભાન નથી. ઋષિ, મુનીશ્વર, સંત, કવિવર વગેરેને વંદન કરીને હવે હું માતા-પિતાનાં ચરણોમાં વંદન કરું છું, જેથી મારું કલ્યાણ થાય.

**માતા-પિતાની વંદના :-**

સદ્‌ગુણના ભંડાર (ખાણ) સમા વિઠ્ઠલ પિતાને અને રુક્મા માતાને કોટિ કોટિ વંદન કરું છું. જેની શુભ આશિષથી આ દીન રંગ તરી ગયો એ માતા-પિતાનાં ચરણોમાં મારું મન હંમેશા વિલિન થજો.

**અધ્યાય-૨ :- નિરંજન :- ૨૫ થી ૩૦ :-**

અ.૨ :- નિરંજન સ્તુતિ કરે છે :- : રંગ કહે છે કે, હે ભાવિક ભક્તો ! તમે હવે ધ્યાનથી કથા આગળ સાંભળો. ગિરિ ગિરનાર પર વિપ્ર નિરંજન પહોંચ્યો છે અને ત્યાં સ્તુતિ કરે છે અને વારે વારે જય જયકાર કરે છે. (જય ઘોષ કરે છે.) આંખમાંથી ચોધારાં આંસુ વહે છે. વાણી ગદ્‌ગદિત છે. હે ગુરુવરા ! તું દોડ. મારી મર્યાદાઓ ના જોઈશ. હું તારે બારણે ઉભો છું. (જો હવે તું નહિ આવે તો) આ શરીર હવે ટકશે નહીં. તારા નામનું સ્મરણ કરવાથી જ પળવારમાં જો દીનતા ટળી જતી હોય તો પછી હજી સુધી મારી વેદના (વ્યથા) કેમ દૂર નથી થઈ. પ્રતિકૂળ નસીબ જ જો બળવાન હોય તો પછી દેવું સ્મરણ કોણ કરશે ? હે પ્રભુ ! તારી કૃપા થયા પછી (નસીબ) ની શી વિસાત ? (નસીબ શું કરી શકે ?) હે પ્રભુ ! તું આપનાર (દાતા) છે અને હું દીન (ભિખારી) છું. તું મેઘ છે અને હું ચાતક છું. તું પારસમણી છે અને હું લોખંડ છું. તું જલ્દીથી દોડ, જલ્દીથી દોડ. હું પાપી છું અને તું પાપનો નાશ કરનાર છે; તું તારા બિરુદની (બાનાની) તો આબરૂ જાળવ. અગ્નિના સંગમાં ભીનું હોય તો તે પણ પલકમાં બળીને ખાખ થઈ જાય છે ને ! હે પ્રભુ ! તું ભક્તનો સારથિ છે. રથની લગામ તારા હાથમાં છે. તારા ચરણમાં મેં માથું મૂકી દીધું છે. તો હવે અધવચ્ચે ઘાત કરીશ નહિ. તમે નીચ વેશ્યા (ગણિકા)ને, શિકારી (વ્યાધ)ને પંખીને તાર્યા છે. આ બાળક શું એવો નાલાયક (કુજાત) છે કે તે તને ભારે પડ્યો છે. હે કૃપા સાગર ! આજે તારી કરુણા કેમ દેખાતી નથી ? તું પહેલા ભક્તોને માટે તરત જ દોડ્યો હતો એ વાત કોણ માનશે ? મારું મન ચંચલ છે. અને એક ક્ષણ પર સ્થિર રહેતું નથી. દર્શન આપીને આશ્વાસન (હૂંફ) આપ અને મનમાં વિવેક જગાડ. હે પ્રભુ ! તારું ભક્તવત્સલનું બિરુદ છે તે તું જાળવ અને જલ્દી જલ્દી દોડ, કારણકે તારું બાળક તારા વિરહમાં રડે છે. તું માતા છે, પાલન કરના પિતા પણ તું જ છે. કાયમ (ચિરંતન)નો મિત્ર પણ તું જ છે. તું જ ઈષ્ટદેવ છે અને કુલગુરુ પણ તું જ છે. તું મારી ચિંતાનો ઢેર (ઢગલો) દૂર કર. હે પ્રભુ ! તું કેમ નિર્દય થયો છે ? તું ક્રોધ છોડી દે. હે પ્રભુ ! મારા અપરાધ માફ કરો. હું તો મૂઢ અને ગમાર છું. (સંસારમાં) પિતા કોઈ વાર ગુસ્સે થાય તો માતા બાળકને આશરો (આશ્વાસન) આપે છે. (મા એને પક્ષે રહે છે.) અને માતા ક્રોધાયમાન થાય તો પિતા આળપંપાળ કરે છે. પરંતુ હે ગુરુ ! મારે માટે તો તું જ ‘મા’ છે અને તું જ ‘બાપ’ પણ છે. તું ગુસ્સે થાય તો મારે કોને જઈને દુઃખ કહેવું ? અને એ કષ્ટ દૂર પણ કોણ કરે ? હે નાથ ! તું ગરીબનો બેલી છે અને હું તો અનાથ (નોધારો) અને નાદાર છું. આ દાસ તારા ચરણે પડ્યો છે. તારે મારવો હોય તો માર અને તારવો હોય તો તાર. હે ત્રિલોકના નાથ ! તને દુઃખિયાનો બેલી (મદદ કરનાર) કહ્યો છે. મારા ગરીબનો પોકાર તું કેમ સાંભળતો નથી ? હે પ્રભુ ! આવી નિષ્ઠુરતા તને શોભતી નથી. હવે અંત આવી ગયો છે. પથ્થર પણ પીગળી જાય એવું મારું આ રુદન હોવા છતાં, હે ગુરુદેવ ! તમે કેમ પ્રસન્ન થતા નથી ?

આમ બોલતાં બોલતાં ધરતી ઉપર બાળ નિરંજન મૂર્છા ખાઈને ઢળી પડ્યો. એને મૂર્છિત થઈને પડતાં જોઈને

ભક્તના પ્રતિપાળ એવા સદ્‌ગુરુ દોડી આવ્યા. માથા ઉપર જટાનો મુગટ (તાજ) ધર્યો છે. શરીર ભસ્મથી લેપાયેલું છે. વ્યાઘ્ર ચર્મ (વાઘનું ચામડું) શરીરે વીંટળાયેલું છે અને મુખ પર ધીર ગંભીર હાસ્ય છે. શાંતિની પ્રતિમા સમાન આવી મૂર્તિનું (સ્વપ્નમાં) દર્શન થતાં બાળ નિરંજને સ્વપ્નમાં કોડથી પૂજન કરવા માંડ્યું. ગંધ અને ચોખા (અક્ષત) થી પૂજન કરી, આનંદ (મુદા) થી ભગવાનને ભેટીને વારંવાર પગે લાગે છે. જ્યાં ચરણામૃતનું પાન કર્યું ત્યાં જ અગમ્ય ઘંટ વાગ્યો (આ બધું સ્વપ્નમાં બને છે.) ઘંટના નાદથી મીઠાં સ્વપ્નમાંથી નિરંજન જાગ્યો અને ત્યાં મોહક મૂર્તિ જોઈ. તેજના ભંડાર સમું શરીર છે. નાકના ટેરવે (નાકના આગળનો ટોચના ભાગે) સ્થિર થયેલી દૃષ્ટિ શોભે છે. સ્વપ્નમાં જોયેલી છબી જ આંખ સામે ઉભેલી જોઈ અને નિરંજન સફાળો બેઠો થઈ ગયો. વાળ (કેશ) થી ચરણ પખાળે છે. આંખમાંથી ચોધાર આંસુ વહે છે. આનંદથી વાણી પણ ગદ્‌ગદ્ થઈ ગઈ છે અને શિષ્ય (નિરંજન) જય જયકાર કરે છે. હે યોગીશ્વર ! તમારો જય હો ! હું તમને વંદન કરું છું. તમારું દર્શન પાવનકારી છે. મારા ત્રિવિધ તાપ (આધિ, વ્યાધિ, ઉપાધિ) શમી ગયાં છે અને મારું મન સંપૂર્ણપણે શાંત થઈ ગયું છે. મેં વેઠેલાં (સહન કરેલાં) બધાં કષ્ટ આજે સફળ થયાં છે. આજનો દિવસ ધન્ય ધન્ય દિવસ છે. તમે અપૂર્વ (પહેલાં કદી ન બન્યુ હોય એવું) દર્શન આપીને આ દીનબાળક (અર્ભક) નો ઉદ્ધાર કરી દીધો છે.

**<u>અ.પ. :- અત્રિ મુનિ, ૨૯ થી ૩૨ :</u>**

હે કમળમાંથી જન્મેલા (બ્રહ્માજી) ! હે વિષ્ણુ (હરે) ! હે પાર્વતીપતિ મહેશ ! હું રાંક તમારો દાસ છું. હે ત્રિગુણેશ ! (સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણોના ઈશ) ! મારા પર કૃપા કરો. હે વિભો ! તમારા દર્શન થતાં ભવબંધન તૂટે છે અને જો તમારાં નામનું સ્મરણ કરે તો પાપી પાવન થાય છે. અભેદ દૃષ્ટિ આપીને મને સાચો પ્રકાશ આપો. 'હું' અને 'તું' ની વૃત્તિ હરી લઈને આ દાસને ચરણમાં રાખો. (સેવક તરીકે સ્વીકારો.) હે વિભુ ! પિતાની આજ્ઞાનું પાલન કરીને હું આપના ચરણમાં લીન થાઉં અને બધાં બંધનો ક્ષીણ થઈ જાય એજ એક માગું છું.

**<u>અ.૬ :- અનસૂયા માતા :- ૮૧ થી ૮૫ :</u>**

પછી પારણા (વળતી) પાસે જઈને બન્ને ભાવથી વંદન કરીને પ્રેમપૂર્વક પ્રાર્થના કરવા લાગ્યાં કે - "હે સચ્ચિદ્‌ઘન ! હે જગદીશ્વર ! અમે તમને નમન કરીએ છીએ. તમારું નામ પાવનકારી છે. એના સ્મરણથી પામર પણ તરી જાય છે અને પાંગળાના પણ **કામ** થઈ જાય છે. તમે એકમાત્ર ભાવનાને વશ થઈને અનેક રૂપ ધરો છો ! હે બ્રહ્મા હરિહર ! તમને ધન્ય છે. તમે ભક્તની ટેક (આબરૂ) રાખો છો. તમે ત્રણે એક જ રૂપ છો. એ બાળ સ્વરૂપને અમે નમન કરીએ છીએ. સુંદર (અનુપમ) લીલાઓ કરીને અમારા મનના કોડ પૂરા કરો. હે દેવ ! આજે અમારા આશ્રમે પધારીને અમારું આંગણું પાવન કર્યું. હે પ્રભુ ! અમે આપને બીજું શું કહીએ ? અમે તો ફક્ત એટલું જ કહીશું કે અમારા બધા મનોરથો આજે સફળ થયાં છે."

**<u>અ.૭ :- અનસૂયા માતા :- ૨ થી ૨૯ :</u>**

પ્રભુનાં ચરણમાં વંદન કરીને બોલ્યાં કે હે ભક્તવત્સલ ! હે હરિ ! તું સદા તૃપ્ત (ધરાયેલો) હોવા છતાં ભાવનાનો ભૂખ્યો છે, એ ન સમજાય એવી વાત છે. તું પૂર્ણકામ અને સ્વતંત્ર હોવા છતાં ભક્તિથી પરતંત્ર થયો છે. અને એ દ્વારા તે જગતમાં ભક્તિનો મહિમા વધાર્યો છે. તારી આ ગોઠવણીને કોણ સમજી શકે ? જે રીતે આ ત્રણે શક્તિઓ અહી આવ્યાં છે તે પણ તારી જ લીલા છે. તેમની ઈચ્છા પૂરી કરો. મને નિમિત્ત કરીને તું ખબર ન પડે (અગમ્ય) એવી રમત રમ્યો છે. (ખેલ કર્યો છે.) હવે તારું સુંદર મુખકમળ પ્રગટ કરીને હે હરિ ! એ ખેલ (રમત) હવે સમેટી લો. હે દેવ ! હવે મૂળ (અસલ) સ્વરૂપે પ્રગટ થાઓ અને હે હરિ ! બધાના મનોરથો જલ્દી

જલ્દી પૂરા કરો. તું એકમાંથી જ અનેક રૂપે પ્રગટ્યો છે અને અનેક રૂપે પણ તું એક જ છે. હે પ્રભો ! તમે પ્રગટ થઈને આ જ્ઞાન વિવેકનું પ્રગટીકરણ કરો. (બધાને ખાતરી કરાવો.)

સતીનાં વચન સાંભળીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, મૂળ સ્વરૂપે પ્રગટ્યા અને મનની શંકા દૂર કરી. પછી પોતપોતાના વાહન ઉપર પોતાની શક્તિને સાથે લઈને દેવો બિરાજ્યા. આ જોઈને તો મતિ પણ મુંઝાઈ જાય છે. કરોડો સૂર્ય જેવું એમનું અનુપમ રૂપ ઝળહળતું હતું. એ સુંદર રૂપ જોઈને અત્ર્યનસૂયાએ ભાવથી પ્રણામ કર્યા. અને હાથ જોડીને પ્રાર્થના કરીને કહેવા લાગ્યા કે હે અજ (જેનો જન્મ જ નથી) ! જળ સ્થળ બધામાં તું જ એક, અખંડ અને પ્રકાશરૂપે ભર્યો ભર્યો રહેલો છે.

<u>માનસી પૂજા :-</u>

**હે નિર્ગુણ નિરાકારી પ્રભો ! તારે નથી આદિ કે નથી અંત, નથી નામ કે નથી રૂપ, તું તો દ્વંદ્વથી પર છે. (સુખ-દુઃખ, મારું-તારું એ દ્વંદ્વ જોડકાં છે.) તું અગમ્ય હોવા છતાં ધ્યાનથી ગમ્ય (જાણી શકાય) છે. તું વેદોનો સાર છે. અને તારામાંથી જ વેદો ઉત્પન્ન થયા છે. હે ધ્યેયરૂપ યોગીશ્વર ! તું અજન્મા હોવા છતાં આ વિશ્વ તું જ છે. તું તારી (ત્રિગુણમયી) માયાનો આશ્રય કરીને વિવિધ રૂપો ધારણ કરે છે. ભક્તોની ભાવનાને અનુરૂપ જુદા જુદા (વિવિધ) અવતારો ધરવાની તું લીલા કરે છે. હે બ્રહ્મા, હરિ અને હર ! તમને સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ. તારું મંગલ નામ લેવાથી માયા જરા પણ (સહેજ પણ) નડતી નથી. સાવિત્રી, લક્ષ્મી અને ઉમા એ પણ તું જ છે. એ તારાથી જુદાં નથી. હે અર્ધનારી નટેશ્વર ! તારા દયાભીના ચરણને અમે પખાળી છીએ. તારા લક્ષ્યમાં (ધ્યેય) જ અમારી અખંડવૃત્તિ રહે અને આ દેહ એના (કર્મોના) દંડ ભોગવે એ જ વારે વારે (ફરી ફરી) માંગીએ છીએ. અમારી બુદ્ધિ નિર્મળ થાય, વાસના ક્ષીણ થાય, દેહાભિમાન ગળી જાય, ચિત્ત તમારામાં વિલીન થઈ જાય, અને આ બધી ઈંદ્રિયો તમારી સેવામાં હંમેશ માટે તત્પર રહે એવો વર હે પ્રભુ ! તમારી પાસે માગીએ છીએ. હે વિશ્વંભર ! આ બધું તારું જ રૂપ છે, તો તને શું અર્પણ કરીએ ? અને પૂજન પણ કેવી રીતે કરીએ ? અમે તને વંદન કરીને સંતોષ માનીએ છીએ. આ બધાં તારાં જ રૂપો છે એટલે તારા વિના કોઈ પૂજાની સામગ્રી પણ નથી. શુદ્ધ ભાવના રાખવી એ જ તારી ઉત્તમ પૂજા (અનન્ય પૂજા) છે. જેમ માનવી ગંગાજીનું પૂજન ગંગાજળથી કરે છે, તુલસીનું પૂજન તુલસીદલથી કરે છે અને દીવો પ્રગટાવીને અગ્નિની આરતી કરે છે તે રીતે હે નારાયણ ! આ બધું ભાવપ્રધાન છે. (ભાવના જ મુખ્ય છે, વસ્તુ નહિ.) <u>હે સ્વામી ! મારા હૃદયના કરેલા સિંહાસન પર સુખેથી બિરાજો. અને આપને પ્રેમનાં શુદ્ધ જળે સ્નાન કરાવું છું. વાસનાનાં આ વસ્ત્રો, ઈન્દ્રિયરૂપી અલંકારો, અને મનના ફૂલનો હાર સ્વીકારીને અમને મળ વિનાનાં અને કર્મ વિનાનાં કરો. (નિષ્ક્રિય કરો.) હે પ્રભુ ! પૃથ્વી તત્ત્વનું ચંદન, વ્યોમ તત્ત્વનું ફૂલ, વાત તત્ત્વનો ધૂપ, અગ્નિ તત્ત્વનો દીવો અને જલ તત્ત્વનું નૈવેદ્ય હું ભાવથી અર્પણ કરું છું તે હે પ્રભુ ! સ્વીકારીને આ દાસને પૂર્ણ અને અભેદ્ય કરો. સોહં ભાવે મારી સઘળી આ વાણી સ્વરૂપ પ્રાર્થના સ્વીકારો. મારાં ચરણો જે ગતિ કરે (હરે-ફરે) તેને પ્રદક્ષિણા અને મસ્તકને શ્રીફળ માનીને હે પ્રભુ ! એ બધું ભાવથી ગ્રહણ</u>** <u>કરો અને ખૂટતું હોય - ખામી હોય તેને પૂર્ણ છે (એ બધું બરાબર છે) એવું માની લેજો.</u> એવી પ્રાર્થના કરી અત્ર્યનસૂયાએ તરત જ પ્રણામ કર્યા.

<u>અ.૮ :- અનસૂયા માતા :- ૩૭ થી ૪૭ :-</u>

તેજનાં ઢગલા સમાન સુંદર શરીરવાળું એ દિવ્યરૂપ જોઈને અત્રિ અનસૂયાના ચિત્તમાં પરમાનંદ માતો નથી. એમણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. કંઠ ગદ્ગદ્ થઈ ગયો અને જ્યાં હાથ જોડીને સ્તુતિ કરવાની શરૂ કરી ત્યાં તો આંખમાંથી દડદડ કરતાં આંસુ વહેવા લાગ્યા. હે સચ્ચિદાનંદરૂપ - શ્રી હરિ ! આપનો જય હો. આપ અજ, અક્ષય, અવિનાશી છો, આદિ (શરૂઆત) અને અંતમાં પણ એક તું જ છે. વચમાં તું નિર્વિકાર - તટસ્થરૂપે

રહેલો છે. તું અસંગ અને નિર્ગુણરૂપ છે. તું બધે જ વ્યાપેલો છે અને અનંત છે. પામર માનવી તારો શું પાર પામી શકે ? હે વિશ્વરૂપ ! અનંત કોટિ બ્રહ્માંડોનો સમૂહ તારામાં રહેલો છે. તું મારા પેટે જન્મ્યો છે એવું કોણ માનશે ? (કોઈ માનશે નહિ.) સ્વતંત્રથી સ્વતંત્ર એવો તું ભક્તિથી પરતંત્ર થાય છે. હે નાથ ! તું ભાવ ભૂખ્યો છે. તારું રહસ્ય કોણ સમજી શકે એમ છે ? તારું સત્યરૂપ એ વચન (વરદાન) અસત્ય કેવી રીતે થાય ? હે દીનવત્સલ સ્વામી ! તારા દાસ સમા તારા ભક્તને સંભાળ (પાળ).

હે પાપભંજક ! ભક્તનું રક્ષણ કરવામાં તું કદી વિલંબ (આળસ) કરતો નથી. આજે આ છેતરામણું રૂપ લીધું છે તેના રહસ્યને કોણ જાણી શકે ?

આ રૂપને ઋષિના પુત્ર તરીકે કોણ સ્વીકારશે ? માટે બાળક બની જઈને આપનું વરદાન પૂર્ણ કરો. તારું પુત્ર તરીકે લાલન પાલન કરતાં અમારો સઘળો માયાભ્રમ ટળી જશે. એમ કહીને બંનેએ એમનાં દિવ્ય ચરણો પકડ્યાં અને વારે વારે પ્રાર્થના કરવા લાગ્યાં કે, હે પ્રભો ! તારા વિના અમારો બીજો કોઈ સ્વામી નથી. (સાંભળનાર નથી.)

<u>**અ.૯ :- પિંગલ નાગ :- ૯૦ થી ૯૩ :**</u>

નાગપુત્ર પિંગલ અંતરમાં ખૂબ જ ઉદાસ થયો અને દીન (રાંક) બનીને આંસુ ઉભરાતી આંખે પ્રાર્થના કરતાં કહેવા લાગ્યો કે, હે દયાળુ પ્રભુ ! તું શુદ્ધ, નિરંજન (માયાના અંજન વગરનો) અને નિત્ય છે. તું પાપ અને પુણ્યથી પર છે. હું ઉદ્ધતાઈ ભરી વાણી બોલ્યો છું તો હે પ્રભુ (બાપ) ! તું મને ક્ષમા (માફ) કર. હે અવધૂત ! અભિમાનને કારણે મેં તારી અવગણના કરી અને તારો તિરસ્કાર (હડધૂત) કર્યો. એ મારી દુષ્ટતા જ હતી. તું મને માફ કરી દે. હે પ્રભુ ! તમે મને ઉપદેશ આપો જેથી મારું કલ્યાણ થાય. એવું બોલીને વારે વારે ચરણમાં વંદન કરવા લાગ્યો.

<u>**અ.૧૧ :- દેવો :- ૮૪ થી ૮૯ :**</u>

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને ગદ્ ગદ્ કંઠે બોલ્યા કે આ બધુ તમે જ કર્યું છે. છતાં અમને કેમ મોટા બનાવો છો ? (પોતે કાર્ય કરે પણ બીજાને જશ આપી, તેમને મોટા બનાવે તે જ સાચા મોટા કહેવાય.) હે પ્રભુ ! (નાથ) ! અટપટાં વચનો બોલીને અમને કેમ મોહમાં નાંખો છો ? જીતવા મુશ્કેલ એવા દાનવોની સામે અમે અનાથ દેવો કોણ ? જેમ કાષ્ટ પૂતળી નચાવનાર સંતાઈને ગજબની રીતથી કાષ્ટ પૂતળી નચાવે છે તેમ તમે આ લીલા કરી છે. હે પ્રભુ ! અમારી તાકાત શું ? અમે તો સાવ અજ્ઞાની છીએ ? હે વિભુ ! અમે કશી ભક્તિ નથી કરી તો પણ આપ પ્રસન્ન થયા અને અમને નાનાં બાળકોને મુક્ત કર્યા. તું ત્રણે ગુણોથી પર અને સ્વતંત્ર છે. જ્યારે અમે તો રાંકડા અને પરતંત્ર છીએ. તું અમોને કર્મોથી બાંધીને ફેરવે છે. તારી આ બધી વ્યવસ્થા (લીલા) ને કોણ જાણી શકે ? અમે અમારું માથું આપના ચરણકમળમાં મૂકી આપને હંમેશા વંદન કરીએ છીએ એવું બોલીને અતિ આદરથી દેવોએ ગંભીરતાપૂર્વક સ્તવન કર્યું.

<u>**અ.૧૧ :- અર્જુન :- ૧૩૭ થી ૧૪૫ :**</u>

હે દેવ ! સામાન્ય લોકોની જેમ આવું નકામું બોલીને મને શું કામ મોહ પમાડો છો ? શું અગ્નિના સંગથી ક્યારે પણ લોખંડ ભ્રષ્ટ થયું છે ખરું ? તું બધાનો આત્મા છે અને છતાં નિઃસંગ (નિર્લેપ) છે. તું માયાનો આશ્રય લઈને લોકો માટે (વિવિધ પ્રકારના) વેષો ભજવે છે. બાકી તું તો બિલકુલ નિષ્પાપ (અનઘ) છે. આ તારી અનઘા (પાપરહિત) શક્તિ છે. હે પ્રભુ ! તું શું કામ તારા ઉપર નકામું આવું આળ સ્વીકારી લે છે ? તારી માયાજાળ અગમ્ય છે. (અઘ=પાપ, અનઘ=નિષ્પાપ.) તમે બંને એકરૂપ છો તમારામાં જરા પણ ભેદ નથી. જે લોકો આ

જાણતા નથી તે શબ્દજાળથી નકામા છેતરાય છે. (શબ્દજાળમાં સપડાય છે.) **આ સઘળું વિશ્વ એ તારું જ રૂપ છે. તું એનાથી જુદો નથી. જે લોકો આ તત્ત્વ જાણતા નથી તે શાસ્ત્રથી બંધાયેલા પામરો નકામી શંકા કરે છે. જેનામાં ભેદભાવ છે તેને વિધિનિષેધ (આ થાય અને આ નહિ થાય) નું બંધન છે. તું તો ભેદ અને અભેદથી પર છે. તને શાનો પ્રતિબંધ હોય ? તારા કરતાં વધારે શુદ્ધ બીજું કશું નથી.** એ અર્થમાં તું ખરેખર અશુદ્ધ (જેનાથી બીજું કાંઈ શુદ્ધ નથી), જેને આની સમજ છે તે કોણ તારો ચરણસેવક ના બને ? (જે આ જાણે છે તે તારાં ચરણનો સેવક બને જ છે.) ભલે મારું મોત આવે તો પણ મારો આ ભાવ કાયમ રહે અને એમાં કોઈ પ્રકારે ફેરફાર થાય નહિ એ મારો મક્કમ (અડગ) નિશ્ચય છે. તારાં ચરણમાં મારું મન સદા સ્થિર રહો એ સિવાય બીજું કશું માગતો નથી. આ રીતે ભાવનાપૂર્વક પ્રાર્થના કરી.

**<u>અ.૧૨ :- અર્જુન :- ૨૩ થી ૨૬ :</u>**

એ સ્નેહથી ગળગળો (લાગણીસભર થઈ ગયો અને ચોધાર આંસુ વહેવા લાગ્યાં અને કહેવા લાગ્યો કે, હે પ્રભુ ! આ નિરાધાર બાળકને ભૂલી જશો નહિ. સંસારને તારી દેનારાં તમારાં ચરણનું મને હંમેશા સ્મરણ રહેજો. એમ કહીને વંદન કર્યા અને ક્ષણે પાછું વળીને જોવા માંડ્યું. સાસરે જતી નવવધૂ જેમ આકુળ-વ્યાકુળ થાય તેમ રાજા વિહવળ થયો અને એના પગ પણ અસ્થિર થયા.) હૃદયમાં દત્ત પ્રભુનું સ્મરણ કરતો અને મુખથી દત્ત દત્ત એવાં ગુણગાન કરતો કરતો અર્જુન ચાલવા લાગ્યો.

**<u>અ.૧૨ :- અર્જુન :</u>**

જેના ઉપર (યદ્રૂપે) આ જગત એ ભ્રાંતિરૂપ, જડ અને સ્વપ્ન સમાન છે. વર્તુળાકારે ફરતાં બળતાં ઊંબાડિયાંથી થયેલા અગ્નિના કુંડાળાંની માફક એ **ચંચળ (લોલ)** છે, માયિક છે - દેખાય છે પણ - કહીએ તે મુજબ હોતું નથી. (૮૪). જ્ઞાની પુરુષ સંયમિત ચિત્તે, જ્ઞાન બળે પોતાનું મન શાંત કરે છે. ગુરુના ઉપદેશથી તે પદને જાણવાથી ચિત્ત પ્રશાંત થાય છે. (૮૫). હે પ્રભુ ! હું મુમુક્ષુ છું અને તેથી તારા તે પદને વંદું છું. હે ગોવિંદ ! કૃપા કરીને મારો આ સંસારનો આવાગમનનો ફેરો ટાળો. (૮૬). તું તો હંમેશ માટે મુક્ત છે અને સર્વજ્ઞ છે, જ્યારે હું તો બંધાયેલો છું અને અજ્ઞાની છું. હે પ્રભુ ! મને તારો ભક્ત જાણીને આ ભવબંધનમાંથી છોડાવ. (૮૭). તને કેમ દયા નથી આવતી ? આ સંસારની પીડા સહન થતી નથી. મને અતિશય પસ્તાવો (અફસોસ) થાય છે. હવે તું જરા દયા કર. (તારું મુખકમળ હસતું કર.) (૮૮). તું પોતે સચ્ચિતસુખ (સત્+ચિત્ત+આનંદ) સ્વરૂપ હોવાથી નિજાનંદમાં મસ્ત રહે છે. અને તેથી જન્મમરણના ભયથી ઘેરાયેલો હું દુઃખી થાઉં છું એની તને ખબર નથી. તારે જન્મ કે મરણ નથી. તને શોક કે મોહ પણ નથી. શું તેથી તું મારું દુઃખ જાણતો નથી ? (૮૯-૯૦). એ વાત સાચી જ છે કે વંધ્યા સ્ત્રીને પ્રસૂતિની વેદનાની શું ખબર પડે ? તું સુખની મૂર્તિ છે તેથી તને આ સંસારના ત્રાસની ખબર ના હોય એ સાચું. (૯૧). પરંતુ રાજાના કુંવરને ભલે દુકાળના દુઃખનો અનુભવ ના હોય તો પણ પ્રજાને દુઃખી જોઈને એનું મન પીગળે છે, તો તું કરુણાનો સાગર (શિવમુખ) થઈને કેમ પલળતો નથી ? (૯૨). હે પ્રભુ ! તું આ વિશ્વનો સાક્ષી છે અને હજાર આંખોવાળો છે છતાં તું આ ગરીબડા (બાળ)ને કેમ જોતો નથી અને કેમ અજાણ બની રહ્યો છે ? (૯૩). વસ્ત્રની અંદર જેમ સૂતર ઓત-પ્રોત થઈને બધે વ્યાપેલું છે તેમ તારા ઉદર (પેટ)માં આ સમગ્ર વિશ્વ સમાયેલું છે. તું હવે મને સતાવીશ નહિ. (મા લે કેડો એમ) (૯૪). તું સહુને તારનાર છે એવો તારો મહિમા સાંભળીને હું તારે શરણે આવ્યો છું. પરંતુ હું પામર અને અજ્ઞાની તારું કેવી રીતે સ્તવન કરવું તે જાણતો નથી. (૯૫). મારા બધા દોષો તું માફ કરી દે અને તારી સ્થિર (બંધ) આંખ ખોલ. આ બાળને તારા ખોળામાં લે અને એની સાથે થોડું પણ (એક વાક્ય પણ) બોલ. (૯૬). સુખની ઈચ્છા (તૃષ્ણા)થી આ સંસારરૂપી દરમાં પેઠો (દાખલ થયો) પરંતુ અરેરે ! ત્યાં તો ઓચિંતો કાળરૂપી સાપ મને કરડ્યો. (૯૭).

એ ઝેર ઉતારી શકે એવો તારા વિના બીજો કોણ માંત્રિક છે ? હે વિભુ ! જ્ઞાનની ફૂંક મારીને મને અનન્ય શાંતિ આપ. (૯૮). આ સંસારરૂપી જંગલમાં ભટકતાં ભટકતાં હું ચારે બાજુથી ઘેરાઈ ગયો છું અને વચમાં ત્રિતાપનો અગ્નિ છે. મેં તો બધી આશા મૂકી દીધી છે. (૯૯). એવામાં ત્યાં તારી મેઘગર્જના સંભળાઈ. હું દીન ભક્ત તારે શરણે આવી બેઠો છું. કૃપા કરી મને તાર. (૧૦૦) કારણ કે હે નારાયણ ! તારો આ અવતાર ભક્તોને તારવા માટે જ થયો છે. જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય દ્વારા તું ભક્તોને અક્ષયપણું આપે છે. (અક્ષયનો તાજ પહેરાવે છે.) (૧૦૧). અંતરમાં આવો મક્કમ નિશ્ચય કરીને ક્ષણગંભુર રાજ્ય વગેરેથી વિરક્ત અને ઉદાસીન થઈને તારે શરણે બિચારો થઈને આવ્યો છું. (૧૦૨). **સ્ત્રી-પુત્ર વગેરેના ભોગો માયામય છે. એ (માનવીના) સ્વરૂપને ઢાંકે છે અને ઉદ્વેગ જન્માવનારા છે. (૧૦૩). એના સ્મરણમાત્રથી જીવનું પતન થાય છે એ અને મજબૂત બંધનમાં બાંધે છે.** વિષ્ઠાની માફક એ હંમેશાં ત્યજવા યોગ્ય છે. એનું ચિંતન કરવાનું કોણ પસંદ કરે ? (૧૦૪). વીંછીવાળું ઓઢવાનું વસ્ત્ર ઓઢીને, ખેરનાં લાકડાના દેવતા ઉપર અને નાગ ઉપર માથું ટેકવીને નિશ્ચિતપણે કોઈ સૂઈ શકે ખરો કે ? (૧૦૫). એ જ રીતે આ સંસારની પથારીમાં પણ સુખની ક્યારેય પણ ઝાંખી થતી નથી. અંતરમાં આવું ચોક્કસપણે જાણીને કોણ પામર એ તરફ દોડે ? (૧૦૬). હે નાથ ! આ ભીષણ ભવચક્રથી હું જેટલો બીવું છું તેટલો તો હું અન્ય હિંસક પ્રાણીથી પણ કોઈ દિવસ બીતો નથી. (૧૦૭). હે ભવભંજક (આ સંસારનો નાશ કરનાર !) તારાં ચરણમાં મને અખંડ આશ્રય આપ જેથી એની (ચરણની) સુવાસથી વિષયની ગંધ ભૂલી તેની ઉપેક્ષા કરું. (૧૦૮). વિષયના કીડાને ભલે વિષયો આનંદ આપે પરંતુ તારો જે ભક્ત પરમ વિરક્ત છે તેને એ ગંધ (વિષયો) શાની આકર્ષી શકે ? (૧૦૯). તારી કૃપાને લીધે હવે મને ભોગો ભોગવવાની તલમાત્ર ઈચ્છા નથી. હે પ્રભો ! તારાં ચરણની સેવા આપીને વાસનાનું પૂર રોકો (ખાળો). (૧૧૦). એ અત્રિ તથા અનસૂયાને ધન્ય છે કે જેની કૃપાથી આ ભવસાગરને સરળતાથી તારનાર આ પદ પ્રાપ્ત થયા. હું એમને વારંવાર પ્રણામ કરું છું. (૧૧૧). વેદોને પણ જેનું નામનિશાન મળતું નથી (જેને ઓળખી શકતા નથી.) તે ભક્તની ભાવનાને આધીન થઈને નામ અને રૂપ ધારણ કરે છે. (૧૧૨). એવા હે વિશ્વંભર વિભુ ! તું આ બાળકને કેમ ભૂલી ગયો છે ? તારી કૃપાદૃષ્ટિ થાય પછી કાળ પણ બિચારો બાપડો થઈ જાય. (૧૧૩). હે વિશ્વના અધ્યક્ષ ! હે હૃષિકેશ પરમાત્મા ! હે આધિ વ્યાધિને મસળી નાંખનારા પ્રભુ ! તું આજે મારો અંત કેમ જુએ છે ? હું તને વંદન કરું છું. (૧૧૪). આવું સ્તવન કરીને એ કાર્તવીર્ય મૂર્છિત થઈ ગયો. થોડી વાર પછી પાછો ભાનમાં આવીને સાવધ થઈને ફરી પાછો પહેલાંની જેમ સ્તુતિ કરવા લાગ્યો. (૧૧૫).

## <u>સ્તુતિ</u>

હે પાપનો નાશ કરનાર (ભંજનાર) ! હે મુનિના મનને આનંદ આપનાર દત્તપ્રભુ !

હે જન્મમરણની ઘટમાળને જીતનાર વિશ્વમૂર્તિ ! તું હવે ઊઠ.

હે ભવ્યમૂર્તે ! મારા મનની ઈચ્છા પૂરી કર અને તારું બિરુદ સત્ય ઠેરવ.

હે વામન અવતાર ધારણ કરનાર પ્રભુ ! મારાં દુઃખ હરી લો.

હે શ્યામવર્ણા નરહરિ ! બિચારો ભક્ત હાથમાં પુષ્પ અને ફળના પડા (પડીકાં) લઈને તારા બારણે ઊભો છે.

તું મોં મલકાવીને મારી સંસારની ચિંતા હરીને મને શાંતિ આપ.

હે પરમાત્મા (અનંત) ! હે જ્ઞાન સ્વરૂપ ! તું હવે મારો અંત (મર્યાદાઓ / દોષ) જોઈશ નહિ. તારા વિના મારા પ્રાણ લાંબો સમય ટકશે નહિ. ચંદ્રમા કેમ તપી ઊઠ્યો છે ? પૃથ્વીએ ક્ષમા અને પિતૃઓના અધિષ્ઠાતા દેવ

અર્યમાએ મર્યાદાનો કેમ ત્યાગ કર્યો છે ?

હે તાત ! તારું અનન્યભાવથી શરણ લેનારને દુઃખ જેવું કંઈ રહેતું જ નથી એવું તારું બિરુદ છે. એ (બિરુદ) ભૂલીને તું ભક્તને અત્યારે ત્રાસ કેમ આપે છે ? (એની કસોટી કેમ કરે છે ?) એની અવગણના (ઉપેક્ષા) કરવાનું તને કેમ ગમે છે ? ખરેખર (સાચી વાત તો એ છે કે) મારું પ્રારબ્ધ જ કારણ છે !

પત્ની અને ઘરને ભૂલીને હે હરિ ! મેં તારાં ચરણમાં મારું શીશ ઝુકાવી દીધું છે. તું જન્મમરણનો નાશ કરીને મારો જલદીથી ઉદ્ધાર કર. આ સંસારરૂપી જંગલમાં ભ્રમિત થઈને હું ભટકતો ફરું છું અને આ શાસ્ત્રના અભ્યાસમાં અટવાઈને હું થાકી ગયો છું. હે મુને ! તું જ્ઞાનરૂપી વરસાદથી આ કાદવ ધોઈ નાંખ.

વિષયરૂપી ધૂળ (આંખમાં) ઊડવાને કારણે મને કાંઈ સૂઝતું નથી. આ જીવ આંખ ચોળીને, હારી જઈને રડ રડ કર્યા કરે છે. તું વૈરાગ્યરૂપી જળની ધારા કરીને, ઉપદેશના ઝાપટાંથી અને આત્મવિચારથી આ જીવરૂપી ખેડૂતને (હાળી) શાંત કર.

હે સદ્‌ગુરુવરા ! તું ઉતાવળ કરીને હવે દોડ. કાળના દૂત સમી આ વૃદ્ધાવસ્થા આવી પહોંચી છે. માથાનો રંગ ફરી ગયો છે. (કાળા વાળ ધોળા થઈ ગયા છે.) તેમ છતાં હજી ચિત્તનો મળ (દોષ-પાપ) ગયો નથી. હું નસીબને દોષ દેતો દોડી મર્યો છું...

આવી રીતે સ્તવન કરીને અર્જુન મૂંગે મોંઢે ઊભો રહ્યો. ત્યાં ગુલાબી રંગવાળી (લાલ પ્રકાશવાળી) ઉષાના આગમન સાથે અરૂણોદય થયો. (૧૧૬). ત્યાં દર્શન માટે અંતરિક્ષમાંથી સિદ્ધો, દેવો, કિન્નરો, મુનિઓ, અપ્સરાઓ અને સુંદર શરીરધારી ગંધર્વો આવ્યાં અને ભાવથી પરિક્રમા કરી અને વંદન કરી પાછાં જતાં રહ્યાં. એ જ પ્રમાણે સહ્યપર્વત (અદ્રિ=પર્વત) પર વસતા બ્રાહ્મણો, ઋષિ, મુનિ વગેરે પણ દર્શને આવી, પરિક્રમા કરી અને પગે લાગીને જતા રહ્યા. (૧૧૭-૧૧૮). ત્યાં શાંતતપા નામનો એક તેજસ્વી મુનિ આવ્યો અને હાથમાં માટી (મૃત્તિકા) અને પાણી લઈને વિવેકપૂર્વક ઊભો રહ્યો. (૧૧૯). દત્તપ્રભુ એકદમ ઊઠ્યા અને માટી (મૃદ્) તથા પાણી (જળ) લઈને દરરોજની માફક નૈઋત્ય દિશામાં મૌન રાખીને ગયા. (૧૨૦). શૌચ (જાજરૂ) વગેરે પતાવીને પાછા જલદીથી આવી ગયા, ત્યાં તો માટી લઈને બીજો મુનિ ઊભો જ હતો. (૧૨૧). હાથ-પગ સાફ કરીને, પ્રભુએ દાતણ કર્યું (દંત મંજન કર્યું). અને સરોવરમાં સ્નાન કરીને દેવોનું તર્પણ કર્યું. (૧૨૨). એટલામાં તો ભસ્મ લઈને અને ઝાડની છાલમાંથી બનાવેલાં વસ્ત્રો (વલ્કલ) લઈને અન્ય મુનિ-સેવકો આવી ગયા. ભગવાને ત્રિપુંડ્ર કર્યું અને વલ્કલ ઓઢી લીધું. (૧૨૩). વિધિપૂર્વક પોતાનું નિત્યકર્મ (દૈનિક કર્મ) કરીને પાછા ધ્યાનમાં મગ્ન થઈને બેઠા હોય એ રીતે બેઠા. એ જોઈને રાજા નાનાં બાળકની જેમ નિરાશ થઈને રડવા લાગ્યો. (૧૨૪). ત્યારે શાંતતપા વંદન કરીને બોલ્યા કે, હે પ્રભુ ! આ (અર્જુન) ક્યારનો ઊભો છે. હે ભગવન્ ! એના પર દયા કરો. (શાંતતપા એટલે તપથી જેણે મનને શાંત કર્યું છે. આવી વ્યક્તિ ભલામણ કરે તો પ્રભુ જરૂર સાંભળે) (૧૨૫). હે પ્રભુ ! આ રાજા આપનો ભક્ત છે અને ખાધાપીધા વિના ઊભો છે અને ભાવથી આપના શરણે આવ્યો છે તો એને નિરાશ કેમ કરો છો ? (૧૨૬). પ્રભુ હસ્યા અને બોલ્યા, "અરે ! તું કેમ શોક (ખેદ) કરે છે ? મારા ભક્તને શું દુર્લભ છે ? તું નાહકનો શોક કરે છે. (૧૨૭). મેં તને બધી જ સિદ્ધિઓ આપી છે. તેમ છતાં તારું મન બીજું શું ઈચ્છે છે ? હજી પણ ધનની ઈચ્છા હોય તો બોલ. હું તને તરત જ આપી દઉં." (૧૨૮).

દત્તપ્રભુનાં આવાં વચન સાંભળીને આંખમાં આંસુ આણીને (સજળ નેત્રે) રાજા બોલ્યો કે હે પ્રભુ ! હજી પણ મારી પરીક્ષા કેમ કરો છો ? (૧૨૯). આપ ઘટઘટનું બધું જ જાણો છો. આપે મને પૂરતી શિક્ષા કરી છે. હવે આ રંક બાળકને તરછોડશો નહિ. એનો એકદમ હાથ પકડી લો. (૧૩૦). હે પ્રભુ ! તરસ્યાને પાણી,

ભૂખ્યાને અન્ન, શરણે આવેલાને રક્ષણ, ગરીબને ધન અને મુમુક્ષુને જ્ઞાનનું દાન એમ જેને જેની જરૂર હોય તેને તે વસ્તુ આપવી જોઈએ. કોને શું આપવું જોઈએ એ આપના જેવા સર્વજ્ઞને કહેવું પડે ખરું ? (૧૩૧-૧૩૨). હે દેવ ! તમે મારું અંતર જાણો છો પછી હું શું માગું ? મારા મનમાં કોઈ (લૌકિક) ઈચ્છા નથી પછી ધનની વાત શું કામ કરો છો ? (૧૩૩). લક્ષ્મી બધી ક્ષણગંભુર છે અને સિદ્ધિઓ ચંચળ છે. મારું મન વિરક્ત થયું છે. તેથી મારું મન હવે એ બધાની ઈચ્છા રાખતું નથી. (૧૩૪). મારા સદ્‌નસીબે મારા અંતરમાં મોક્ષની ઈચ્છા જાગી છે. હે ગુરુરાય ! જ્ઞાનની દીક્ષા આપીને એ ઈચ્છા સંતોષો. **(મોક્ષની ઈચ્છા થવી એ જ સદ્‌ભાગ્ય છે. આ ત્રણ વસ્તુ મળવી મુશ્કેલ છે - મનુષ્યપણું, મુમુક્ષુપણું અને મહાપુરુષનો આશ્રય).** (૧૩૫). શાસ્ત્રોનો અભ્યાસ કરી કરીને થાકી ગયો. પરંતુ એનાથી તો ઊલટો ભ્રમમાં વધારો થયો. જ્ઞાનમાં સ્થિરતા ના થઈ અને બધી મહેનત પાણીમાં ગઈ. ૯ (૧૩૬). આ બેકાબૂ બનેલી (ઉન્મત્ત) ઈંદ્રિયો કેમે કરીને વશ થતી નથી. અને ચિત્ત એક પળભર પણ શાંત રહેતું નથી. હે પ્રભુ ! હું એકદમ લાચાર થઈ ગયો છું. (૧૩૭). બ્રહ્મ એક છે, નિરંજન છે, શુદ્ધ છે, શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ (પરાત્પર) છે, સત્ય છે અને એ મન વાણીથી પણ જાણી શકાય એમ નથી. અને આ જગત મિથ્યા (આભાસમાત્ર) છે. (૧૩૮). આ બધું માયાવી અને ક્ષણગંભુર છે. દોરડામાં સાપની ભ્રાંતિ થાય તેવું મિથ્યા છે એમ વેદાંતીઓ કહે છે અને અન્ય જનો એને સત્ય માને છે. (૧૩૯). એમનાં મંતવ્ય પ્રમાણે સત્ય અનાદિ હોતું નથી તો પછી એ કેવી રીતે દેખાય ? ત્યાં જીવ કેવી રીતે વ્યવહાર કરી શકે ? એવી શાંકા કરે છે. (૧૪૦). મીમાંસકો (મીમાંસા દર્શન જાણનાર) એવું કહે છે કે માણસ એના કર્મથી સુખી થાય છે જ્યારે યોગીઓ એમ કહે છે કે યોગથી સુખી થાય છે. આવો શાબ્દિક ઝઘડો ચાલ્યા કરે છે. (૧૪૧). સાંખ્યશાસ્ત્રમાં માનનારા એમ કહે છે કે જીવ અનેક છે જ્યારે કોઈ કહે કે જીવ એક છે. શૂન્યવાદી કહે છે કે એ ક્ષણિક છે જ્યારે કોઈ વળી એને નિત્ય કહે છે. (૧૪૨). કોઈ કહે છે કે ઈશ્વર જગતનું નિમિતમાત્ર છે. જ્યારે કોઈ એને મુખ્ય (પ્રધાન) ગણે છે. કોઈ એને કર્મને આધારે ગણે છે જ્યારે કોઈ વિશ્વને ઈશ્વર અને પ્રધાન બંનેથી ઉત્પન્ન થયેલું (અથવા મૈથુનિક) ગણે છે. (૧૪૩). કોઈ આરંભવાદી છે જ્યારે કોઈ અજાતવાદી છે. કોઈ વળી પરિણામવાદમાં માને છે તો વળી કોઈ વિવર્તવાદને સ્વીકારે છે. (૧૪૪). દરેક વ્યક્તિ પોતાની માન્યતાને વેદાનુસાર સાચી સાબિત કરે છે એટલે મારી મતિ મૂંઝાઈ ગઈ છે અને હું આપને શરણે આવ્યો છું. (૧૪૫). હે ગુરુરાયા ! આ બધામાં સાચું શું તે મને નિશ્ચિતરૂપથી કહો. મુમુક્ષુએ શું કરવું જોઈએ અને મોક્ષ પામવાનો ઉપાય શું તે કહો. (૧૪૬). તમારી કૃપાથી આ ત્રણે ભુવનમાં મારી આજ્ઞાનું કોઈ સ્વપ્નમાં ઉલ્લંઘન કરતું નથી અને શત્રુ પણ નોકર સમાન થઈને રહે છે. (૧૪૭). મારી પાસે સદાની અક્ષય (ન ખૂટે તેટલી) સંપત્તિ છે. બધા ભોગો સંપૂર્ણ રીતે ભોગવ્યા છે. હવે મારું મન આ બધાથી કંટાળ્યું છે. હે પ્રભુ ! આપ સત્વરે (જલદીથી) કૃપા કરો. (૧૪૮). હે પ્રભુ ! આપે પહેલાં મને વરદાન આપ્યું ત્યારે મેં રાજ્ય, વૈભવ, સંપત્તિ, અને ભંગુર એવી સિદ્ધિઓ રૂપી માટી માગી હતી. (૧૪૯). એ વખતે હું પ્રારબ્ધવશાત્ ભુલાવામાં પડ્યો હતો, પરંતુ હવે મને સાચું ભાન થયું. (સાચી સમજ આવી.) સત્ય રૂપ જ્ઞાન સિવાય હવે હું અન્ય કોઈ પણ અસત્ વસ્તુ ઈચ્છતો નથી. (૧૫૦). હે નાથ ! હું આ સંસાર સાગરમાં ડૂબી રહ્યો છું. તમારા વિના બીજો કોણ દયાળુ છે જે મને આમાંથી બચાવે ? (ઉગારે.) મારો જલદીથી હાથ પકડો. (મારી મદદે ચઢો.) (૧૫૧).

**<u>અ.૧૪ :- વિષ્ણુદત્તનાં પત્ની - સૂર્યદેવને :- ૮૦ થી ૮૨ :</u>**

સતી ઘરની બહાર આવી અને પ્રણામ કરીને સૂર્યનું આવાહ્‌ન કરતાં કહ્યું કે હે સર્વના આત્મસ્વરૂપ ! હે બુદ્ધિના પ્રેરક દેવ ! હે કશ્યપ ઋષિના પુત્ર ! તમે બધા જીવોને ચેતન બક્ષીને સમગ્ર જગતને જાગ્રત (ધબકતું) રાખો છો. તમે જ બ્રાહ્મણનું દૈવત છો. હે પ્રકાશવાન દેવ ! જલ્દી જલ્દી આવો. શ્રાદ્ધનું આમંત્રણ (ક્ષણ)

સ્વીકારીને હે સ્વામી ! અમારી આબરૂ સાચવી લો. સાક્ષાત્ યોગેશ્વર (દત્ત પ્રભુ) આપની રાહ જોતા બેસી રહ્યા છે.

**<u>અ.૧૪ :- અગ્નિદેવને :- ૮૫ થી ૮૭ :</u>**

અગ્નિશાળામાં જઈને સતીએ ગળાગળા સાદે સાક્ષાત્ અગ્નિદેવને હાથ જોડીને પ્રાર્થના કરતાં કહ્યું કે, હે અગ્નિદેવ ! તું આ ઘરનો સ્વામી (માલિક) છે. તું કર્માધ્યક્ષ અને વિશુદ્ધ છે. આ આશ્રમની આબરૂ તારે સાચવવાની છે. તું જ્ઞાની બ્રાહ્મણના રૂપમાં આવ. અનસૂયાના પુત્ર (દત્ત) અને સૂર્ય (અર્ક) તારી રાહ જોતા બેઠા છે. હવે તું વાર લગાડે એ તને શોભતું નથી.

**<u>અ.૧૪ :- વિષ્ણુદત્ત :- ૯૧ થી ૯૫ :</u>**

દત્ત પ્રભુને પ્રેમપૂર્વક પ્રણામ કરીને ગદ્‌ગદ્ કંઠે (બ્રાહ્મણ) કહેવા લાગ્યો કે, હે પ્રભુ ! હું તો પામર છું. પરંતુ આપનાં દર્શનથી મારી આંખો કૃતાર્થ થઈ અને હું ધન્ય થઈ ગયો છું. હે સમર્થ ગુરુ ! આપે મને દર્શન આપીને મારો ઉદ્ધાર કર્યો છે. મારા બધા મનોરથો પૂર્ણ કર્યા. હવે કોઈ ઈચ્છા (અર્થ) બાકી રહી નથી. હે દયાળુ પ્રભુ ! મને ખોટી શંકા થઈ તો પણ મારા મનને વિકલ્પ રહિત (શંકા રહિત) કરીને હે કૃપાળુ ! તમે મારા પર અગાધ કૃપા કરી છે. રાક્ષસના કહેવાથી આ દુર્લભ ચરણનાં મને દર્શન થયાં. દત્તપ્રભુએ કહ્યું કે એ કમનસીબીને કારણે ભૂત થયો છે. આ ઉચ્છિષ્ટ (એંઠું-ખાતાં-વધેલું) અન્ન ખાવાથી એ મુક્તિ પામશે. તું પણ પત્નીની સાથે જલ્દીથી મોક્ષ પામશે.

**<u>અ.૨૬ :- પરશુરામ :- ૨૬ થી ૨૮ :</u>**

એ સાંભળીને રામ ફરી બોલ્યા કે તું મુનિઓમાં શ્રેષ્ઠ છે, યોગીશ્વર છે, સ્રષ્ટા છે, વિભુ છે, કર્તા છે અને હર્તા. તું પૂર્ણ સચ્ચિદાનંદ છે, ગુણાતીત છે અને અનંત છે. તું ધર્મ અને અધર્મથી પર છે. તારો પંથ ન્યારો છે. નિર્વિકાર અને નિષ્પાપ તને કર્મ-અકર્મ નડતાં નથી. હે જગતપ્રભુ ! હું તને પ્રણામ કરું છું. તું તો કેવળ કલ્યાણરૂપ જ છે.

**<u>અ.૨૬ :- રેણુકામાતા :- ૩૩ થી ૫૧ :</u>**

દત્તના આવાં વચનો સુણીને રામ તો સ્તબ્ધ જ થઈ ગયો. એ જોઈને કાવડમાં બેઠેલી રેણુકાએ કહ્યું કે લોકમાં થતી વાતોની જેમ બોલીને તું કેમ મોહ પમાડે છે ? હે અપરિચ્છિન્ન વિભુ ! આ બાળક દયાને પાત્ર છે. તમારું વાક્ય નારિયેળની જેમ ઉપરથી કઠોર પરંતુ અંદરથી અમૃત સમા પાણીથી ભરેલું છે એને આ નાદાન કેવી રીતે સમજી શકે ? જે ત્રિગુણને વશ હોય તેને વિધિનિષેધ હોય. જે અહંથી ગ્રસ્ત (ઘેરાયેલો) હોય તેને માટે તો શાસ્ત્રોક્ત કર્મો પણ બંધન ઊભા કરે છે. તું તો વિશ્વંભર અને શ્રુતિતાત છે. તું વિધિનિષેધથી પર છે. તું નિત્ય મુક્ત અને નિઃસંગી છે. તું તો પતિતને પણ પાવન કરનાર છે. અસંગીને વળી સ્ત્રીનો સંગ શાનો હોય ? એ તો મિથ્યા બબડાટ છે. હે પ્રભો ! આ સ્ત્રી તો આકાશના પુષ્પની જેમ તારી માયા છે જેનું માપ લઈ શકાય તેમ નથી. તું ત્રણે ગુણોથી પર છે, તું પરમેશ્વર છે, તું નિત્ય છે અને ઉપાધિથી મુક્ત છે. તું પિંડ અને બ્રહ્માંડ સાથે જોડાયેલો એવો ત્રણે દેહનો (સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહ) સાક્ષી છે.

શબ્દ, સ્પર્શ (રૂપ, રસ અને ગંધ) વગેરે એ તો ઈંદ્રિયોથી ગ્રહી શકાય એવા વિષયો છે. તું તો મન અને બુદ્ધિથી પણ પર છે. માટે તું અગ્રાહ્ય છે એ વાત સાચી છે. મન અને બુદ્ધિનું જોર તને ઓળખવા માટે ચાલી શકે એમ નથી એટલે તું વિષય રહિત, સ્પર્શ રહિત અને કેવળ અભાષ્ય (કહી શકાય નહી એવો) છે. ધર્મ અને અધર્મ એ શાસ્ત્રોનાં વાક્યો માયાને કારણે મોહવશ જે ફોગટ દેહાભિમાન રાખે છે તેને જ પ્રમાણરૂપ છે. હે વિભુ ! માયા

તો તારા વશમાં છે અને તું તો નિરહંકારી છે. તું સ્વયં ધર્મ છે. ધર્મ અને અધર્મ તને નડતા નથી. તું સ્વતંત્રથી સ્વતંત્ર હોવા છતાં ભક્તિથી પરતંત્ર થાય છે. તું ભક્તની ભાવનાને અનુરૂપ કલ્પિત રૂપ ધરે છે. તારાં એવાં કલ્પિત રૂપોનું ભાવપૂર્વક ધ્યાન ધરવાથી અકલ્પિત ફળ મળે છે. એ અર્થમાં તું અભાષ્ય છે. તને પામવા માટે વેદો એ પ્રમાણ (શબ્દ પ્રમાણ) છે એવું કહેવામાં આવે છે. વળી બધી પરોક્ષ પ્રમાણની સ્થિતિ પણ આત્માનો (પોતાનો) અનુભવ તો નથી જ. (પ્રમાણ ત્રણ પ્રકારનાં છે : પ્રત્યક્ષ પ્રમાણ, પરોક્ષ પ્રમાણ અને શબ્દ પ્રમાણ).

સૌ પ્રથમ વેદાંતનું અને શાસ્ત્રોનું યોગ્ય રીતે શ્રવણ કરવું જોઈએ. પછી શ્રવણના મનનો અભ્યાસ કર્યા પછી નિદિધ્યાસન કરવું જોઈએ. એનાથી આવરણ ટળે છે, માયાની ઉપાધિ નાસી જાય છે, અને જલ્દીથી સ્વ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. માટે વેદ વગેરે (શબ્દ પ્રમાણે) દ્વારા તું કેવળ અસ્પર્શ્ય છે. તારા રૂપનું વર્ણન થઈ શકે એમ નથી એ અર્થમાં તું અભાષ્ય છે. આવું કહેવું એ જ સત્ય ભાષ્ય છે. વર્તમાન, ભાવિ અને ભૂતકાળના વિષયો તને સ્પર્શી શકતા નથી એ અર્થમાં તું અવિષય છે. તારો જાતે અનુભવ કરી શકાય છે. તું અભેધ છે. તું સર્વથી વંદન કરવા યોગ્ય છે અને તું સર્વેશ છે. સ્વયંપ્રકાશ એવા હે પરબ્રહ્મ પરમેશ્વર ! હું તને પ્રણામ કરું છું.

<u>**શ્રી દત્ત પ્રભુ :-**</u>

<u>**રેણુકામાતાને - (એલમ્મા માતા)**</u>

સાધ્વી (રેણુકા)ના આવાં વચન સાંભળી, હાસ્ય કરીને દત્ત દિગંબર સ્તવન કરતા બોલ્યા કે હે માતા ! આ સ્વરૂપો તારાં જ છે. આ સકળ વિશ્વમાં તું જ વ્યાપેલી છે. તું ૐકાર (પ્રણવ) રૂપ અને ઉત્તમ (પરાવરા) છે. તું જ આદ્ય ભવાની છે. માયાનો આ સઘળો વિસ્તાર એ તારું જ રૂપ છે. અનુપમ એવી તું જ બ્રહ્મા, હરિ અને હરનું સર્જન કરે છે. તું સ્વયંપણે અલિપ્ત રહીને અખંડપણે અનેકવાર સર્જન, સ્થિતિ અને સંહાર કરીને કેવળ અભંગ સ્વરૂપે રહે છે. અનેકરૂપો હોવા છતાં મૂળ તું એક જ છે. એ વાતને મૂઢ જાણતો નથી. તું ચૈતન્યરૂપે બધે વ્યાપીને તું બધામાં ગૂઢરૂપે વસે છે. આ બધું દેખાતું નામ અને રૂપ એ સામે તું જ છે. બીજું નિષ્કલંક એવું સચ્ચિદાનંદનું અલક્ષ્યરૂપ એ પણ તારું જ સ્વરૂપ છે પણ એને મન વાણીથી પામી શકાતું નથી. અજ્ઞાની એને કોઈ દિવસ જાણી શકતો ન હોવાથી એ નાદાન (અણસમજું - બાળ) ખોટા ખોટા તર્કો કરે છે. દેહ, ઈન્દ્રિય અને પ્રાણ વગેરેથી વિલક્ષણપણે અલિપ્ત રહીને તું બધાની સાક્ષીરૂપ છે, પરંતુ તારો કોઈ સાક્ષી નથી. તારામાં સાક્ષી કે સાક્ષ્યપણાનો લેશમાત્ર ભાસ નથી. મૂળે જે સાક્ષ્ય જ નથી ત્યાં પછી કોણ સાક્ષી હોય ? માટે જ તને નિરાધાર (જેને કોઈ આધારની જરૂર નથી એવી) અને એકવીરા કહી છે. આ દેહ અને જગત વગેરે ભ્રાંતિનો તું જ આધાર છે. જ્ઞાની વિના બીજો કોઈ તો તારો પાર પામી શકે એમ જ નથી. અંદર અને બહાર બધે વ્યાપીને રહીને તું બધાનાં અંતરમાં વસી રહી છે. એવી તું લોકોનું ભલું કરવા માટે આ રીતે અવતાર ધરીને, તીર્થોને પાવન કરતી ખરેખર અહીં આવી પહોંચી છે. ત્રિલોકમાં પ્રખ્યાત અને જેને મુનિવૃંદ વંદન કરે છે એવા શિવશંકરના સાક્ષાત્ - અવતાર સમા જમદગ્નિ એ તારા પતિ છે. જેના નામમાત્રથી સ્વયં કાળ પણ થરથર ધ્રૂજતો હોય એવા એ તપોમૂર્તિને મૃત્યુએ કેવી રીતે ગ્રસ્યો ?

<u>**અ.૨૬ :- રેણુકામાતા :- ૧૦૪ થી ૧૦૭ :**</u>

એવું કહ્યા પછી દત્ત પ્રભુને ફરીથી ભલામણ કરતા કહ્યું કે, હે પ્રભુ ! આ રામ આજથી આપનો બાળક છે. હવે તમે જ એનાં મા-બાપ છો, એના ગુણ-દોષો જોશો નહિ. એના માથે હાથ રાખીને એનું રક્ષણ કરજો. એ નાનો છે, નાદાન છે, એનું શામાં હિત છે અને શામાં હિત નથી એનું (સારા-નરસાનું) એને ભાન નથી. માટે હે નાથ ! હું એને તમને સોપું છું. તમો તો બધું જ જાણો છો. એનું તમે પાલન કરજો. હવે વધારે તો શું કહું ? આવો એનો અનુપમ સ્નેહ હતો. આવું કહીને દત્તનાં ચરણમાં વારે વારે વંદન કરવા લાગી.

**અ.૨૮ :- ગાલવ મુનિ :- ૧૭, ૧૮ :**

હે ભગવાન ! તું આ ભક્તની ઉપેક્ષા કેમ કરે છે ? હે દીનબંધુ ! તારા વિના મારો કોઈ બીજો રક્ષક નથી. તને દૈત્યનો દુશ્મન અને ધર્મની મર્યાદાનું રક્ષણ કરનાર કહ્યો છે. તારા વિના મારે બીજો કોઈ આશ્રય નથી ! હે પ્રભુ ! તું હવે દોડ, જલ્દી દોડ.

**અ.૩૦ :- અશ્વતર નાગ :- સરસ્વતી માતાને :- ૪ થી ૧૬ :**

એણે કહ્યું કે હે માત ! નાના બાળકની વાણીના જેવા મારા આ બોબડા બોલની સ્તુતિ સ્વીકારી લે. સમુદ્રનાં જળ (જીવન)થી માનવી જેમ સમુદ્રની પૂજા કરે છે અને દીવાથી સૂર્યની આરતી ઉતારે છે, એવી મારી આ સ્તુતિ તું સમજજે. વાણીરૂપ સ્ફૂર્તિ આપીને તું જ બોલાવે છે. તું બોલાવે તે રીતે આ બાળક બોલે છે. હે મા સરસ્વતી ! તું એ સત્ય માન. આ દેખાતું બધું જ જગત એ તારું જ રૂપ છે. તો પછી હું તારાથી ક્યાં ભિન્ન છું ? હું તારા અરૂપની (નિરાકારની) કેવી રીતે સ્તુતિ કરી શકું ? આ દેખાય તે બધું જડ અને નાશવંત છે અને ભોક્તા જીવ અવિનાશી છે. પણ હે મા ! તું તો બધાથી પર છે. કેવળ સાક્ષી અને અમર છે. જેમ પાણીમાં પરપોટા થાય છે તેમ જીવ અને ઈશ્વર તારા સ્વરૂપમાં ઉપાધિ ભેદથી ભાસે છે. તું પ્રણવ રૂપિણી (ૐકાર સ્વરૂપ) છે, પ્રકાશ સ્વરૂપ છે. ગુણોની સ્વામીનિ છે અને (ૐકારની) અર્ધમાત્રા ચૈતન્યમયી છે જે નિર્વિકાર છે. હે ભામિની ! તું ક્રિયાથી પર છે. ભુક્તિ મુક્તિ આપનાર છે. સ્વર અને વ્યંજન (વર્ણ)ને પ્રકાશીને સંસારનો વ્યવહાર સાધે છે, યજ્ઞ વગેરેનું તું મૂળ છે. તું બધાને પ્રકાશ આપનારી છે. હે વિદ્યાદેવી સરસ્વતી ! તું વેદનું મૂળ છે. તું નિરાધારનો આધાર છે. તું બધાનું કારણ છે. સર્વવ્યાપક એવું તારું રૂપ કોણ જાણી શકે ? જે તારું રાત-દિવસ ધ્યાન ધરતો હોય એવો કોઈ સુભક્ત જ તારા મંગલ ધામને જાણી શકે. બાકી બીજાં બધાં તો નકામાં ફાંફાં છે. આ લોકમાં અને પરલોકમાં ફળના ભોગથી વિરક્ત થઈને જે હંમેશ માટે તારું શરણું ગ્રહે છે તેનો જ સંદેહ તૂટે છે. હે મા સરસ્વતી ! હું તને ફરી ફરીને પ્રણામ કરું છું. પોતાના ભક્તોના હૈયે વસનારી હે મા ! તું પ્રસન્ન થા.

**અ.૩૨ :- મદાલસા માતા માટે :- ૩૯, ૪૦ :**

પુત્રોથી સાથે સાથે પતિને પણ સદ્ગતિ આપનાર સતી મદાલસાને ધન્ય છે. મદાલસાના આ ગુણોનું કોણ વર્ણન કરી શકે ? એના ગુણોનું કીર્તન કરવાથી પાપનો નાશ થાય છે અને **સવારના પહોરમાં એનું સ્મરણ કરવાથી અંતરની ખાસ શુદ્ધિ થાય છે.**

**અ.૩૩ : અલર્ક :- ૨૨ થી ૨૪ :**

દત્ત પ્રભુનાં ચરણોમાં સદ્ભાવથી વંદન કરીને કહ્યું કે હે ભક્તવત્સલ ભગવાન ! આ શરીર આપને સમર્પિત કર્યું છે. (હું આપને શરણે આવ્યો છું.) હે ગુરુનાથ ! પ્રારબ્ધને કારણે મને અતિશય દુઃખ થયું છે. હે તાત તમે મારા ગરીબ ઉપર કૃપા કરી મારો ઉદ્ધાર કરો. આપની કૃપા થતાંની સાથે જ આ દુઃખ રહેશે નહિ. હે પ્રભુ ! હું આપને શરણે આવ્યો છું. આપ જ કોઈ ઉપાય કરો.

**અ. ૪૧ : અલર્ક :- દત્ત પ્રભુને ૭૭ થી ૧૦૬ :**

વેદો નિશ્ચયપૂર્વક (ખાતરીથી) કહે છે કે તું સચ્ચિદાનંદરૂપ છે અને અંતરમાં રહેલા આત્માથી તું અભિન્ન છે એનો હવે મને અનુભવ થયો છે. (૭૭). આ બધાનું કારણ તું જ છે, આ બધાનો આધાર પણ તું જ છે. તેં તારી ઈચ્છાથી જ આ મનુષ્ય અવતાર ધારણ કર્યો છે. (૭૮). મન, વાણી કે અન્ય કોઈ તને પહોંચી શકતું નથી, તને સ્વેચ્છાચારી કહ્યો છે. આવું જાણીને તને વંદન કરું છું. (૭૯). બ્રહ્મ અને ઈશ્વર વચ્ચેનો ભેદ એ કેવળ માયાના આભાસને લીધે છે અને આત્મા તથા જીવનો ભેદ અવિદ્યાને કારણે છે. (૮૦). તત્ત્વજ્ઞાનથી બંનેનો

(માયા અને અવિદ્યાનો) નાશ થતાં ત્યાં ઈશ્વર કે જીવ કશું રહેતું નથી. કેવળ તું જ (બ્રહ્મ) રહે છે. (૮૧) જેમ દોરડી (રજ્જુ) ઉપર સાપનો આભાસ થાય છે તેમ તારા પર જગતનો ભાસ થાય છે. ભ્રમનો નાશ થતાં એક અને અદ્વિતીય એવો તું જ રહે છે. (૮૨) જે શરૂઆતમાં નથી અને અંતમાં પણ નથી, પરંતુ વચ્ચે વચ્ચે ભાસે છે તે સત્ય નથી પણ તૂત છે, તે ત્રણ કાળમાં નથી તેથી તેનું અસ્તિત્વ (સત્તા) જૂઠું છે, મિથ્યા છે. (૮૩).

હે ગુરુરાય ! ભ્રાંતિનો નાશ થતાં પહેલાં જે સત્ય જણાતું હતું તે હવે તારી કૃપાથી જ અસત્ય જણાય છે. (૮૪). તારી દૃષ્ટિ પડતાં જ હું ધન્ય થઈ ગયો. જીવભાવ શમી ગયો અને બ્રહ્મત્વ (બ્રહ્મભાવ) અંગોમાં આવી ગયું. (૮૫). હવે મને પાકી ખાતરી થઈ ગઈ છે કે તું જ સાક્ષાત્ બ્રહ્મ છે અને અભેદનું જ્ઞાન થવાથી હું-તું પણ શાંત થઈ ગયું છે. (મટી ગયું છે.) તો પણ ભજન કરવાના ભાવને સંતોષવા હું અને તું એવા ભેદભાવનો વિકલ્પ સ્વીકારે છે અને મારું મન તારું ભજન કરે છે અને સંતોષ પામે છે. (૮૬-૮૭).

હું જીવ છું અને તું શિવ છે, હું ભક્ત છું અને તું ભગવાન છે એવો વિશુદ્ધ ભક્તિભાવ તરત જ ભ્રાંતિ હરી લે છે. (૮૮). આવો (વિશુદ્ધ) ભક્તિભાવ રાખીને લોકો ભજનનો આનંદ લૂંટે છે. એ આનંદનું કોણ વર્ણન કરી શકે ? મુક્તિ તો આવા ભક્તોના પગની ગંધ છે ! (૮૯).

મારું મન તારા રૂપમાં બધી રીતે લીન થઈ જાય છે અને ધ્યાન કરનાર એ ધ્યાનને ભૂલીને ધ્યેયરૂપ થઈ જાય છે. (૯૦). આ રીતે મારું મન તારામાં લીન થઈ જાય તો પણ હું ફરી પાછું એને જાગૃત કરું છું, ઉઠાડું છું, જેથી હે વિભુ ! તારું ભજન થઈ શકે અને એ અનુપમ રસનું પાન થઈ શકે. (૯૧). તેં ભક્તને સ્વાત્મદાન કર્યું તેથી હે પ્રભુ ! બધા દત્ત કહે છે પણ ખરેખર તું તો અજ (જન્મરહિત) છે. (૯૨).

હે દેવ ! તું ભક્તની ભાવનાને વશ થઈને સગુણ થયો છે. હે હરિ ! તારા અનંત ગુણોનું વર્ણન કોણ કરી શકે ? (૯૩). તું કોઈ બ્રાહ્મણ, તો કોઈ વાર ક્ષત્રિય, કોઈ વાર વૈશ્ય તો કોઈ વાર શૂદ્ર અને કોઈ વાર તો તું શંકર ભાસે છે. તું કેવળ કલ્પનાની પેલે પાર છે. (કલ્પનાતીત છે.) (૯૪).

કોઈ વાર તું બાળક, તો કોઈ વાર વૃદ્ધ, કોઈ વાર યુવાન, તો કોઈ વાર પ્રૌઢ જણાય છે. તું કોઈ વાર જ્ઞાનીની જેમ તો કોઈ વાર મૂઢની જેમ રહસ્યમય રીતે વર્તે છે. (૯૫).

કોઈ વાર તું ભોગી (ભોગ ભોગવનાર), તો કોઈ વાર યોગી, કોઈ વાર આસક્તિ ધરાવનારો (રાગી), તો કોઈ વાર ત્યાગી અને વિરાગી એવો હે અનંત ! તું જણાય છે. (૯૬). પાપથી વીંધાયો ન હોય એવો (નિષ્પાપ-શુદ્ધ) તારા જેવો બીજો કોઈ નથી છતાં તું અશુદ્ધ જેવો ભાસે છે. શુદ્ધ, બુદ્ધ કે અબુદ્ધ કોઈ તારો પાર પામી શકે એમ નથી. (૯૭). તું જ માયાપતિ છે ને તું જ બધી ઈંદ્રિયોનો સ્વામી છે. તું કોઈ વાર વિજ્ઞાનનો (અનુભવ જ્ઞાનનો) સ્વામી હોવા છતાં અન્ય જીવોના જેવો અલ્પ અને અસમર્થ જણાય છે. (૯૮) તારી આવી અગમ્ય લીલાનો વિસ્તાર તો બ્રહ્મા (વિષ્ણુ, શંકર) વગેરે પણ જાણી શકતા નથી. તો પછી ગમાર મનુષ્યની તો શી તાકાત ? (૯૯). સકલ વિશ્વનું ભરણપોષણ કરનાર હોવા છતાં તું પોતે તો દિગંબર (નગ્ન) છે એવો તને ધન્ય છે ! હે પ્રભુ ! હે અત્રિપુત્ર અવધૂત ! તને મારા નમસ્કાર. (૧૦૦).

તું ધર્મ અને અધર્મ (બંને)થી પર છે. તારામાં ભેદદૃષ્ટિ નથી અને તને ખેદ થતો નથી. તું જાણવા જેવું અને ન જાણવા જેવું એમ બંનેથી પર છે. વેદો તારા ભાટ છે. (તારાં ગુણગાન ગાય છે.) (૧૦૧). જેને વેદો પરોક્ષ કહે છે તે તું અમને ભક્તોને તો સદા અપરોક્ષ જ જણાય છે અને એ એક જ ધ્યેય અમોને સારી રીતે જાણીતું છે. (૧૦૨).

હે પ્રભુ ! તું જ મારી મુક્તિ છે, તું જ મારી ભુક્તિ છે ને તુંજ મારી યુક્તિ છે. હું તને વારંવાર, શતધા

(અનેક રીતે) પ્રણામ કરું છું. (૧૦૩). કરવા જેવું બધું જ મેં કરી લીધું છે અને મેળવવા જેવું બધું જ મેળવી લીધું છે. જોવા જેવું મેં બધું જ જોઈ લીધું છે. હવે મારામાં એનું પણ અભિમાન રહ્યું નથી. (૧૦૪).

જ્યાં બધું જ એકાકાર થઈ ગયું હોય ત્યાં બોલે કોણ ? અને સાંભળે કોણ ? હું અને તું પણાનો નાશ થયો હોવા છતાં પણ હે દયાળુ ! હું તને વંદન કરું છું. (૧૦૫). આપની આજ્ઞા માથે ચઢાવીને હું ચોક્કસ જાઉં છું અને પ્રારબ્ધમાં હશે તે પ્રમાણે મુક્ત બનીને બધે સુખેથી ફરીશ. (૧૦૬).

**<u>અ.૪૩ :- આયુરાજા :- ૫૮ થી ૬૫ :</u>**

રાજાએ વંદન કરીને કહ્યું કે મને કોઈ પ્રકારનો ભય નથી. જ્ઞાની પુરુષો કદી પણ શાપ આપતા નથી એવું હું ચોક્કસ માનું છું. જે અન્યના શાપથી શાપ પામેલાને તારે છે તે આ આસમાની સુલતાની થાય તો પણ પોતે કદી પણ શાપ આપતા નથી. સમર્થ ઘરનાં કૂતરાથી કાળ પણ ડરે છે. તો પછી મને શાનો ડર ? હું તો આપ જેવા સમર્થને શરણે આવ્યો છું. હું આપનું નામ (અને નામના) સાંભળીને અહીંયા આવ્યો છું. એટલે હું અહીંથી જવાનો નથી. તમારા ચરણે આ દેહ સમર્પિત કરી દીધો છે એટલે હવે મારવું હોય તો મારો અને તારવું હોય તો તારો. વેદો એ તારા શ્વાસ છે. તું વેદોનો પિતા છે. (તેં વેદો ઉત્પન્ન કર્યા છે.) તું દેહમાં હોવા છતાં દેહથી પર છે અને ત્રણે ગુણો વગરનો છે. શાસ્ત્રો મૂઢને બંધનમાં બાંધે છે, જ્ઞાનીને નહિ. આમ કરવું (વિધિ) અને આમ નહિ કરવું (નિષેધ) એવું તારા જેવા જ્ઞાનીને હોતું નથી. તું તો અસંગ રહેનારો છે. હે સચ્ચિદાનંદની ખાણ એવા પ્રભુ ! જો દેહને એનો પડછાયો બાંધી શકે તો હે બુદ્ધિના પરમેશ્વર ! તને માયા બાંધી શકે. તું પોતે જ પૂર્ણ છે, સર્વજ્ઞ છે. તું અન્યથી અસ્પૃષ્ટ છે અને અભંગ છે. તું અજ અને અક્ષય છે. પછી તેને ધર્મ કે અધર્મ શાના હોય ?

**<u>અ.૪૭ :- ઈંદુમતી :- ૧૦૨ થી ૧૧૪ :</u>**

હે દયાના ભંડાર એવા દત્ત પ્રભુ ! હે પુરુષોત્તમ ! હે માધવ ! આપનો જય હો ! જય હો ! હે અધોક્ષજ (વિષ્ણુ) ! હે બ્રહ્માજી ! આપનો જય હો ! જય હો ! હે અચ્યુત ! હે કેશવ ! આપનો જય હો ! તું જ કર્તા છે, ભર્તા છે અને હર્તા પણ તું જ છે. હે મૃત્યુંજય ! હે નરહરિ ! હું તમને પ્રણામ કરું છું. તું અનેક પણ એક જ છે. તું માયાનો ચાલક (ચલાવનારો) છે. ગુણ, દ્રવ્ય અને ક્રિયામાં પણ તું જ પ્રકાશે છે. આ બ્રહ્માંડોનું સર્જન કરનાર બ્રહ્મા તું જ છે અને એનો સંહાર કરનાર શિવ પણ તું જ છે. એનું પાલનપોષણ કરનાર વિષ્ણુ પણ ખરેખર તું જ છે અને તું જ શક્તિ પણ છે. હે પાર્વતીપતે ! તમારો જય હો ! હું તમને વંદન કરું છું. હે લક્ષ્મીપતિ ! આપનો જય હો ! હે સાવિત્રીના હૃદયમાં વસનાર (બ્રહ્મા) ! હું આપને વંદન કરું છું.

માયાનો આશ્રય કરીને એક હોવા છતાં અનેકરૂપે દેખાય છે. તું દરેક દેહમાં ભિન્ન સ્વરૂપે જણાય છે. તું ભક્તનો ઉદ્ધાર કરનાર છે. ખરેખર તારી આ બધી લીલા કેવળ અપરંપાર છે. હે સંસારમાંથી (સાગર) તારનાર ! કરુણા કરીને આ દાસીને શરણમાં લે. મારી મોહની બેડી જલ્દીથી તોડીને અને કામ વગેરે શત્રુ મારીને હે વિભુ ! તું મને નિર્ભય કરી દે. તું મને ભજનની લગની લગાડ. તું મારામાં આત્મવિવેક જગાડ અને મારી ભેદ દૃષ્ટિ ભગાડ જેથી હું તદ્દન અસંગ થાઉં. હે હરિ ! તારા ચરણોને ન ઓળખીને, મેં જાતજાતના ઢોંગ (ફંદ) કર્યા પરંતુ હે તારા ભજનામૃતના સ્વાદમાં હું મારી ઈચ્છા મુજબ ફરૂ છું. તારી પાસે કોઈ વિષયની ઈચ્છા કરે તો તું એને વિષયનું દાન કરે છે અને મુમુક્ષુ હોય તો તેને મોક્ષ આપીને આનંદ કરાવે છે. તું ખરેખર ચિંતામણિ જેવો જ છે. તું દુઃખિયારાનાં દુઃખ દૂર કરે છે અને જ્ઞાનીને તારાં ચરણે રાખીને એને સુખ આપે છે. (જે જેવું માગે તેવું તું એને આપે છે.) હે પ્રભુ ! તું જ મારું અંતિમ લક્ષ્ય છે. તારા વિના મારો બીજો કોઈ આધાર નથી. એ રીતે ઈંદુમતિ વારે વારે પ્રાર્થના કરતી હતી.

**<u>અ.૪૮ : નહુષ - વસિષ્ઠ મુનિને :- ૪૩ થી ૪૬ :</u>**

બોલ્યો કે હે ગુરુજી ! હું તમને શું પ્રણામ કરું ? આપ તો બધું જાણો જ છો. આ ચરણની સેવા કરતાં બધાં દુઃખડાં ટળી જાય છે અને કામ વગેરે આંતરિક શત્રુઓ પણ ભાગી જાય છે તો પછી બાહ્ય શત્રુ એવા હુંડનું તો શું ગજું ? ગરૂડને જોઈને સાપનો સમૂહ ભાગ ભાગ કરે તેમ આપની કૃપાથી શત્રુનો સમૂહ નિર્બળ થઈ જશે. હે નાથ ! મને કોઈપણ જાતની ચિંતા નથી. આપનાં આ ચરણનું સ્મરણ કરીને હુંડને એના સમગ્ર કુળ સાથે મારી નાંખીશ. (મર્દીશ - મસળી નાંખીશ.)

**<u>નહુષ :- દત્તપ્રભુને :- ૫૦ થી ૫૮ :</u>**

નહુષે વિચાર્યું કે ગર્ભમાં આવ્યો ત્યારથી આજ સુધી મેં જેને નમન પણ નથી કર્યા છતાં જે દત્ત ભગવાને સ્નેહથી મારું રક્ષણ કર્યું છે તે દત્ત પ્રભુનાં ચરણમાં વંદન કરું છું. હે પ્રભુ ! રણમેદાનમાં મારું રક્ષણ કરી (મને સાચવી) મને જય અપાવજો અને મારી બધી ઈચ્છા પૂર્ણ કરીને મારી સેવા સ્વીકારજો. જે નાસ્તિકને શિક્ષા કરે છે, અને આસ્તિકનું રક્ષણ કરે છે તે એક માત્ર દત્ત ભગવાન જ ખરેખર મારું રક્ષણ કરનારો છે. જે સાધુજનોના મનનું વિશ્રામરૂપ સ્થાન છે. તેના ચિંતનથી મારો બધો ખેદ ટળી જાઓ અને મને વિજયશ્રી આવીને વરો. જેના ગુણ ગાતાં શેષનાગ પણ થાકી જાય છે અને જ્યાં બૃહસ્પતિ પણ બોલતા બંધ થઈ જાય છે ત્યાં મારું તો શું ગજું ? ભાવપૂર્વક હું મારા બંને હાથ જોડીને તેને વંદન કરું છું. હે દત્ત યોગીશ્વર ! તમે કૃપા કરીને મારી રક્ષા કરો. યુદ્ધના મેદાનમાં લડતી વખતે અથવા સંકટમાં આવી પડું ત્યારે અથવા કોઈ મને કપટપૂર્વક મારવાની કોશિષ કરતું હોય ત્યારે હે યતિવર ! તમે મારુ રક્ષણ કરો. હું લડવા જઉ છું, ત્યારે મને કોઈ વિઘ્ન ન નડે, મને સમયસરનું ખાવાનું-પીવાનું મળો અને હું સુખેથી પાછો ફરું એ રીતે હે દેવો ! મારી રક્ષા કરો ! યુદ્ધમાં લડતી વખતે બધા જેને બોલાવે છે તે ભગવાન ઈંદ્ર મને બીકથી રક્ષણ આપીને મદદરૂપ થાઓ !

**<u>૮૦ થી ૮૨ :</u>**

નહુષે કહ્યું કે દેવવૃંદ ! દત્તપ્રભુ એ જ મારું સર્વસ્વ છે. એ જ આ બધું કરાવે છે એમાં શંકાને કોઈ સ્થાન નથી. હું હંમેશા ગુરુની આજ્ઞામાં રહું છું તેથી મારો નિશ્ચય છે કે મારાં બધાં દુઃખો નિવારીને એ મારું રક્ષણ કરે છે. એ યોગીવર દત્ત ખરેખર ભક્તની ઈચ્છા પૂરી કરનાર છે. તે સ્વયં સહાયરૂપ થતાં ત્યાં શું ખામી રહે ?

**<u>અ.૪૯ : નહુષ :- ૮૩ થી ૮૬ :</u>**

વસિષ્ઠ મુનિને મનોમન પગે લાગીને અને દત્તપ્રભુના ચરણનું સ્મરણ કરીને ગળ ગળો થઈને, બે હાથ જોડીને (નહુષ) પ્રાર્થના કરવા લાગ્યો કે દત્ત દયાધન ! હું તમારા વિના બીજા કોઈને જાણતો નથી. હું તમારો જ દાસ(સેવક) છું અને હંમેશા તમારું જ સ્મરણ કરું છું. આ રાક્ષસ ખરેખર ભયંકર છે અને મારાથી એ મરતો નથી. હે ગુરો ! તમે કૃપાદૃષ્ટિ કરો અને મને નિમિત્ત કરીને તમે એનો વધ કરાવો. કર્તા હર્તા તમે છો, હું તો ફક્ત નિમિત્ત માત્ર છું. એમ પ્રાર્થીને નહુષે રાક્ષસનું શરીર ઝડપથી વીંધી નાંખ્યું.

**<u>અ.૫૧ :- યદુરાજા :- ૫૭ થી ૬૦ :</u>**

આ રીતે રાજા યદુએ અંતરમાં દત્તપ્રભુનાં ચરણકમળનું ધ્યાન ધરીને આર્ત સ્વરે કહ્યું કે હે પ્રભુ ! તું દોડ ! તું દોડ ! હે દયાળુ દત્ત પ્રભુ ! આ સંસારનો દાવાનળ ચારે બાજુએથી સળગી ઉઠ્યો છે. તું જ્ઞાનરૂપી અમૃતનો છંટકાવ કરીને ઠંડક કર. હે મારા બાપ ! તું દયા લાવીને હવે દોડ. મારો જન્મ અને મૃત્યુનો ભય દૂર કરી મને સાંત્વન આપ. આવી અનન્ય યાચના કરું છું. તું સ્મરણ કરતાંની સાથે હાજર થાય છે એમ કહેવાય છે. એટલે તું વાર લગાડે તો એ તને શોભતું નથી. આ રીતે જંગલમાં એક ઝાડની નીચે યદુ પોકાર કરે છે.

**અ.૫૬ :- નિરંજન :-, ૩૦ થી ૩૩ :**

હે યોગીશ્વર ! આપનો જય હો ! આપનો જય હો ! હું આપને પ્રણામ કરું છું. હું ચાતક થઈને તમારે બારણે તૃષાતુર થઈને ઊભો છું. મારી અવગણના કેમ કરો છો ? હે નાથ ! ગુરુલીલામૃત પાનથી હું ધરાયો નથી. કલિતારક સાક્ષાત્ ત્રિમૂર્તિ દત્તે, બ્રાહ્મણ સ્ત્રીનો ભાવ જોઈને પાછો અવતાર લીધો એ સાંભળીને જિજ્ઞાસા વધી છે. હે ગુરુનાથ ! એ લીલાનું વર્ણન કરીને મારી તરસ છીપાવો, એમ કહીને ફરી પાછાં સાષ્ટાંગ પ્રણામ કર્યા.

**અ. ૫૬ :- સુમતિ માતા :- ૪૮ થી ૫૩ :**

હે જગદીશ્વર ! તમારો જય હો ! જય જયકાર હો ! હું તમને વંદન કરું છું. હે ત્રણે ભુવનને તારનાર નાથ ! તું દાતા છે અને હું તો રંક (ગરીબ), અનાથ અને દીન એવી અબળા સ્ત્રી છું. બધાનો આધાર એવો તું પરમાત્મા ભક્તોને માટે અવતાર ધારણ કરે છે. તારી કૃપાદૃષ્ટિ થતાં અમૃત વર્ષા વરસે છે. જ્યાં વેદ અને પુરાણ પણ મૂગા થઈ જાય છે ત્યાં બીજા તારી કીર્તિનું શું વર્ણન કરી શકે ? પણ હે પ્રભુ ! તમે જો ખરેખર રાજી (પ્રસન્ન) થયા જ હો તો આપનું વચન (આપ જે બોલ્યા તે) સફળ કરો. તમારું બોલેલું કદી ખોટું પડતું નથી. તેં વાનર (સુગ્રીવ) ને રાજ્ય આપ્યું અને ધ્રુવને અચળ પદે સ્થાપીને અક્ષય શિરતાજવાળો કર્યો. હે નારાયણ ! હું તને વંદન કરું છું. તું અનાથનો નાથ છે. તેં સોનાની લંકા ભક્ત વિભીષણને આપી દીધી. હે કૃપાના ભંડાર ! કરુણા કરીને મારી મનોકામના પૂર્ણ કરો. હે પ્રભુ ! હું વારંવાર આપના ચરણ પકડું છું. મને અક્ષયધામ (મોક્ષ) આપો.

**અ. ૫૭ :- અપ્સરા :- નારાયણને :- ૯૩ થી ૧૧૦ :**

હે કમલા (લક્ષ્મી) પતિ ! હે નાથ ! તારી માયાને કારણે અરેરે ! અમે મોહ પામીને તને ઓળખી ન શક્યાં. (૯૨-૯૩). હે દેવ ! અમે તારું સાચું સ્વરૂપ જાણી શક્યા નહિ અને નાહકના રૂપના ગર્વથી અભિમાનમાં પડ્યા. (૯૪). પ્રાણીમાત્રનું ઉદ્ભવનું કારણ (મૂળ) જે સનાતન બ્રહ્મ છે તે જ તમો નર અને નારાયણ અદ્વૈતરૂપ છો. (બે છો પણ એક જ છો.) (૯૫). હે પ્રભો ! આપના ચરણમાં અમે વારે વારે સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ. હે કૃપામૂર્તિ ભગવાન ! અમારો અપરાધ (ગુનો) ક્ષમા (માફ) કરો. (૯૬).

હિરણ્યગર્ભના અધિપતિ એવા શેષશાયી ભગવાન વિષ્ણુ એ તમે જ છો. તમે બંને એક જ છો. (શરીર ભલે બે છે.) (૯૭). શંખ, ચક્ર, ગદા અને પદ્મ (કમળ) થી શોભતા શ્રી હરિ એ આપ જ છો એવું અમે નિશ્ચિતપણે જાણી ગયા છીએ અને હવે અમારા મનમાં કોઈ શંકા નથી. (૯૮). તમે જ સાક્ષાત્ વૈકુંઠાધિપતિ વિષ્ણુ છો. અમે તમને વારંવાર પ્રણામ કરીએ છીએ. તમે અમારો અપરાધ ક્ષમા કરો. (૯૯). હે દેવ ! આપ જ્ઞાનના સાગર છો અને અગ્નિ સ્વરૂપ છો. અમારા પાપ અને તાપ બાળીને અમને પાવન (શુદ્ધ-વિમલ) કરી દો. (૧૦૦).

જેના હાથમાં શાર્ઙ્ગ ધનુષ્ય છે, જેની છાતી પર ભૃગુપદ લાંછન શોભે છે, જે ભક્તોને વરદાન આપનાર છે, જે પતિતજનનો ઉદ્ધાર કરનાર છે એવા શ્રી હરિ દૃષ્ટિમાત્રથી આત્મજ્ઞાન આપીને ભક્તોનાં પાપ હરી લે છે. (૧૦૧-૧૦૨). યમ-નિયમ વગેરે સાધનમાં જે સર્વાંગ સંપૂર્ણ છે અને જે સનાતન છે તે અધોક્ષજ (વિષ્ણુ) તમે જ છો એમાં કોઈ શંકા નથી. (૧૦૩). જેની પાસે ક્ષમારૂપી લક્ષ્મી છે તે ભક્તના મિત્ર સમાન હે નર અને નારાયણ આપ જ એક સ્વરૂપે રહ્યા છો. (૧૦૪). અમે તને વારે વારે સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ. હે પ્રભુ ! તું આ ગરીબ જન (રંક) ને જલદીથી કૃપાનું દાન સાચે જ આપી દે. (૧૦૫). તારું મૂળ સ્વરૂપ બતાવીને આ દીન જનોનો ઉદ્ધાર કરો. અમે બધા અવિદ્યાના ખાડામાં મોહને લીધે પડ્યા છીએ. (૧૦૬). હે કામેશ્વર ! અમે તને વંદન કરીએ છીએ. તું સચ્ચિદાનંદ સ્વરૂપ (બ્રહ્મ) છે. અમારા ગરીબ ઉપર પ્રસન્ન થા અને અમારો ઉદ્ધાર કર. (૧૦૭).

હે પ્રભુ ! તેં તારી ઈચ્છાથી આ જે સ્ત્રી રત્ન ઉત્પન્ન કર્યું છે તે કેવળ અપૂર્વ છે. અમે આવું જોયું પણ નથી કે સાંભળ્યું પણ નથી. (૧૦૮). એ સાક્ષાત્ મહામાય જગદંબા છે અથવા મા પાર્વતી છે. અમે એને વંદન કરીએ છીએ. (૧૦૯). હે દયાના સાગર ! અમારા પર કરુણા કરીને અને અમારો મોહ દૂર કરીને, હે પ્રભુ ! અમારા જેવા રંક પર તું જલદી જલદી કૃપાદૃષ્ટિ કર. (૧૧૦).

**અ.૫૮ :- અપ્સરા :- ૧ થી ૪ :**

કામદેવ, અપ્સરા અને વસંતઋતુ નરનારાયણની ભાવથી સ્તુતિ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે જેનાં મન-બુદ્ધિ સદા પ્રસન્ન રહે છે અને મુખડું શાંત, ધીરજવાળું (ધૈર્યવાન) અને આનંદિત છે તથા નયનો કમળ જેવાં છે એવા હે યોગીજનોના ઈશ ! અમે તમને વંદન કરીએ છીએ. હે હરિ ! અમારા પર કૃપા કરી તું અમારા પાપ હરી લે. હે પ્રભુ ! અમારા અપરાધ માફ કરો. આ માયાનું પડળ છેદી નાંખીને અમને અમારા સ્વરૂપનું જ્ઞાન કરાવો એ જ અમારી નમ્ર યાચના છે.

**અ.૫૮ :- અપ્સરાઓ - ૭૮ થી ૮૫ :**

સાષ્ટાંગ પ્રણામ કરીને અને બે હાથ જોડીને તેઓ કહેવા લાગ્યા કે અમે તમારાં દર્શનથી ધન્ય થઈ ગયાં છીએ અને ખૂબ પાવન થઈ ગયાં છીએ. કરોડો જન્મોનાં બધાં પાપો બળીને ભસ્મ થઈ ગયાં છે. તું સાચે જ પતિતોદ્ધારક છે. અનન્ય એવા તને અમે વંદન કરીએ છીએ. હે જ્ઞાનમૂર્તિ ! માયાથી વીંટળાયેલા (વેષ્ટિત) અજ્ઞાની એવા અમે સંસારનો નાશ કરનાર લક્ષ્મીપતિ ! તમે પ્રસન્ન થઈને જેમ અમને ઉત્તમ સ્ત્રી રત્ન એવી ઉર્વશી બતાવી છે તેમ તમારા દાસજન ઉપર ફરીથી કૃપા કરીને હે કૃપામૂર્તિ ! તમારા દેહમાં રહેલું આ સુદિવ્ય એવું સકળ વિશ્વ વસી રહ્યું છે તેનું દર્શન કરાવી અમને કૃતાર્થ કરો. હે પ્રભુ ! અમારા દોષો જોશો નહિ. બાળકો અનેક અપરાધો કરતાં હોવા છતાં પણ જેમ મા-બાપ ક્રોધ કરતાં નથી તેમ તું પણ અમને માફ કર. અમે અબુધ અને અજ્ઞાની છીએ અને તું શુદ્ધ અને બુદ્ધ છે. અમે બાળકો અપરાધી છીએ પણ તું તો સમદર્શી છે.

**અ.૫૯ :- અપ્સરાદિક :-**

નમ્ર થઈને સદ્ભાવપૂર્વક બધાં (કામદેવ, વસંત અને અપ્સરા) પ્રાર્થના કરીને કહેવા લાગ્યાં કે હે દેવોના પણ દેવ, હે અનંત ! હે અચ્યુત ! હે હરિ ! આપનો જય હો ! જય હો ! (૧). આ તારા વિશ્વરૂપનો કોઈ પાર જ પમાતો ન હતો. એને નજરે જોતાં એની શરૂઆત કે સમાપ્તિ જણાતી જ નથી. (૨). હે જગતના આત્મા ! હે સર્વ વ્યાપક ! આ બધું કલ્પનામાં પણ ન ઊતરે એવું છે. હે શ્રીપતિ ! તારા સ્વરૂપનું દર્શન કરીને અમે તને પ્રણામ કરીએ છીએ. (૩). આ પૃથ્વી વગેરે (પંચ) ભૂતો (પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ), તેની તન્માત્રા (ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ) અને પંચભૂતોનો વિસ્તાર પણ હે ઈશ ! તું જ છે. તું પરથી પણ પર (પરાત્પર) છે. (૪). આ વિવિધ પ્રકારના જે ભેદો દેખાય છે તે બધા તું જ છે. તારી અગાધ લીલાનું વર્ણન કોણ કરી શકે એમ છે ? (૫).

હે હૃષિકેશ ! તું બધાના અંતરમાં રહેલો છે. અમે તને નમન કરીએ છીએ. જનાર્દન પ્રભુ જ ચક્ષુ દ્વારા આ દૃશ્યજગતને જુએ છે. (૬). કાનમાં રહીને તું જ શબ્દને સાંભળે છે અને તું જ બીજ બનીને જગતનું નિર્માણ કરે છે. (૭). આ નાકમાં રહીને તું જ સુગંધ ગ્રહણ કરે છે. મુખમાં રહીને તું જ બધું ખાય છે અને છતાં તું ઈંદ્રિયથી પર છે. (૮). બંને ચરણોમાં વસીને તું જવા-આવવાની ક્રિયા કરે છે અને હાથમાં વસીને તું આપવા-લેવાનું કાર્ય કરે છે. આમ તું પ્રાણીમાત્રમાં રહેલો છે. (૯). દરેકના શરીરમાં રહેવા છતાં તું શરીર વિનાનો છે. તું મનમાં રહીને સંકલ્પ વગેરે કરે છે. તું જ બુદ્ધિમાં રહીને બધાનો નિર્ણય લે છે અને હે પ્રભુ ! તું જ અહંકારમાં રહીને

અહં અહંની ગર્જના કરે છે. (૧૦-૧૧). દેવો, મનુષ્યો, પશુ વગેરેમાં અને જડ-ચેતનમાં તું અંશરૂપથી ખરેખર પૂરેપૂરો વસી રહ્યો હોવા છતાં, હે પ્રભુ ! તને કોઈ જાણતું નથી. અજ્ઞાનીઓ આ ન જાણતા હોવાથી અંશ ભૂત જીવાત્મા પોત પોતાની બુદ્ધિ અનુસાર અંશ અને અંશીની અનેક પ્રકારે કલ્પના કરે છે. હે માધવ ! અમે તારા રૂપને વંદન કરીએ છીએ. હે કૃપામૂર્તિ જગદીશ ! તું તો અખંડ છે. (૧૨-૧૫).

બુદ્ધિમાં તું બ્રહ્મા છે, શાંતિમાં ચંદ્રમા, બળમાં ઈંદ્ર, અને ધીરજમાં સમુદ્ર છે, તેજમાં અગ્નિ, ક્ષમામાં પૃથ્વી, ગતિમાં પવન, વિવેકમાં સનક સુજાત, મનુષ્યમાં રાજા, દાનવમાં પિશાચ, જલમાં સ્વરૂપ, પૃથ્વીમાં ગંધરૂપ, અગ્નિમાં તેજરૂપ, વાયુમાં સ્પર્શ અને આકાશમાં શબ્દરૂપે વ્યાપી રહ્યો છો. (૧૬-૧૯).

હે દેવ ! તમારી નાભિ (ડૂંટી)માં બ્રહ્મા છે, ભ્રૂકુટિમાં સંહારના દેવ શિવ-શંકર છે. અંતઃકરણમાં હે નારાયણ વિભુ ! તું જ સ્વયં છે. કાનમાં દિશાઓના દેવતા છો. આંખોમાં સૂર્ય અને ચંદ્રરૂપ છો. હાથમાં લોકપાલની જેમ વ્યાપીને વસી રહ્યા છો. નાકમાં (બે નસકોરામાં) વૈદ્યરાજ એવા અશ્વિનીકુમારો વસી રહ્યા છો. (૨૦-૨૨).

જીભમાં દેવી સરસ્વતી છો, હૃદયમાં પવન (વાયુદેવ) છો, ચરણકમળમાં ક્ષમા મૂર્તિ એવી પૃથ્વી વસે છે. ઉદરમાં ચૌદ લોક, પગના તળિયે પિશાચ, યક્ષ, નાગ, ગુહ્યક, બધા સિદ્ધો વગેરે વસે છે, મુખમાં બધા યજ્ઞ વસી રહ્યા છે. દંતમાં નક્ષત્ર વગેરેનો સમૂહ વસે છે. રોમમાં બધા દેવતાઓનો વાસ છે અને હોઠમાં પુરુષ નિશ્ચિત પણે વસે છે. પગ વગેરેની રેખાઓમાં વિદ્યાધર વસી રહ્યા છે. બાહુની સંધિમાં વેદો વસી રહ્યા છે. શ્વાસમાં શાસ્ત્ર વસી રહ્યાં છે. (૨૩-૨૬).

હે અનંત (પરમાત્મા) ! પૃથ્વીને વરાહરૂપે તું જ ધારણ કરી રહ્યો છે અને નૃસિંહ સ્વરૂપે હિરણ્યકશિપુ રાક્ષસને ખરેખર તમે જ ચીરી નાંખ્યો છે. (૨૭). તારી ભીષણ વિકરાળ દાઢો જોઈને કાળનાં ગાત્રો પણ કંપે છે તો અમારી તો વાત જ શી ? (અમારું શું ગજું ?) (૨૮). ત્રિવિક્રમ થઈને તું જ પૃથ્વી અને અંતરિક્ષ (દ્યાવા)માં વ્યાપી રહ્યો છે એવા ત્રિવિક્રમ સ્વરૂપ હે વિભુ ! તમને વંદન કરીએ છીએ. તું અનેક રૂપે પણ અરૂપી જ છે. (૨૯).

સાત દ્વિપો, સમુદ્ર, પર્વત, ગંગા-નર્મદા (રેવા) વગેરે બધી મોટી નદીઓ તારામાં દેખાય છે. જંગલો, જંગલી પશુઓ, વનસ્પતિઓ, પર્વતની ગુફાઓ, લાકડું-પથ્થર, બધા સ્વર્ગાદિ લોકો, દેવતાગણ, પાતાલ વગેરેના દૈત્યો, વળી નાગાદિ, સિદ્ધ, ઋષિ, સુર, કિન્નરો વગેરે પણ આપના શરીરમાં રહેલા જણાય છે અને હે વિભુ ! તારું પ્રેમપૂર્વક સ્તવન કરી રહ્યા છે. તમને જોઈને દૈત્યો વગેરે ભયભીત થાય છે અને જેમ રાજાને જોઈને ચોરો નાસી જાય છે તેમ દશે દિશામાં દોડે છે. ઋષિમુનિ વગેરે યજ્ઞો દ્વારા તમારું સતત સ્મરણ કરે છે. હે કૃપાનિધાન ! તમારા એવા વ્યાપક રૂપને અમે વંદન કરીએ છીએ. (૩૦-૩૫).

આ સ્થૂળ-સૂક્ષ્મ બધામાં તું જ એક વ્યાપીને રહ્યો છે. નિરાકાર-સાકાર બધું તું જ છે અને છતાં તે બધાથી તું પર છે. (૩૬). જેમ સાપ રજ્જુના આધારે જ દેખાય છે તેમ હે ઈશ્વર ! આ બધું તમારામાં દેખાઈ રહ્યું છે. (૩૭). પ્રાણીમાત્રમાં એક, અખંડ આત્મારૂપે તું જ રહેલો છે. તારી માયાથી મોહિત થયેલા અમે પામર જીવો આનાથી અજાણ છીએ. (૩૮). હે વિભુ ! અમારા બધા અપરાધ ક્ષમા કરી તું અમારા પર પ્રસન્ન થા અને તારે શરણે આવેલા અમોને શરણે લઈને તારી દે. (૩૯). જે રીતે યંત્ર ચલાવનાર પોતાની ઈચ્છા પ્રમાણે યંત્રની કળ (ચાવી) દબાવીને જેમ પૂતળાં નચાવે તેમ પૂતળાં નાચે છે તે રીતે જગતયંત્રને ચલાવનાર હે પ્રભુ ! તું પોતે બુદ્ધિની ગુફામાં રહીને આ જગતયંત્રને નચાવે છે. (૪૦-૪૧). અને તેથી અમે આ કર્યું છે એવું બોલવું અર્થહીન છે. આ બધું તું જ કરાવે છે અને એ બધી તારી જ લીલા છે. (૪૨). આ દેહરૂપી યંત્રનો ચાલક અને ભાસક (એને પ્રકાશિત કરનાર) હે વિશ્વવ્યાપી પ્રભુ ! તું જ છે. હે સર્વત્ર વ્યાપી રહેનાર (વિભુ) ! તું અમારા પર કરુણા કર.

(૪૩). તારી માયાથી મોહિત થઈને અમે જે અપરાધો કર્યા છે તેને માફ કરીને, અમારી બધી શંકાનું નિવારણ કર. (૪૪). માયાનું પડળ દૂર કરીને અમારા હ્રદયમાં ખરેખર જ્ઞાનની જ્યોત પ્રગટાવીને તું સાર વિનાની (અસાર) ભ્રાંતિને દૂર કર. (૪૫).

હે પ્રભુ ! તારી માયા તરવી (સમજવી) બહુ મુશ્કેલ છે. તારી કૃપા વગર એ સંપૂર્ણ રીતે દૂર થઈ શકે એમ નથી. માટે અમારા દીનજનો પર કૃપા કરીને હે વિશ્વમૂર્તિ ! દુર્જય માયાને તું (પાળેલા) કૂતરાની જેમ હે કૃપાનિધાન ! પાછી ખેંચી લે. (૪૬-૪૭). 'છૂ' કહેતાંની સાથે માલિકની આજ્ઞા થતાં કૂતરો તરત જ ભસે છે અને 'હં' કહેતાં શાંત થઈને પાછો વળી જાય છે. તેમ આ તારી માયા તારે આધીન રહેલી છે. તારી કૃપા થાય તો જ એ દૂર થાય છે. (૪૮-૪૯). બ્રહ્મા, ઈંદ્ર વગેરે જેવા મોટા મોટા દેવો પણ માયાથી ભ્રાંત થઈને મોહમાં પડ્યા છે. તો પછી એની સરખામણીમાં કેવળ મૂઢ અને હરામી એવા અમારા જેવા પામરનું શું ગજું ? અમે તને ભાવથી નમીએ છીએ અને તારાં પાવન નામનું સ્મરણ કરીએ છીએ. (૫૦-૫૧).

હે માધવ ! હે ગોવિંદ ! હે દામોદર ! હે નાથ ! હે પુરુષોત્તમ ! હે નરહરિ ! હે સાક્ષાત્ પરબ્રહ્મ ! આવી રીતે આપનું ભાવપૂર્વક સ્મરણ કરતાં બધી ભ્રાંતિ દૂર થાય છે. બધાં પાપો ભસ્મ થઈ જાય છે અને મોહ મૂળમાંથી નાસે છે. (૫૨-૫૩). હે પતિતજનોનો ઉદ્ધાર કરનાર દેવ ! હે વિશ્વના ભગવાન ! હે અનંત ! તારા વિશ્વરૂપની સ્તુતિ કરવાથી હે ઈશ ! અમારા પાપો અરેરે ! કેમ ના જાય ? હે હૃષિકેશ ! હે મહેશ ! તારાં નામનું સ્મરણ કર્યા પછી આ કલેશ કેવી રીતે બાકી રહે ? (૫૪-૫૫) હે નારાયણ ! હે નરસિંહ ! તું અજ અને અક્ષય છે. તને ભાવથી યાદ કરતાં પાપનું નામોનિશાન રહેતું નથી. (૫૬).

હે ગોવિંદ ! તું કૃપા કરીને માયાનું પડળ નિવારીને સાર વિનાની ભીતિને હરી લે અને જલદીથી આ ભવસાગર પાર કરી દે. (૫૭). હે વાસુદેવ ! હે અનંત ! હે શેષનાગ ઉપર શયન કરનાર ભગવાન ! હે લક્ષ્મીપતિ ! અમે તમારા ચરણમાં વંદન કરીએ છીએ. (૫૮). તું ત્રણ ગુણવાળો થઈને તારી ઈચ્છાથી જ આ બધું સર્જે છે, રક્ષે છે અને અહા ! સંહારે પણ છે અને છતાં તું એ બધાથી નિર્લેપ છે, અલિપ્ત છે. (૫૯). આ તારું વિશ્વરૂપ અનંત પ્રલયાગ્નિના જેવું એકદમ પ્રદીપ્ત (તેજસ્વી) ભાસે છે જે જોવાની અમારી શક્તિ નથી. (૬૦).

તું પૃથ્વી અને આકાશમાં પૂર્ણ રૂપે વ્યાપીને રહ્યો છે. તારું મૂળરૂપ ક્યાં છે તે તો ક્યાંય પણ દેખાતું જ નથી. (૬૧). નાનું મોટું બધું તારામાં જ દેખાય છે. તારાથી જુદું કશું જ દેખાતું નથી. તું એક અને જેનું માપ ન નીકળી શકે તેવો છે. (૬૨). તારું વર્ણન કરવામાં અનંત વેદો અને સરસ્વતી પણ થાકી ગયાં તો અમારા મુખે તારું વર્ણન કેવી રીતે કરી શકીએ ? (૬૩). અમારી જીભ કોઈ રીતે કામ કરતી નથી. અમારી દૃષ્ટિ ઠરતી નથી, માટે હે વિશ્વપતિ ! હવે આ વિશ્વરૂપ ફરી આપનામાં જ સમાવી લઈને, આપનું જે મૂળરૂપ (નારાયણ ભગવાનનું) છે તે અમને બતાવીને હે શ્રીપતિ ! અમને શાંત કરો, શાંતિ આપો. (૬૪-૬૫). હે હરિ ! અમે તારા ચરણકમળમાં નમન કરીએ છીએ. અમને ગરીબ (દીન) અને નોધારા (અનાથ) ને તારો. આવું બોલીને બધાએ એકી સાથે વંદન કર્યાં. (૬૬).

સાચે જ આ પોતે ઈશ્વર છે. દિશા, કાળ, પર્વતો, સાગર, પૃથ્વી, આકાશ, જળ, વાયુ, અગ્નિ, સ્થાવર અને જંગમ બધામાં પૂર્ણ રીતે વ્યાપી રહ્યો છે. એ ખરેખર ! બધાનો અંતર્યામી છે અને એકમાત્ર પરિપૂર્ણ છે. એ સત્, ચિત્તરૂપે બધામાં રહીને (સત્) પ્રકાશી રહ્યો (ચિત્) છે. એક અને અદ્વિતીય એવો એ આત્મા આનંદ સ્વરૂપ છે. (૬૯-૭૩). દેવ, અસુર, કિન્નર, યક્ષ, નાગ, દાનવ, રાક્ષસ, વિદ્યાધર વગેરે, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગિયાં, જળચર, આકાશમાં ઉડનાર, પૃથ્વી પર ફરનાર, બધાં પ્રાણીઓ જેના આશ્રયે ખરેખર ટકી રહ્યાં છે, જે ઈશ્વર અજ અને અવ્યય છે, તે જ આ નર અને નારાયણ સર્વના અધ્યક્ષ છે અને ત્રિમૂર્તિના પણ દેવ છે. (૭૪-૭૬)

આવું બોલીને અપ્સરા વગેરેએ વંદન કર્યાં એટલે નારાયણ વિભુ ત્યાં પ્રસન્ન થઈને બોલ્યા કે હે વસંત ! હે કામદેવ ! હે અપ્સરાઓ ! તમે આ સ્ત્રી રત્ન ઉર્વશીને પ્રેમપૂર્વક લઈ જાઓ અને દેવેંદ્રને ભોગના સુખ માટે આપો. આ ભૂત (પ્રાણી) માત્ર મારા અંશ છે એવું મનમાં સમજીને મેં તમને અહીં જે જ્ઞાન કહ્યું છે તે મનમાં યાદ રાખીને વર્તશો તો તમે કૃતાર્થ થશો. (૭૭-૮૦). મારામાં ખરેખર તો અંશ અને અંશી એવો ભાવ છે જ નહિ. આકાશનો અંશ એ જેમ કલ્પના છે તેમ અંશ શબ્દ પણ સાચે જ એક કલ્પના માત્ર જ છે. (૮૧). હું હંમેશાં અખંડ સ્વરૂપે જ રહું છું છતાં પણ અજ્ઞાનીજનના મનનું સમાધાન કરવા મારામાં આવી કલ્પના યોજે છે. (૮૨). પ્રાણીમાત્રમાં હું પૂર્ણપણે અને અભંગ રીતે વ્યાપેલો છું. તેથી અસંગ એવો જ્ઞાની મને વાસુદેવ કહે છે. (૮૩). હું બધામાં રહીને બધાને પ્રકાશિત કરું છું. આ વાત અનુભવના જ્ઞાનથી કોક વિરલા યોગી પુરુષો જ જાણે છે. (૮૪). આ મારા આત્મસ્વરૂપથી બીજું કંઈ નથી અને મારાથી જુદું નથી. આ બધે એક જ તત્ત્વ વિસ્તરેલું છે. એ અનાદિ છે અને અનંત છે. (૮૫).

એ તત્ત્વમાં નિષ્ઠા રાખીને, એનું જે નિરંતર ધ્યાન ધરે છે તે આ સંસાર સાગર જલદીથી તરી જાય છે એમાં શંકાને કોઈ સ્થાન નથી. (૮૬). એ જ દેવથી આ જગતનાં વ્યક્ત અને અવ્યક્ત એવાં બધાં પ્રાણીમાત્ર, સુર, કિન્નર અને નર-નારી થયાં. (૮૭). આ વાસુદેવ ભગવાન બધે વ્યાપીને રહેલો છે. એને મારું સ્વરૂપ જાણીને અને એનું અનન્ય ભાવે ભજન કરતાં ક્યાંથી ભ્રાંતિ રહેશે ? એનાથી અજ્ઞાન મૂળમાંથી ટળી જશે, બધા ભેદ ખેદ નાસી જશે અને માનવી મોક્ષપદ (નિર્વાણ)ને પામશે. (૮૮-૮૯). નારાયણની એ અમૃત સમાન વાણી સાંભળીને અપ્સરા વગેરેએ સાષ્ટાંગ પ્રણામ કર્યાં. (૯૦).

આજ્ઞા (જવાની મંજુરી) લઈને ઉર્વશી સાથે આનંદપૂર્વક તેઓ ત્યાંથી તરત જ ઈંદ્રની સભામાં આવ્યાં. (૯૧). એ અપૂર્વ સ્ત્રી રત્ન (ઉર્વશી) આપીને કામદેવ વગેરેએ ઈંદ્રને અથથી ઈતિ સુધીનો અહેવાલ આપ્યો. (૯૨). દેવોની સાથે દેવેંદ્રે આ વિગતો સાંભળીને અને ઉર્વશીને જોઈને તેઓ બધાં અતિ શરમિંદાં થઈ ગયાં. (૯૩). પોતે કરેલા અપરાધને કારણે તેઓ બધાં અંતરથી દુ:ખી થયાં અને પશ્ચાતાપ કરીને નારાયણની સ્તુતિ કરવા લાગ્યાં કે હે પુરુષોત્તમ ! હે વિભુ (સર્વવ્યાપક) ! અમારા અપરાધ માફ કરો. હે જગતના પિતા ! અમે તમને ભાવપૂર્વક વંદન કરીએ છીએ. (૯૪-૯૫). હે ભક્તોના મનોવિશ્રામ ! હે યોગીજનોના પરમેશ્વર ! હે ત્રિમૂર્તિ ! અમે ફરી ફરીને તમારા ચરણમાં ભાવથી પ્રણામ કરીએ છીએ. (૯૬). આવું બોલીને, વંદન કરીને ત્યાં ઈંદ્ર બોલ્યા કે પ્રાણીમાત્રના હૃદયમાં જે હૃષિકેશ છે અને અંતરમાં રહીને જે સર્વનું નિયંત્રણ કરે છે તેનું ભાવપૂર્વક આપણે બધા ચિંતન કરીને બધી રીતે મુક્ત થઈએ. (૯૭-૯૮). પ્રાણીમાત્રમાં આ એક અને અખંડ દેવને જે સુજ્ઞ પુરુષ જુએ છે તેને બીજાના દોષો દેખાતા જ નથી. (૯૯). જ્ઞાનને કારણે આ બધું આત્મરૂપ છે એવું જોવાથી લોભ અને મોહથી માયાના ભ્રમમાં કોઈ પણ શું કામ પડે ? (૧૦૦).

એક હરિ સિવાય કોઈ બીજી વસ્તુ ક્યાંય પણ છે જ નહિ. પછી એવો સુજ્ઞ પુરુષ કોઈની સાથે ક્યારે પણ વેરભાવ શું કામ રાખે ? (૧૦૧). આ બધું વાસુદેવમય જ છે અને નારાયણ પણ એ જ છે. એના વિનાનું એક પણ સ્થાન ખાલી નથી. એનું તેજ સહેવું અતિ દુષ્કર છે. (૧૦૨). એ શ્રીપતિ વિશ્વરૂપ છે. એ એક જ અનેકરૂપે રહ્યો છે. એ જાતે જ બધે વ્યાપીને રહ્યો છે. એ આ જગતનું નાટક ચલાવવામાં અતિ કુશળ છે. (૧૦૩).

**<u>અ.૬૦ :- દેવો :- ૨૬ થી ૩૩ :</u>**

હે વિશ્વંભર ! હે નાથ ! હે નારાયણ ! અમારા પર કરુણા કરીને અમારા અપરાધ માફ કરો. શંખ, ચક્ર, ગદા અને પદ્મથી શોભતા હે સાક્ષાત્ પુરુષોત્તમ ! હે નરહરિ ! હે મેઘશ્યામ ! હે મુકુંદ ! તું સૃષ્ટિનું સર્જન કરે છે, પાલન કરે છે અને સંહાર કરે છે, તું સચ્ચિદાનંદ પૂર્ણ છે. આ બધી તારી જ લીલા છે તેમ છતાં હે કૃપાનિધાન !

ભૃગુઋષિની કન્યા (પુત્રી) જે જગન્માતા છે એ જગમાં પ્રસિદ્ધ એવી ખ્યાતિના ઉદરે જન્મી છે અને ગુણ સરિતા સમી લક્ષ્મી એવું એનું પુણ્યશાળી નામ છે. તમને પામવા માટે એ તપશ્ચર્યા કરે છે અને એ રીતે તપશ્ચર્યા કરતાં કરતાં હજાર વર્ષ વીતી ગયાં છે. હે શ્રી હરિ ! તમારું ધ્યાન ધરતાં ધરતાં એનો સમગ્ર દેહ ક્ષીણ થઈ ગયો છે અને ફક્ત હાડકાં-ચામડાં રહી ગયા છે. એમને ખૂબ જ શ્રમ પડ્યો છે. માટે હે પ્રભુ ! આપ કૃપા કરીને ભરૂચ જઈને એમને દર્શન આપો અને હે વિભુ ! અમને કૃતાર્થ કરો.

**<u>અ.૬૦ :- શ્રી હરિ :- ૪૬ થી ૫૯ :</u>**

એમનો આવો અનન્ય ભાવ જોઈને શ્રીપતિ બોલ્યા કે મારા વિશ્વરૂપનું નિષ્ઠાપૂર્વક જે કોઈ પૂજન કરશે તેને હું દરેક પ્રકારનું સુખ આપીને અંતે હું એને ચોક્કસ તારી દઈશ. બધા ધર્મોનું મૂળ એવું બ્રહ્મચર્યના તપનું મેં યોગ્ય રીતે પાલન કર્યું છે. હું હંમેશ માટે શુદ્ધ છું. હું શ્રીપતિ મૂળ બ્રહ્મ જ છું અને આ શ્રી બ્રાહ્મી છે. એ લક્ષ્મી નામે અવતરીને, બ્રહ્મચર્યનું પાલન કરીને તપસ્યા કરી રહી છે. માટે જે કોઈ એને પૂજે છે તથા એનું હૃદયમાં ધ્યાન ધરે છે તેનાં બધાં પાપો લક્ષ્મીજી પોતે હરી લઈને સાયુજ્ય મુક્તિ અપાવે છે.

આ વચનો સાંભળીને બે હાથ જોડીને વિનંતી કરતાં લક્ષ્મી બોલ્યા કે હે વિશ્વમૂર્તિ ! તમે જાતે (સાક્ષાત્) જે વરદાન આપ્યું છે તે વરદાન હે હરિ ! મારી સાથે લગ્ન કરીને સાર્થક કરો. એમ કહીને વંદન કર્યા એટલે શ્રી હરિ બોલ્યા કે હે દેવી ! તેં તપ કરીને મને અહીંયાં બોલાવ્યો તેથી હે દેવી ! ખરેખર તારું નામ નારાયણગિરા એવું પ્રસિદ્ધ થશે અને તારી સાથે મારું નામ પણ નારાયણગિરિ એવું (પ્રસિદ્ધ) થશે. જે કોઈ આ નામ ભાવપૂર્વક યાદ કરશે (આ નામ જપશે) તેનું પર્વત સમાન પાપ પણ હું બાળી નાંખીશ અને એને નિઃસંતાપ કરીશ. પર્વતના બધા પદાર્થો (ઝાડ, જળ, ખનીજ વગેરે) જેમ પર્વતનો આશ્રય કરીને રહે છે તેમ આ અખિલ બ્રહ્માંડ મારા આશ્રયે રહે છે. હે લક્ષ્મી ! મારું નારાયણગિરિ એવું નામ તારા નામની સાથે બધા પ્રકારે વરદાન આપનાર નીવડશે. આ નામ જપશે તેનાં પર્વત જેટલા પાપો બાળી નાંખીને એને મનવાંછિત ફળ આપીશ. એમ કહીને આનંદપૂર્વક નારાયણે વિધિપૂર્વક લક્ષ્મી સાથે લગ્ન કર્યા અને ભૃગુઋષિએ લગ્ન મહોત્સવ ઊજવીને કન્યાદાન કર્યું.

**<u>અ.૬૮ :- માધવારણ્યમુનિ :- ૧૦૨ થી ૧૦૪ :</u>**

હે પ્રભુ ! હે જગદ્‌ગુરુ ! તમારી જય હો - તમારી જય હો. માનવ દેહ ધરીને હે લીલા કરનાર ! તમારો જય હો ! તું સાચે જ ત્રિમૂર્તિનો અવતાર છે અને પરમજ્યોતિનું તું સગુણ સ્વરૂપ છે. આખા વિશ્વમાં તું જ એક તારનાર છે. તેં આ ઉત્તમ (ધન્ય) અવતાર ધારણ કર્યો છે. હે પ્રભો ! આપે દર્શન આપીને દુઃખ ઉપર કુહાડો મારીને અમને કૃતાર્થ કર્યા છે. લૌકિક દૃષ્ટિથી આપનું આ માણસનું શરીર ભલે જણાતું હોય પણ ખરેખર તો તમે પરમ પુરુષ છો. હે પ્રભુ ! અમારા અપરાધ માફ કરો. તું અમારા પર રોષે ભરાઈશ નહિ.

**<u>અ.૬૮ :- સાયંદેવ :- ૧૫૧ થી ૧૫૭ :</u>**

આ દાસને દર્શન આપી આપે આ રાંકને આજે કૃતાર્થ કર્યો. આજે હું ધન્યાતિધન્ય થઈ ગયો છું. મારા જીવનમાં આજે સોનાનો સૂરજ ઊગ્યો છે. તું ખરેખર વિશ્વનો ઉદ્ધારક છે. આપનાં પુણ્ય દર્શનનો મને લાભ મળ્યો. મારા જન્મોજન્મનાં પાપો ટળી ગયાં અને હું પાવન થઈ ગયો છું. આપની કૃપા થતાં જ માણસ સુખેથી સંસાર તરી જાય છે અને એની બધી ચિંતા અને બધાં દુઃખ ટળી જાય છે. હે તારણહાર પ્રભુ ! આપનો જય હો ! જય હો ! માનવી કેટલાય જન્મો સુધી તપ કર્યા કરે ત્યારે જે ચરણકમળના સ્વપ્નમાં દર્શન થાય છે તે ચરણનાં દર્શન મને આજે અનાયાસે થયા છે. ગંગાજી પાપ હરે છે, ચંદ્રમા તાપ હરે છે અને કલ્પતરું દૈન્ય હરે છે. પરંતુ સદ્‌ગુરુનાં દર્શન તો ક્ષણમાત્રમાં પાપ, તાપ અને દૈન્ય ત્રણે હરી લે છે. સ્નાન કરવાથી ગંગા પાપ હરી લે છે.

રાત્રે ચંદ્રમા તાપ હરી લે છે. પરંતુ તારું દર્શન એવું નથી. એ તો પલમાત્રમાં બધું પાપ, તાપ અને દૈન્ય હરી લે છે અને એ ચારે પુરુષાર્થને આપનારું છે. હે મહાદેવ ! તારાં ચરણ તો પાવનકારી છે.

**<u>અ.૬૯ :- સાયંદેવ :- ૧૦ થી ૧૪ :</u>**

હે સદ્‌ગુરુ ! તમારો જય હો ! જય હો ! હું તમને નમન કરું છું. તું મારી અજ્ઞાવતાથી ભરેલી દષ્ટિને દૂર કર. માયાને લીધે તું લોકોને માયારૂપ જણાય છે પરંતુ હે ત્રિમૂર્તિના અવતાર ! તમને ધન્ય છે. જ્યાં વેદો પણ મૂગા થઈ જાય ત્યાં બીજા તો કોણ તારો પાર પામી શકે ? સનકાદિ મુનિઓ પણ તારા નામનું હમેશા રટણ કરે છે તો પણ તેમને સંતોષ થતો નથી. વિશ્વવ્યાપક શ્રી ગુરુ એ સ્વયં બ્રહ્મા, વિષ્ણુ અને શંકર જ છે. ભક્તોનો ઉદ્ધાર કરવાને માટે જ એમણે શ્રેષ્ઠ સન્યાસીરૂપે મનુષ્યનો વેશ લીધો છે. એના મહિમાનું વર્ણન કોણ કરી શકે ? એ વર્ણન કરવાની મારામાં તો લેશમાત્ર શક્તિ નથી. હે પરમેશ્વર ! મારા હૃદયની એક વિનંતી છે તે તમે સાંભળો. હે ઈશ ! મારા વંશમાં જે કોઈ જન્મે તે તારો ભક્ત થાય અને પુત્ર પૌત્રનું સુખ ભોગવી આખરે સારી રીતે મુક્ત થાય એવું હે ત્રીશ ! હું માંગુ છું.

**<u>અ.૭૦ :- દ્વિજ :- ૧૫ થી ૨૦ :</u>**

ચરણકમળ પર માથું મૂકીને તે બોલ્યો કે હે ગુરુનાથ ! તું મારો ઉદ્ધાર કર. તું મને તાર, હું અજ્ઞાનરૂપી સાગરમાં ડૂબી મરું છું. તું મારો હાથ પકડ. મેં ઘણું કઠોર તપ કર્યું તો પણ મારું મન જરા પણ સ્થિર થયું નથી. આધ્યાત્મિક પંથ જડ્યો નહિ અને જરા પણ તત્ત્વજ્ઞાન થયું નથી. જ્ઞાન ન થાય તો એ તપ કેવળ કષ્ટરૂપ છે અને દેહદમન પણ નકામું છે. હે ગુરુવર ! તારાં દર્શનથી મારું મન આજે ખૂબ જ પ્રસન્ન થયું છે. મન કેમ અસ્થિર રહ્યું એનું કારણ કંઈ જાણી શક્યો નથી. અરેરે ! હે પ્રભો ! મેં બહુ લાંબા વખત સુધી શ્રીગુરુની સેવા પણ કરી નથી. શું એ કારણથી મારું ચિત્ત અસ્થિર રહેતું હશે ? હે વિશ્વને તારનાર દેવ ! હે ધૈર્યવાન ! તું મને ઉપદેશ આપ. મને વિશ્વાસ છે કે તારા ઉપદેશથી મને તરત જ જ્ઞાન થઈ જશે. હે સદ્‌ગુરુ ! તું મને શરણે રાખ. હે મુનિ શ્રેષ્ઠ ! તું મારા પર તારી સત્તા ચલાવ.

**<u>અ.૭૩ :- ખેડૂત :- ૬૩ થી ૬૮ :</u>**

પ્રણામ કરીને આદરપૂર્વક સ્તુતિ કરતાં ખેડૂત બોલ્યો કે હે પાર્વતીપતિ ! હે સ્વામી ! તું સાચે જ ત્રિમૂર્તિ છે. મારા અંતરમાં ઘણો મળ હોવાથી હું તારું સ્વરૂપ ઓળખી શકતો નથી. હે કૃપાના સાગર ! મારા પર કરુણા કરીને મારો ઉદ્ધાર કર. માયાથી વીંટળાયેલો નાદાન એવો હું ભવસાગરમાં ડૂબી રહ્યો છું. હે પ્રભુ ! તું જગતમાં સૌનો ઉદ્ધાર કરનાર છે અને એ હેતુથી જ તેં અવતાર લીધો છે. આ આખું જગત અજ્ઞાનના અંધકારવાળું છે. તેમાં તું બધે જ્યોતિરૂપે છવાયેલો છે. જે કોઈને તારા દર્શનનો લાભ મળે છે તેને બધું જ ઈચ્છિત મળી જાય છે. આ લોકનું અને પરલોકનું બધું ઈચ્છિત ક્ષણમાં જ પામે છે. આવી રીતે ગંગાનુજે (ખેડૂત) શ્રીગુરુની ભાવથી પવિત્ર સ્તુતિ કરી. એનાથી શ્રીગુરુ વિસ્મિત થયા અને પ્રસન્ન પણ થયા.

**<u>અ. ૭૫ :- બ્રાહ્મણ દંપતી :- ૮૬ થી ૯૧ :</u>**

લાંબા થઈને પગે લાગીને સ્તુતિ કરતાં કરતાં જય જયકાર કરવા લાગ્યાં અને ધન્ય ધન્ય થઈ ગયાં અને બોલ્યાં કે વેદોને પણ અગમ્ય એવા હે ગુરુ મહારાજ ! તારો મહિમા કોણ સમજી શકે એમ છે ? વિધિ હરિ હર મૂર્તિ માનવદેહે શોભી રહી છે. એને શરણે આવેલા ભક્તનાં બધા દુઃખો દૂર કરીને એ ભક્તને ભવપાર કરે છે. તું એના ભાવની પરીક્ષા કરીને એ ભાવનાને અનુરૂપ ફળ આપે છે. હે પ્રભુ ! તારી લીલા ન કળાય એવી છે. તું અમને માફ કર. જેમ બાળક ક્રોધમાં આવી જઈને માતાને ગમે તેવા ક્રૂર વચન કહે છે તેમ તારી માયાથી ભ્રમિત

બુદ્ધિવાળા અમે ન બોલવાં જોઈએ તેવા વેણ બોલ્યાં છીએ. આ બધું માફ કરીને હે ત્રિમૂર્તિ ! તું અમને શરણમાં લઈ લે. શું બોલવું એની અમને ગતાગમ નથી. હે બુદ્ધિના સ્વામી ! તું તો બધું જાણે જ છે.

<u>અ.૭૬ :- નિરંજન :- ૧ થી ૫ :</u>

અલખગુરુનાં ચરણકમળમાં પ્રણામ કરીને અને હાથ જોડીને વિનયપૂર્વક નમ્રતાથી નિરંજને કહ્યું કે હે ગુરુજી ! તમે ખરેખર મારો સંદેહ દૂર કર્યો છે. હે યોગીશ્વર ! તારો જય હો ! હે અલખ ! તું ભવ ભયહારક દેવ છે ! અજ્ઞાનના ગાઢ અંધકારમાં જ્યોતિ સ્વરૂપ હું તમને વંદન કરું છું અને હું તારી રાત-દિવસ સેવા કરીશ. તારા ચરણના સ્પર્શમાત્રે મને અદ્ભૂત એવું જ્ઞાન થયું છે. મારા હૃદયમાં પરમાર્થનો ઉદય થયો છે અને જન્મમરણનું ભૂત નાશ પામ્યું છે. હે પ્રભુ ! તું એકમાત્ર તારનાર છે અને તું જ પરમ પુરુષ છે. જ્ઞાનનો દીવો પ્રગટાવીને તેં મારામાં વિવેક જગાડ્યો છે. તેં કામધેનુ સમાન આ ગુરુકથા વિસ્તારપૂર્વક કહી સંભળાવી છે. આમ છતાં મારું મન ધરાતું નથી અને હજી વધુ ને વધુ સાંભળવા ઈચ્છા કરે છે.

<u>અ. ૭૭ :- ગાણગાપુરનો ભૂપ (રાજા) :- ૧૭ થી ૨૪ :</u>

શ્રી ગુરુના દર્શન થતાં જ અનન્યભાવથી દંડવત્ પ્રણામ કર્યા અને બંને હાથ જોડીને જય જયકાર કર્યો અને બોલ્યો કે : 'હે પ્રભુ ! તું જગદ્‌ગુરુ છે, સંસાર સાગરમાંથી તારનાર છે અને ત્રણે લોકનો નાથ છે. તું બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સ્વરૂપ છે. તું ત્રણે ગુણોથી પર છે અને તું મહેશ છે. તારો મહિમા અપાર છે. પરંતુ હું એનું જરા પણ વર્ણન કરી શકું એમ નથી.' તારાથી અજાણ્યો એવો હું મૂઢ તને ઓળખી શકતો નથી. હું સંસારરૂપી સાગરમાં પડ્યો છું અને ગહન અવિદ્યાને કારણે કામાદિક મગરે મને પકડ્યો છે. હે યતિશ્રેષ્ઠ ! તું મને તાર, તું મારો ઉદ્ધાર કર. હે પ્રભુ ! તું જ આ વિશ્વનું સર્જન કરનાર છે અને તેથી જ મેં તારા ચરણ પકડ્યાં છે. હે વિભુ ! તું મારી અવગણના ના કરીશ. હું તો તારો અજ્ઞાની બાળક છું. તું કેવળ સંકલ્પમાત્ર આ સૃષ્ટિનું સર્જન કરે છે, એનું સંરક્ષણ કરે છે અને એનો સંહાર કરવાની લીલા કરે છે. તું જન્મરહિત છે, તું અવિનાશી છે અને તું શિવશંકર છે. હે તાત ! અજ્ઞાનીની નજરે તું માનવ જણાય છે પરંતુ તું સાક્ષાત્ નારાયણ છે. હે નાથ ! તારો મહિમા હું મૂઢ કેવી રીતે વર્ણવી શકું ? તું સર્વવ્યાપક અને ચૈતન્યમય છે, તું સાક્ષાત્ જગદ્‌ગુરુ છે. હે તાત ! હું તને ફરી ફરીને ભાવપૂર્વક વંદન કરું છું. આરીતે ભક્તિપૂર્વક સ્તવન કરીને પછી પ્રણામ કર્યા. એટલે એને આશ્વાસન આપીને શ્રી ગુરુ આ પ્રમાણે બોલ્યા.

<u>૨૫ થી ૩૩ : નૃસિંહસરસ્વતી મહારાજ :</u>

સન્યાસી અને તપસ્વી એવો હું અહીં સદાય સંતોષથી રહું છું. હું એકલો જંગલમાં રહેનારો હંમેશા નિજાનંદમાં મસ્તીથી રહું છું. હે રાજા ! તું આમ કુતૂહલતાથી કેમ આવ્યો તે મને કહે. આમ કુટુંબ કબીલાં અને લશ્કર સાથે નાહકનો શું કામ આવ્યો ? રાજા (પાર્થિવ) એ હાથ જોડીને વિનયનમ્ર થઈને કહ્યું કે "હે સ્વામી ! હે વિભુ ! તારે વળી વનવાસ કેવો ? હે તાત ! તું તો જગતનો ઉદ્ધાર કરનાર છે. તું તો સાક્ષાત્ નારાયણ છે, નરસિંહરૂપ છે અને ભક્તોનો ઉદ્ધાર કરવા માટે હે હરિ ! તેં અહીં અવતાર ધારણ કર્યો છે. બાકી તું તો સદા આત્મસંતુષ્ટ છે. તું ભક્તોની ઈચ્છા પ્રમાણે વર્તીને ભક્તોને રાજી રાખે છે. વેદ અને પુરાણો તારા ભાટ થઈને તારા યશોગીત ગાય છે. હે ભક્તવત્સલ ભગવાન ! તારી કીર્તિ અગાધ છે. હે જગતના પિતા સમાન ! તું મારી એક વિનંતી માન્ય કર હે યતિરાય ! તું ગામની અંદર વસી, ત્યાં અનુષ્ઠાન કરી એ ગાણગાપુર સ્થાનને પાવન કર. હું તને ત્યાં મઠ બાંધી દઈશ માટે હે દેવ ! તું અમારો ઉદ્ધાર કર." આવું બોલીને રાજા તરત જ શ્રી ગુરુનાં ચરણમાં પડ્યો.

**અ.૭૭ :- બ્રહ્મરાક્ષસ :- ૪૮ થી ૫૦ :**

શ્રી ગુરુનાં ચરણમાં પડીને બે હાથ જોડીને પ્રાર્થના કરતાં કહ્યું કે, હે કૃપાળુ તું મારો ઉદ્ધાર કર. હું પાપી છું અને તું સમર્થ સ્વામી છે. આ ઘોર અંધારામાં હું ડૂબી રહ્યો છું. એને પાર કરવાનું ઘણું મુશ્કેલ છે. હે ગુરુવર ! મારા ગરીબ ઉપર તું કૃપા કર અને મને એમાંથી બહાર કાઢ. તારા દર્શનથી જ મારા બધાં પાપો નાશ પામ્યા છે. હવે તારી કૃપા થતાં મને કોઈ કહેતાં કોઈ દુઃખ રહેશે નહિ.

**અ.૭૮ :- ત્રિવિક્રમભારતી :- ૨૨ થી ૫૮ :**

એનું અભિમાન ઓગળી ગયું અને આંખોમાંથી આંસુની ધાર વહેવા લાગી. વિનયનમ્ર અને ગદ્‌ગદિત વાણીથી એ બોલ્યો કે હે ત્રિમૂર્તિરૂપ ! તું મારો ઉદ્ધાર કર. (૨૨).

તું બ્રહ્મા, વિષ્ણુ અને શિવ સ્વરૂપ છે અને તું જ સાક્ષાત્ જગદ્‌ગુરુ છે. હું માયાવી પામર જંતુ હે તાત ! તને કેવી રીતે ઓળખી શકું ? (૨૩). હે સર્વવ્યાપી ! હું તારું સાચું સ્વરૂપ જાણતો નથી. હે ગુરુ ! તું તારું મૂળ સ્વરૂપ દર્શાવીને મારા પર કૃપા કર અને મને કૃતાર્થ કર. (૨૪). તારા અદ્‌ભુત રૂપને આ ચર્મચક્ષુ શું જાણી શકે ? હે કરુણાના ભંડાર ! તું કરુણા કર અને ભ્રાંતિનો કૂવો શોષી લે. (૨૫). હે ગુરુનાથ ! હું બાળક તારો અપરાધી છું. તું મને માફ કર. હવે મને ખાતરી થઈ ગઈ છે કે તારા વિના મારો બીજો કોઈ આધાર નથી. (૨૬). તું સાક્ષાત્ નૃસિંહ ભગવાન છે. હે નાથ ! તું સઘળે વ્યાપેલો છે. હે વેદ પિતા ! તું ભક્તજનોને માટે સન્યાસી થયો છે. (૨૭). હે નૃસિંહ સરસ્વતી ! તને ધન્ય છે. તેં આ બધાંનાં સન્યાસીરૂપે દર્શન કરાવ્યાં પણ હું કોને નમું અને કોને નહિ ? તું મૌની થઈને કેમ જોઈ રહ્યો છે. (૨૮). હું મારું આ મોં કોને બતાવું ? તું જ મા-બાપ છે. તું સાક્ષાત્ ત્રિમૂર્તિ જ છે અને એ સિવાય બીજું કશું નથી. તું મને એ રૂપે દર્શન આપ. (૨૯). માનસપૂજન અર્ચન દ્વારા મેં ઘણા દિવસો સુધી તપ કર્યું છે અને નૃસિંહ ભગવાનનું પૂજન કર્યું છે તેનું ફળ આજે મળ્યું છે અને તારી મૂર્તિનાં દર્શન થયાં છે. તું સાક્ષાત્ વિશ્વ ઉદ્ધારક છે. પરંતુ પૃથ્વી પર તેં અવતાર ધરી સન્યાસીરૂપે અમારો ઉદ્ધાર કરવા પ્રસિદ્ધ થયો છે. એમાં કોઈ સંદેહ (શંકા) નથી. હે નરદેહધારી પ્રભુ ! તું તારું ચિન્મય સ્વરૂપ પ્રગટ કર. (૩૦-૩૨).

આ રીતે ગળગળો થઈને, વિનયનમ્ર બનીને ત્રિવિક્રમ ભારતીએ વાંકા વળીને ફરી પ્રણામ કર્યા અને સ્તુતિ કરવા લાગ્યો. (૩૩). એ સ્તુતિ સાંભળીને શ્રી ગુરુ રાજી થયા અને મનમાં દ્રવ્યા. પરિણામે પોતાના મૂળ સ્વરૂપમાં એ સુંદર દેહધારી પલકવારમાં પ્રગટ થયા. (૩૪). ચતુરંગી સેના પણ અલગ અલગ રીતે પ્રગટ થઈ અને એ બધાની વચ્ચે ભક્તને વરદાન આપનારા શ્રી ગુરુ અતિશય મનોહર લાગતા હતા. (૩૫).

આ બધું જોઈને ત્રિવિક્રમ તો આભો બનીને જ ઊભો રહ્યો. એને શ્રી ગુરુએ પૂછ્યું કે તું હજી મનમાં શી શંકા અનુભવે છે ? (૩૬) તું દાંભિક કહીને જેની રોજ નિંદા કરતો હતો તે હું જ આજે તારી સન્મુખ આવીને ઊભો છું. તું નૃસિંહ ભગવાનનો પૂજક છે અને માનસપૂજામાં આસક્ત છે. લોકોમાં તારી અનન્ય ભક્ત અને યતિવર તરીકેની ખ્યાતિ હોય તો મારે તને એમ પૂછવું છે કે તું સાચું બોલ કે તને મારામાં શું દાંભિકતા દેખાઈ ? તું એનું સવિસ્તર વર્ણન કર. તારા હૃદયમાં રહેલો શ્રીહરિ તને સાચું જ બોલાવશે. (૩૭-૩૯).

શ્રી ગુરુનાં એ વચન સાંભળીને દંડવત્ પગે લાગીને અને ગળગળો થઈને ત્રિવિક્રમ ભારતી કહેવા લાગ્યો કે : હે જગદીશ્વર ! હું તને શું કહું ? હું પામર અને અજ્ઞાની છું. હું અવિદ્યાના કાદવમાં ખૂપી ગયો છું અને તારી પાસે ક્ષમાનું દાન યાચું છું. (૪૦-૪૧). હે સર્વવ્યાપી ! તું વિશ્વનો ઉદ્ધારક છે. તું સાચે જ ત્રિમૂર્તિનો અવતાર છે. તું જ આ સમગ્ર વિશ્વને માયાના યંત્રથી નચાવી રહ્યો છે. તું મને તારી દે. (૪૨). અજ્ઞાનથી વીંટળાયેલો

એવો પામર હું આ માયાના સાગરમાં ડૂબી રહ્યો છું. આ બધું જ મોહરૂપી અંધારાથી વ્યાપેલું છે અને હું ઘુવડની જેમ હીન છું. (૪૩). તેમના ઢગલા સમાન તારું જે પારમાર્થિક રૂપ છે તે હું જાણતો નથી એટલે ઝાડની બખોલને કુંજ માનીને બધે રવડ્યા કરું છું. (૪૪). પૂર્વજન્મના પુણ્યબળે આજે જ્યોતિ સ્વરૂપ તું મને મળ્યો છે. અજ્ઞાનનું અંધારું દૂર કરીને સુખનો પ્રકાશ પાથર. (૪૫). હે પ્રભુ ! તું મારા અપરાધો માફ કરી દે અને આ દાસનો ઉદ્ધાર કરી દે. હે દેવરાજ ! હું તને પ્રણામ કરું છું. તું આ મુશ્કેલીથી દૂર કરી શકાય એવો ભવત્રાસ હરી લે. (૪૬). હું અવિદ્યાના ભવસાગરમાં પડ્યો છું અને રાત દિવસ પૂર્વ કર્મનાં મોજાંથી અથડાઉં છું. કોઈ જગ્યાએ કિનારો દેખાતો નથી. (૪૭). આ સમુદ્રજળનો તાગ આવતો નથી અને તારા વિના કોઈની મદદની આશા નથી. હે સ્વામી ! તું મારા કૃપા કર. હું તારે શરણે આવ્યો છું. (૪૮). તું તારા હાથે મને જ્ઞાનરૂપી હોડીમાં બેસાડી,તારા કૃપારૂપી વાયુ દ્વારા મને પેલે પાર તારા સ્થાનમાં લઈ જા. (૪૯). જેના પર તારી અગાધ કૃપા વર્ષે છે તેને આ હલકટ એવાં દુઃખ અને દોષ ક્યાંથી હેરાન કરે ? (૫૦) એવી વ્યક્તિ કલિકાળને જીતીને એ પોતે તારા સ્વરૂપવાળો થઈ જાય છે. પરિણામે એ અમર અને અરૂપ થવાથી એને જન્મમરણ રહેતાં નથી. (૫૧). ઘણા સમય પહેલાં ભગવાન કૃષ્ણે અર્જુનને વિશ્વરૂપનું દર્શન કરાવી એને ધન્ય ધન્ય કરી દીધો હતો. હે દેવ ! એ રીતે આજે તેં મને આવું અનન્ય એવા વિશ્વરૂપનું દર્શન કરાવ્યું છે. (૫૨). હે નાથ ! તેં મને તારા આ સ્વરૂપનું દર્શન કરાવીને કૃતાર્થ કરી દીધો છે. હે ભક્તવત્સલ શ્રી ગુરુ ! હું તને બે હાથ જોડીને પ્રણામ કરું છું. (૫૩). તારો મહિમા કોણ જાણી શકે એમ છે ? વેદો પણ એ નહિ, એ નહિ એવો પોકાર કરે છે. હે જગદ્‌ગુરુ ! આપનો જય હો ! આપનો જય હો ! હું આપને નમન કરું છું. આપના સ્મરણમાત્રથી સંસારનો ભય દૂર થાય છે. (૫૪). હે નૃસિંહ સરસ્વતી દેવ ! તું બ્રહ્મા, વિષ્ણુ અને સદાશિવ છે.તારાં ચરણદર્શનથી હું તરત જ કૃતાર્થ થઈ ગયો છું. (૫૫). ચિંતામણિની જેમ તેં અનાયાસ મારી ભેદદષ્ટિ દૂર કરી દીધી છે અને મને ધન્ય કરી દીધો છે. હે શ્રી ગુરુ ! એ મારું સદ્‌ભાગ્ય છે કે મને તું મળી ગયો છે. હું તને અનન્ય ભાવે પ્રણામ કરું છું. (૫૬). જેમ વિદુરના ઘરે ભગવાન શ્રીકૃષ્ણ આમંત્રણ વિના ગયા હતા તેમ હે ભક્તવત્સલ શ્રી ગુરુ ! તું પણ મારા ઘરે આવ્યો છે. (૫૭). ખરેખર ! મેં તમારી કશી જ સેવા નથી કરી છતાં તમે મારા પર પ્રસન્ન થયા છો. હે ગુરુનાથ ! હું શું બોલું ? હે તાત ! તારા અનંત મહિમાનું વર્ણન હું કેવી રીતે કરી શકું ? (૫૮).

**<u>અ.૭૯ :- નિરંજન :- ૧ થી ૪ :</u>**

નિરંજન બોલ્યો કે હે ગુરુ ! તમારો જય હો ! હે અલખ યોગીશ્રેષ્ઠ ! તમને ધન્ય હો ! મારા હૃદયમાં હવે દઢ નિશ્ચય થઈ ચૂક્યો છે કે તારા જેવો બીજો કોઈ નથી. ગુરુઓમાં તું શિરોમણિ છે. તું જ્ઞાન દેનાર અને પરમ પવિત્ર છે. આ સુંદર ગુરુકથા કહીને તેં આ દાસને પાવન કરી નાંખ્યો છે. હે સદ્‌ગુરુજી ! આપ સર્વેશ્વર છો, સાક્ષાત્ કૃપાના સાગર છો. હે તાત ! ભક્તોનો ઉદ્ધાર કરવા માટે જ તેં આ પૃથ્વી પર અવતાર લીધો છે. સામાન્ય લોકોને ભલે તું માનવ જેવો જણાય પરંતુ જ્ઞાનીને તો તું સાક્ષાત્ ઈશ્વરરૂપ જ જણાય છે. પામર અને મૂઢ બુદ્ધિવાળો તારી નિંદા કરે છે પરંતુ જે હોશિયાર છે તે તો તારું શરણ ગ્રહી લે છે.

**<u>અ.૭૯ : ત્રિવિક્રમભારતી :- ૭૫, ૭૬ :</u>**

શ્રી ગુરુની સ્તુતિ કરતાં ત્રિવિક્રમે કહ્યું કે, "હે કૃપાળુ ! હે આદિપુરુષ ! આપનો જય હો ! હે ગુરુજી ! આપનો જય હો ! હે તાત ! આપ વરદાન આપનાર છો. આ સંસારના સાગરમાંથી તારનાર ઈશ્વર તું જ છે. તું મૃત્યુંજય છે અને તું વિશ્વેશ છે. તારા આ બ્રહ્મસ્વરૂપને જે નથી જાણતો તેનું નીચે ને નીચે પતન થયા જ કરે છે."

**અ.૮૩ :- રાક્ષસ ૨૧ થી ૨૩ :**

હે ગુરુશ્રેષ્ઠ ! મને બચાવી લો. મારું રક્ષણ કરો.તું સાક્ષાત્ ઈશ્વર છે અને હું ઘોર સંસારમાં પડ્યો છું. હે તાત ! હે મુનિશ્વર ! તું મને તાર તું દાનેશ્વરી છે અને હું ગરીબ છું. તું જગતનો સ્વામી છે, મહાન ઈશ છે. હે કૃપાના સાગર ! હે માયાના સ્વામી ! તું કરુણા લાવી મારો ઉદ્ધાર કર. તારા દર્શનમાત્રથી જ મારાં બધા પાપ નાશ પામ્યા છે. હે જગદ્‌ગુરુ મારું દુષ્ટ મન તેં પાવન કરી નાંખ્યું છે.

**અ. ૮૪ :- નિરંજન :- ૨ થી ૮ :**

હે અલખ યોગીશ્વર ! આપનો જયહો ! આ સંસારથી તારનાર દેવ તું જ છે. અજ્ઞાનરૂપી અંધારું તરત દૂર કરનાર જ્યોતિરૂપ આપ જ છો. હું અવિદ્યાના ઊંડા સાગરમાં ડૂબ્યો હતો. ત્યાંથી હે ગુરુ ! તેં કૃપા કરીને ક્ષણવારમાં મને બહાર કાઢ્યો છે તેં મને મારો સાચો રસ્તો બતાવ્યો છે જેથી હું પરમાર્થને પામી શક્યો છું. તું વિશ્વનું રક્ષણ કરનાર સાક્ષાત્ જગદ્‌ગુરુ છે. મેં સુખેથી શ્રી ગુરુલીલાના અમૃતનું પાન કર્યું છે તો પણ આ ચિત્ત હજી ધરાતું તો નથી પણ ઊલટાનું એની તરસ ખૂબ ખૂબ વધતી જાય છે. હે નાથ ! હે ગુરુ ! હું વંશપરંપરાગત તારી સેવા કરું તો પણ તારા આ અનંત ઉપકારોનો બદલો વાળી શકું તેમ નથી. હે કરુણાના ભંડાર ! તેં કરુણા કરીને તારું મૂળ સ્વરૂપ મને બતાવ્યું છે અને પુરાણી કથાને તેં નવા જ સ્વરૂપે - અભિનવ સ્વરૂપે - કહી છે. પતિતના મુખેથી બધા વેદો બોલાવીને તેં બ્રાહ્મણોનો ગર્વ ઉતાર્યો હતો અને સન્યાસી શ્રેષ્ઠ ત્રિવિક્રમનો ઉદ્ધાર કર્યો હતો.

**અ. ૮૬ :- સાવિત્રી :- ૬૩ :**

સાવિત્રી (એ સતી) બોલી કે હે યોગેશ્વર ! તમારો જય હો ! તું જ મારો પિતા છે, તું જ મારી માતા છે, તું જ મારો સગો છે, તું જ મારો ભાઈ છે અને તું જ મારો પરમેશ્વર છે. હે કરુણાના સાગર ! તેં મારો શોક તરત જ દૂર કરી દીધો છે.

**અ. ૮૬ :- સાવિત્રી - દત્ત :- ૧૬૨ થી ૧૭૫ :**

પતિ-પત્ની કહેવા લાગ્યા કે હે સ્વામી ! અમે પાપીઓ છીએ, દોષની ખાણ છીએ અને અમારા પાપને અનુરૂપ આ જન્મ મળ્યો છે. અહીંયા પણ દુર્બુદ્ધિથી તારો પંથ ભૂલીને, પાપો કરીને ખરેખર અમે દુઃખ સાગરમાં પડ્યાં હતાં. જીવમાત્રનો રક્ષણ કરનાર તું ખરેખર શિવશંકર છે. શરણાગતને વરદાન આપવાની તારી ખ્યાતિ અચલ છે. તું સચ્ચિદાનંદ સ્વરૂપ છે અને તું જ સાક્ષાત્ જગદ્‌ગુરુ છે. હે કરુણાના તાત ! હે ત્રિમૂર્તિ ! તું મને તારી લે, મારો ઉદ્ધાર કર. હે પરાત્પર વિભુ ! તું મારું રક્ષણ કર. હે વિશ્વના સર્જક સ્વામી ! તું મારું રક્ષણ કર. ભક્તોને એમની ઈચ્છા પ્રમાણેનું આપનાર હે સ્વામી ! હે જગતના પિતા ! તું મારું રક્ષણ કર. તું મને બચાવી લે. હે ગુરુમૂર્તિ ! તારો જય હો ! હે પશુપતિ ! તું જ જટાધારી શંકર છે. ભક્તજનોનો ઉદ્ધાર કરવા માટે જ તે આ માનવદેહ ધારણ કર્યો છે. તારા ભક્તનું તું સંકટો દૂર કરીને રક્ષણ કરે છે. હે મહાદેવ ! હે દેવોમાં શિરોમણિ ! હે શૂર ! મારું રક્ષણ કરો. બધા પ્રાણીઓમાં વસનારો તું સાક્ષાત્ વાસુદેવ છે. હવે અમે તને માયાના પતિ તરીકે જાણ્યો. અમે તમને પ્રણામ કરીએ છીએ. તું સ્વેચ્છાથી સૃષ્ટિનું સર્જન કરે છે. તું જ આ વિશ્વને સર્જનાર ઈશ્વર છે. તું જ્ઞાનરૂપ છે અને અગમ્ય છે. તું ત્રિમૂર્તિ રૂપ છે.

આ ત્રિભુવનની રચના એ તારી જ લીલા છે. તારા ચરણકમળમાં આ મસ્તક મૂક્યું છે. હે બુદ્ધિના સ્વામી ! અમારો પુનર્જન્મનો ભય દૂર કરી દે. એ સિવાય અમારી બીજી કોઈ ઈચ્છા નથી. જે તારું કહેલું નથી કરતો તેના પર તું ક્રોધ કરે છે. પરંતુ અમે તો તને આવરણ વિનાનો જ્ઞાની અને શાંત સ્થિતિમાં જ નિહાળ્યો છે. તારામાં

માયાવી ક્રોધ પણ નથી. તું આનંદ સ્વરૂપ છે. ભક્તને માટે ભક્તની ભાવનાને અનુરૂપ થઈ વિવિધ સ્વરૂપે તું ભાસે છે. જીવમાત્ર ઉપર તારી કૃપા તો હંમેશા વરસ્યા જ કરે છે. મનુષ્ય દેહ ધરીને પણ તું શરણે આવેલાને આ લોકમાં અને પરલોકમાં પણ સુખ આપે છે. હે નૃસિંહસરસ્વતી દેવ ! તું ચિન્મય સ્વરૂપ છે. તું કરુણાનો સાગર છે, તું જલ્દીથી પ્રસન્ન થઈ જાય છે. તું અમારા અપરાધ માફ કર.

**અ.૮૯ :- ચંદ્રાગદ રાજકુમાર :- (શિવસ્તુતિ) ૧૩૯ થી ૧૪૬ :**

આ સાંભળીને હરખઘેલો થયેલો રાજકુમાર બોલ્યો કે અમારો દેવ તો શરણ દેનાર પશુપતિ શિવશંકર છે. દેવાધિદેવ એવા એનું નામ સદાશિવ છે. જેની ડાબી બાજુએ પાર્વતી બિરાજે છે એવા શિવને અમે ભજીએ છીએ. જેના તેજમાંથી (રજોગુણથી) આ જગતની રચના કરનાર બ્રહ્માજી ઉત્પન્ન થયા તે નિષ્પાપ સદાશિવ દેવને અમે ભજીએ છીએ. જેના તેજનાં સત્ત્વાંશમાંથી લોકપાલ વિષ્ણુ ઉત્પન્ન થયા તે શિવને અમે હંમેશા પ્રેમથી ભજીએ છીએ. જેના તેજના તમોગુણમાંથી અગિયાર રુદ્રો થયા અને જે જગતનો સંહાર કરે છે તે શિવને અમે ભજીએ છીએ. પાંચ ભૂતોમાં વ્યાપીને વિરાટરૂપે જે વિસ્તર્યો અને જે ઈચ્છામાત્રથી સર્જન કરે છે તે શિવને અમે ભજીએ છીએ. સર્વ ભૂતોથી અસ્પૃષ્ટ, અજ, ચિન્મય, નિર્મલ, અરૂપ અને ચિંતનથી પર એવા શ્રેષ્ઠ શિવને અમે ભજીએ છીએ. શેષનાગ અને તક્ષક નાગ જેનાં કુંડલો છે, જે શાસ્ત્રોનું જન્મસ્થાન છે, જેના મસ્તકે ચંદ્ર છે અને જે ત્રિનેત્રધારી છે તે શિવને અમે ભજીએ છીએ.

**અ. ૯૩ :- ગંગા (પતિવ્રતા સ્ત્રી) ૧૩૩ થી ૧૩૫ :**

હે વિશ્વેશ્વર ! તમારો જય હો ! જય હો ! હું તમને નમન કરું છું. તું બ્રહ્મા હરિ હર રૂપ છે. તારી કૃપા થવાથી મારું રૂપ બદલાઈ ગયું છે. તું ખરેખર અજ અને અવ્યય છે. ખરેખર ભક્તોને માટે જ તું પૃથ્વી પર અવતર્યો છે. હું અનન્ય ભાવે પ્રણામ કરું છું. હે પ્રભુ ! તારા પરાક્રમનો પાર નથી. તું અનાથનો નાથ છે. તારો મહિમા કોણ સમજી શકે એમ છે ? હું કેવી રીતે એનું વર્ણન કરી શકું ?

**અ.૯૫ : સાયંદેવ :- ૧૫ થી ૨૯ :**

બે હાથ જોડીને અને મનને એકાગ્ર કરીને, નમન કરીને એ સ્તવન કરવા લાગ્યો. હે શ્રી ગુરુ ! બ્રહ્મા, હરિ અને હર અને તું એક જ રૂપ છે. મારો જન્મ સફળ થઈ ગયો અને મારા પિતૃઓ કૃતાર્થ થઈ ગયા. તારા ચરણસ્પર્શ માત્રથી મારા કરોડો જન્મોનું પાપ નષ્ટ થઈ ગયું છે. હે પરમાત્મા ! તમારો જય હો ! જગતના હે સાક્ષાત્ જ્યોતિરૂપ ! હું તમને નમન કરું છું. હે નૃસિંહસરસ્વતી ! તમારો જય હો ! તમારો જય હો ! તમારો જય હો ! હે કરુણા કરનારા ! તમારો જય હો ! હે નાથ ! હું તારા ચરણકમળનો મહિમા વર્ણવી શકું એમ નથી. હે ભક્તવત્સલ વિભુ ! હું ફક્ત બે હાથ જોડું (પ્રણામ કરું) છું. તારા ચરણોમાં બધાં જ તીર્થો છે અને તારા સિવાય બીજો કોઈ દેવ નથી. 'ચરણં પવિત્રં' એવું વેદ કહે છે અને આપ એના પ્રત્યક્ષ પુરાવારૂપ છો. મૂઢ દૃષ્ટિવાળાને તું ભલે મનુષ્યરૂપ જણાય પરંતુ મને તો તું ત્રિમૂર્તિના અવતારરૂપ જ જણાય છે.

હાથમાં અમૃતનું કમંડળ ધારણ કરનાર તું સાચે જ બ્રહ્મા છે જેના સ્પર્શથી મરેલો પણ જીવતો થાય છે અને બ્રહ્માનંદમાં મસ્ત થઈને ફરે છે. તે જ રીતે તું દંડધારી વિષ્ણુ છે અને શરણાગતનો રક્ષક છે. તું ભક્તની ગરીબાઈ દૂર કરી તેનાં પાપનો અને દુઃખનો નાશ કરે છે. તું ભસ્મ અને રુદ્રાક્ષ ધારણ કરનાર ત્રિનેત્રધારી શંકર છે. તું મારી કરાલ દૃષ્ટિથી ત્રિતાપરૂપી (ત્રિ) પુરને બાળી દે છે. હે નૃસિંહસરસ્વતી ! તું તારા ભક્તને પ્રેમપૂર્વક ચતુર્વર્ગને આપનારો છે. જન્મમરણની સાંકળરૂપ - સંસૃતિના રોગનો તું હરનાર છે. તું રુદ્ર પણ છે અને જગદ્‌ગુરુ પણ છે. ક્ષમા, શાંતિ વગેરે લક્ષણો જોતાં તું સાક્ષાત્ શ્રી હરિ છે. ભક્તને માટે કામધેનુ સમાન હે તાત ! તારાં ચરણોમાં

જ બધાં તીર્થો આવેલા છે. તેં સૂકા લાકડાં પર પાંદડા આણ્યાં અને વંધ્યા ભેંસને દૂધ આપતી કરી. તેં વંધ્યા સ્ત્રીના પેટે દીકરાનો જન્મ કરાવ્યો. તું ખરેખર ભગવાન શંકર જ છે. અન્નપૂર્ણા તારી સમીપમાં જ વસે છે તેથી તું વિષ્ણુ સ્વરૂપ છે. આ રહસ્યને ખુલ્લું કરવા માટે તેં ત્રિવિક્રમ મુનિને કલ્યાણકારી વિશ્વરૂપ બતાવ્યું અને અંત્યજના મુખથી વેદો બોલાવ્યા.

તારો મહિમા અપાર છે અને તું સાક્ષાત્ ત્રિમૂર્તિરૂપ છે. તેં ભક્તોને માટે જ અવતાર લીધો છે. તારી કેટલી બધી કૃપા છે.

<u>૪૬ થી ૪૮ :</u>

શ્રી ગુરુનાં એ વચન સાંભળીને બ્રાહ્મણે પ્રણામ કરીને કહ્યું કે હે સ્વામી ! હું આપના શરણે આવ્યો છું. આપ મારો સ્વીકાર કરો. જે કોઈ ભાવપૂર્વક શ્રી ગુરુની સેવા કરે છે તે ભવ પાર થઈ જાય છે. પછી એને ક્યાંથી દુઃખ હોય ? એ સાચે જ હંમેશ માટે સુખી સુખી થઈ જાય છે. શ્રી ગુરુ પ્રસન્ન થાય તો એ પોતે જ ચારેય પુરુષાર્થ આપી દે છે. પછી યમથી ડરવાનું પણ શું કારણ ? ખરેખર ગુરુભક્તિ જ શ્રેષ્ઠ છે.

<u>**અ. ૯૬ :- બટુક :- ૪૫, ૪૬ :**</u>

હે ગુરુનાથ ! તું ત્રિમૂર્તિનો જ અવતાર છે અને દેવોનો પણ દેવ છે. હે તાત ! મૂઢ દષ્ટિથી જોનારાને તું મનુષ્યરૂપે જણાય છે.તું સાચે સાચ કાશી વિશ્વનાથ જ છે અને તારી પાસે જ કાશી છે. તેં બીજાને નિમિત્ત કરીને મને પરમાર્થનું દર્શન કરાવ્યું.

<u>**અ. ૯૬ :- સાંયદેવ :- ૫૫ થી ૬૪ :**</u>

બે હાથ જોડીને ભાવપૂર્વક પ્રેમ સહિત સ્તવન કરવા લાગ્યો કે હે ચંદ્રમૌલિ ! હું તને વંદન કરું છું. હે શ્રી ગુરુ ! તું ત્રિમૂર્તિ જ છે.

તું બ્રહ્મા, હરિ અને શંકર રૂપ છે અને તું સાક્ષાત્ જગદ્ગુરુ છે. તું મનુષ્ય સમાન દેખાય છે પણ હે તાત ! તારી લીલાનો પાર કોણ પામી શકે એમ છે ! મારામાં તારો મહિમા ગાવાની ક્યાં શક્તિ છે ? હે આદિપુરુષ ! મારા સદ્નસીબે તારા ચરણકમળનું દર્શન થયું છે. ચંદ્રને જોઈને જેમ ચકોર રાજી રાજી થઈ જાય તેમ તારાં ચરણકમળનાં દર્શનથી અમને આનંદ આનંદ થઈ ગયો છે. પૂર્વ જન્મનો ભેગો થયેલો પાપનો બધો જ ઢગલો તારાં દર્શનમાત્રથી નાશ પામ્યો છે અને અમે બધાં બાળકો પુનિત થઈ ગયા છીએ. જેમ ચિંતામણીના સ્પર્શથી લોખંડનું સોનું થઈ જાય અને જેમ જંબુનદીમાં પડીને માટી સોનું બની જાય, જેમ માનસ સરોવરે જઈને કાગડો હંસ બની જાય છે તેમ તારા દર્શનથી અમે બધા પાપી પુનિત થઈ ગયા છીએ, ગંગા પાપ હરી લે છે, ચંદ્ર તાપ હરી લે છે અને કલ્પતરુ ગરીબાઈ હરી લે છે પરંતુ શ્રી ગુરુના દર્શન તો પાપ, તાપ અને દૈન્ય ત્રણે એકદમ હરી લે છે. એ દરેકમાં એક એક ગુણ રહેલો છે જ્યારે તારા ચરણમાં તો બધા જ ગુણો રહેલા છે. મારાં પાપ, તાપ અને ગરીબાઈ બધું જ જતું રહ્યું છે. શ્રી સદ્ગુરુ ચારે પુરુષાર્થોને આપનારા છે. સર્વ શાસ્ત્રના આ સિદ્ધાંતનો મેં આજે અનુભવ કર્યો છે.

<u>**અ. ૯૭ :- યુધિષ્ઠિર :- ૧૪ થી ૩૧ :**</u>

ભક્તિથી પૂજન કરીને યુધિષ્ઠિરે સ્તુતિ કરતાં કહ્યું કે, હે હૃષીકેશ ! હું આપને પ્રણામ કરું છું. આપનો જય હો ! જયહો ! હું આપને વારે વારે પગે લાગું છું. (૧૪). હે નારાયણ ! હે લક્ષ્મીપતિ ! હે ભક્તવત્સલ નાથ ! આપનો જય હો ! હે શેષનાગ ઉપર શયન કરનાર તાત ! હે ભવતારક ! હું તમને પ્રણામ કરું છું. (૧૫).

તું પરં જ્યોતિ પરમાત્મા છે. તું ખરેખર ત્રિમૂર્તિ છે. તું જ આ વિશ્વનું સર્જન કરે છે, પાલન કરે છે અને એનો સંહાર પણ કરે છે. (૧૬). આ વિશ્વનું ખરેખર જીવન તું જ છે.તું જ સમગ્ર વિશ્વમાં ઓતપ્રોત થયેલો છે અહીં સ્થૂળ, સૂક્ષ્મ, ઘાસ અને લાકડાંમાં એમ બધામાં તું જ વ્યાપી રહ્યો છે. (૧૭). હે હૃષીકેશ ! તું ત્રિગુણાત્મક છે. હું તારાં ચરણોમાં વંદન કરું છું. તું રજોગુણથી વિશ્વને ઉત્પન્ન કરીને એનો તમોગુણથી સંહાર કરે છે. (૧૮). દુષ્ટોને શિક્ષા કરવા અને સંતોનું રક્ષણ કરવા માટે તું સત્ત્વગુણથી અવતાર ધારણ કરે છે એમ બધાં શાસ્ત્રો કહે છે. (૧૯). આ પૃથ્વીનો ભાર ઉતારવા માટે તેં અહીં અવતાર લીધો છે તો પછી ભારરૂપ બનેલા અને મૃતપ્રાય એવા અમોને હે પ્રભુ ! તેં શું કામ બચાવ્યા ? (૨૦).

પાંડવો તો મારા પ્રાણ છે એમ બધે કહેતા હો છો તો પછી અમારી અવગણના કરીને અમને જંગલમાં કેમ રખડાવો છો ? (૨૧). જો અમારા ઉપર તારી દયા હોય જ તો પછી અમને આવું દુઃખ રહે જ કેમ ? તો પછી અમારી ઉપેક્ષા કરીને અમને વનમાં શું કામ ભટકાવો છો ? (૨૨). તું જ મને કહે કે તારા વિના હું આ દુઃખ કોને જઈને કહું ? જો તું જ અમારી અવગણના કરશે તો પછી અમારે જીવીને પણ શું કરવાનું ? (૨૩). ભીમસેને પણ ત્યાં આવીને ચરણ પકડીને કહ્યું કે હે પ્રભુ ! હે દયાના સાગર ! તું ભક્તોને કેમ ભૂલી જાય છે ? (૨૪). શ્રીકૃષ્ણનાં ચરણમાં માથું મૂકીને અર્જુન બોલ્યો કે હે મુરારિ ! હે કરુણાના સાગર ! તેં અમારાથી કેમ મોં ફેરવી લીધું છે ? (૨૫).

હે કૃષ્ણ ! અમારા ઉપર જો તમારી ખરેખર કૃપાદૃષ્ટિ હોય જ તો પછી આવા વનવાસ વગેરેનાં આકરાં કષ્ટ અમારે શાનાં ભોગવવાનાં હોય ? (૨૬). અર્જુન તો મને પ્રાણપ્યારો છે એવું તારું બિરુદ છે. તો એ બિરુદને સાચું પાડી અમારાં આ દુઃખ દૂર કરો. અમને શા માટે અથડાવી મારે છે ? (૨૭). નકુલ, સહદેવ અને દ્રૌપદી પણ ત્યાં આવ્યાં અને ભક્તિભાવથી વંદન કરીને કહેવા લાગ્યાં કે તું અમારો પક્ષ લેનારો છે તો પણ તું અમને ઘોર જંગલ (માં ભટકવાનું) આપે છે અને દુશ્મનો રાજ્ય કરે છે. હે હરિ ! હવે શું કરવું તે તું જ કહે. (૨૮-૨૯). તારા જેવું સમર્થ છત્ર હોવા છતાં અમારા કરમમાં આ દુઃખ જ સહન કરવાનાં રહ્યાં ! તું અમારો ખરેખર સાચો હિતચિંતક હોય તો તું કોઈ એવો જોરદાર ઉપાય અમલમાં મૂક કે જેથી હે કૃષ્ણ કૃપાળુ ! અમને અમારું રાજ્ય ફરી મળે. આ સાંભળીને દ્રવી ઊઠેલા હૃદયવાળા શ્રી હરિ તરત જ બોલ્યા. (૩૦-૩૧)

**<u>અ.૯૭ :- કૌણ્ડિણ્ય :-</u>**

એ રૂપ જોઈને કૌણ્ડિણ્યે એનાં ચરણ પર મસ્તક મૂકી દીધું અને એ ધીર મુનિએ હાથ જોડીને આદરપૂર્વક સ્તુતિ કરી. (૧૩૭). હે સચ્ચિદાનંદ ! હે ગોવિંદ ! હે રમેશ ! હું આપને નમન કરું છું. કેવળ તમારાં દર્શનથી જ મારાં બધાં પાપ અને કલેશ દૂર થઈ ગયાં છે. (૧૩૮). જેના સ્મરણમાત્રથી બધાં પાપો ટળી જાય છે એવા બ્રહ્મા, વિષ્ણુ અને શંકર તું જ છે. હે સર્વવ્યાપી અનંત ! હું તારે શરણે આવ્યો છું. (૧૩૯). કવિશ્વરના ચિહ્નથી શોભતા હે નાથ ! હે નારાયણ ! હું આપને નમન કરું છું. હે વૈકુંઠના અધિપતિ ! અને હે લક્ષ્મીપતિ ! હું આપના શરણે આવ્યો છું. (૧૪૦). હે અનંત બ્રહ્માંડોના સ્વામી ! હું અધમાધમ પાપી છું. હે પરમાત્મા ! આ રાંક તારા શરણે આવ્યો છે તો તું એને ક્ષમા કરી દેજે. (૧૪૧). હું બીજા કોઈ દેવને જાણતો નથી. મેં આપના ચરણ પકડ્યાં છે. હે શરણાગતવત્સલ પ્રભો ! કૃપા કરીને મારો ઉદ્ધાર કર. (૧૪૨). હું તારા ચરણકમળમાં ભમરાની જેમ લીન થયો છું. મારો જન્મ આજે સફળ થઈ ગયો છે. મારું જીવવું ધન્ય થઈ ગયું છે. કારણકે ગરીબનું પોષણ કરનાર એવો તું મને મળ્યો છે. (૧૪૩).

**અ.૯૯ :- નંદિવિપ્ર :- ૩૪ થી ૪૩ :**

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને માફી માગી અને કહ્યું કે સ્વામી ! હું તમોગુણને વશ મોહાંધ હતો. પરંતુ આજે તારાં દર્શનથી પવિત્ર થયો છું. તું તો કેવળ પરબ્રહ્મ જ છે પરંતુ કપટી એવો હું મંદબુદ્ધિને કારણે અને અજ્ઞાનને કારણે તને ઓળખી શક્યો નથી. (૩૪-૩૫)

આજનો દિવસ મારે માટે પરમ આનંદનો દિવસ છે. તારાં દર્શનથી હું મૂઢ પાવન થયો છું. હે દેવ ! હવે કૃપાદૃષ્ટિ કરો. (૩૬). પાપકર્મ કરનારો, પાપમાંથી જન્મેલો પાપી આત્મા એવો હું, હે કૃપાસાગર ! દૈવયોગે હું આજે આપના શરણે આવ્યો છું. (૩૭). હે ભક્તજનોનું આશ્રયસ્થાન અને શરણે આવેલાનું રક્ષણ કરનાર ! હે નૃસિંહસરસ્વતી ! બધા લોકો તારી ખ્યાતિને ગાય છે. (૩૮). આ પરમપદના દર્શનથી મારાં દુષ્કર્મનો નાશ થઈ ગયો અને મારા બધા મનોરથો ફળીભૂત થયા એ તારી કૃપાનું જ ફળ છે. (૩૯). મનુષ્યનો અવતાર ધારણ કરીને તું ભક્તજન માટે કામધેનુ સમાન છે. કળિમાં તારનાર એવો તું ત્રિમૂર્તિરૂપ છે. તારી લીલાનો પાર કોણ પામી શકે ? (૪૦).

જેમ સગર રાજાના પુત્રોનો ઉદ્ધાર કરવા ગંગા નદી પૃથ્વી પર આવી તેમ ભક્તોનો ઉદ્ધાર કરવા માટે તું અવતર્યો છે. (૪૧). જારકર્મ કરવાથી અહલ્યા શિલા-પથ્થર થઈ તો પણ ભગવાન રામના ચરણસ્પર્શથી ફરી પાછી દિવ્ય દેહવાળી થઈ ગઈ. (૪૨). હે નાથ ! એ જ રીતે હું પણ તારાં દર્શનથી પવિત્ર થઈ ગયો છું. પછી હવે દુઃખ રહે જ ક્યાંથી ? મને સાક્ષાત્ ત્રિમૂર્તિ મળી છે. (૪૩).

**અ.૯૯ :- નંદિવિપ્ર :- ૬૯ થી ૧૨૦ :**

શ્રી ગુરુએ કહ્યું કે 'ઉઘાડ તારું મોં.' અને એણે જેવું મોં ખોલ્યું કે તરત જ શ્રી ગુરુએ એની જીભ પર ભભૂતિ નાંખી એ ભભૂતિ નાંખતાની વારમાં જ એ બ્રાહ્મણ ત્યાં જ્ઞાની થઈ ગયો. ૩ (૬૯). શ્રી ગુરુનાં ચરણમાં માથું મૂકીને એણે સ્તુતિ કરતાં કહ્યું કે હે સ્વામી ! હું મૂઢ છું અને મેં તારી બિલકુલ સેવા કરી નથી. (૭૦).

હું આ ભવસાગરમાં ડૂબ્યો છું અને માયાની જાળમાં સપડાયો છું. હું ઉદ્ધાર કરનારાં તારાં ચરણોને ભૂલી ગયો હતો અને તારું પણ વિસ્મરણ થઈ ગયું હતું. (૭૧). જ્યારે હું ઝાડ અને વનસ્પતિરૂપે સ્થાવર સ્થિતિમાં હતો અને પછી પરસેવામાંથી ઉત્પન્ન થનારા જીવરૂપે, ઈંડાંમાંથી જન્મતા જીવરૂપે અને પશુ વગેરેની યોનિમાં હતો ત્યારે તારાં ચરણકમળને ભૂલી ગયો હતો. (૭૨). મનુષ્ય યોનિમાં વ્યભિચારથી જન્મેલી હીન જાતિમાં અને શુદ્ર વગેરે જાતિમાં જન્મ્યો ત્યારે પણ મેં તારા તારક પદનું સ્મરણ કર્યું ન હતું. (૭૩). બધી જાતિમાં શ્રેષ્ઠ એવી બ્રાહ્મણ જાતિમાં જન્મીને પણ અજ્ઞાનતાને લીધે હે ગુરુ ! મેં તારા તારક પદોનું સેવન કર્યું નહિ એનું મને ભારે દુઃખ છે. (૭૪).

ગર્ભવાસમાં પડેલાં એ દુઃખોનું કોઈ રીતે વર્ણન થઈ શકે એમ નથી. માતાનું લોહી અને પિતાનું વીર્ય બંને ત્યાં ભેગાં થાય છે. (૭૫). પાંચમે દિવસે પરપોટા જેવો થયો, પંદર દિવસે પેશી જેવો થયો અને નરક સમાન એ કૂખમાં હું નિર્જીવ (જડ) થઈને પડી રહ્યો હતો. (૭૬). મહિનાને અંતે પિંડ બંધાયો, બે મહિને માથું વગેરે આવ્યાં. ત્રીજે મહિને બધાં અંગો આવ્યાં અને ચોથે મહિને નવ દ્વારો આવ્યાં. (૭૭) પાંચમે મહિને પાંચે ભૂતો ભેગાં થયાં અને પ્રાણ આવ્યો. ત્યારે પણ મને તારું સ્મરણ થયું નહીં. (૭૮). છઠ્ઠે મહિને ચામડી, રોમ, નખ અને શ્વાસ આવ્યા. તથા સાતમે મહિને બધી ઈંદ્રિયો આવી અને આઠમે મહિને ચૈતન્ય આવ્યું. (૭૯). આ રીતે માતાની કૂખમાં નવ મહિના નરકમાં રહ્યો. અરેરે ! આ કષ્ટને કોણ જાણી શક્યું છે ? ત્યાં તારું સ્મરણ ક્યાંથી રહે ? (૮૦).

મા ખારું અને ગરમ ખાય તેથી મને ત્યાં ઘણું દુઃખ થતું અને એ વેદના તો કેવળ અસહ્ય હતી. આવી સ્થિતિમાં તારું સ્મરણ ક્યાંથી રહે ? (૮૧). પાંજરામાં પુરાયેલાં પક્ષીની જેમ હું ત્યાં 'ઓર' થી વીંટળાયેલો હતો. ત્યાં તારાં ચરણ ન જોયા પછી તારું સ્મરણ કેવી રીતે થાય ? (૮૨). માતાના ગર્ભમાં ત્યાં નવ મહિના દુઃખમાં રહ્યો અને પછી યોનિદ્વારથી કીડાની માફક પડ્યો ત્યારે તારું સ્મરણ ક્યાંથી થાય ? (૮૩). માનવીના પ્રારબ્ધમાં સો વરસનું આવરદા લખ્યું છે તેમાંથી અર્ધું તો રાત્રિએ ઊંઘમાં નાહકનું જતું રહ્યું. (૮૪). બાકીનું રહ્યું તે બાળપણમાં પરતંત્રતાને કારણે નકામું ગયું અને તેથી ત્યાં પણ તારું સ્મરણ કર્યું નહીં. (૮૫). પારણામાં મળ મૂત્રમાં જ્યાં ત્યાં પડી રહ્યો. બાળપણનાં એ દુઃખનું કોણ વર્ણન કરે ? (૮૬). એ સ્થિતિને કેવળ યાદ કરવાથી મારી છાતીમાં કમકમા આવી જાય છે. પરાધીનતાનું જે દુઃખ છે તે કેવળ અવર્ણનીય છે. (૮૭).

હું પથારીમાં મૂળ-મૂત્રાદિમાં પડી રહ્યો હોઈશ ત્યારે અજ્ઞાનતાને કારણે મારી પોતાની વિષ્ટા પણ ખાધી હશે. (૮૮). મને જ્યારે પેટમાં દુઃખે અને એ દુઃખને લીધે રડું ત્યારે મારું દુઃખ જાણ્યા વિના જ મા મને લઈને ધવરાવવા લાગે. (૮૯). જ્યારે ભૂખ્યો થવાને લીધે રડું ત્યારે મા મોંમાં આંગળી નાખીને દવાઓ પાતી અને બાળાગોળી, લીમડો અને કડુ-કરિયાતું વગેરે મોંમાં બળજબરીથી ચગદી ઘાલતી. (૯૦-૯૧). મને ભૂખ લાગી છે એની ખબર ન પડવાથી ઝોળીમાં નાખીને મને ઊંઘાડવાની મહેનત કરતી. પણ મારું ખરું દુઃખ તે જાણતી નહીં. (૯૨). 'અરેરે ! આ ક્યારનો કેમ રડ રડ કર્યા કરે છે ?' એમ કહીને મોંમાં ભસ્મ નાખે અને અભિમંત્રિત રાખડી-દોરા-ધાગા બાંધતી પરંતુ એને મારી ભૂખની જાણકારી થતી નહીં. (૯૩).

ભૂલેચૂકે કોઈવાર વીંછી પણ કરડે તો કોઈને એની ખબર પડતી નહિ અને રડતો જોઈને હીંચકામાં નાખીને મને હીંચકા નાંખતા. (૯૪). 'અરે ! ભાઈ ! થોડો શાંત થા. રડ રડ ના કર.' એમ કહીને મને પંપાળે અને પછી ઝેરનું દુઃખ જાણ્યા વિના મને દૂધ પાવાનો પ્રયત્ન કર્યા કરે. (૯૫). જો દુઃખને લીધે દૂધ ન પીઊં તો મને ફરી પાછી વીંછીવાળી પથારીમાં નાંખે. આ દુઃખનું ક્યાં વર્ણન કરું ? (૯૬). માતા ખાટું-ખારું ખાય એટલે એનું ધાવણ બગડે. એવું ધાવણ ધાવતાં શ્વાસની અને ઉધરસની પીડાકારક તકલીફ થતી. (૯૭). આ બધું જાણ્યા વગર દવાઓ પાયા કરે. જ્યારે આંખો આવે ત્યારે દૂષિત આંજણ આંજવાથી વધુ પીડાકારક બને. (૯૮). બાળપણમાં અજ્ઞાનને કારણે ઉત્પન્ન થયેલાં અનેક દુઃખો સહન કરવા પડતાં હતાં. ત્યાર પછી રમતગમતમાં આયુષ્ય નકામું વહી જતું. (૯૯).

યુવાનીમાં તો કામ-વૃત્તિથી અતિશય પીડાઈને જેમ પતંગિયું અગ્નિમાં પડીને બળી મરે તેમ હું પણ સ્ત્રીરૂપી દેવતામાં પડ્યો. (૧૦૦). જોગમાયા સ્ત્રીની ભમરોનાં બાણથી વીંધાઈને મૂર્ખામીમાં મેં વડીલોની નિંદા કરી અને મા-બાપને તરછોડી દીધાં. (૧૦૧). ભોગ ભોગવવાના તલસાટમાં 'આ થાય અને આ ન થાય' એવો વિવેક ભૂલીને અને કુળ તથા ચારિત્ર્ય ભૂલીને હું ખરાબ રસ્તે ચઢી ગયો. (૧૦૨). યૌવનના મદથી મત્ત બનીને બ્રાહ્મણ અને વૃદ્ધજનોની નિંદા કરી અને કોઈ પણ સ્થળે સંતને સેવ્યા નહીં તેમજ તારાં ચરણોનું સ્મરણ પણ કર્યું નહિ. (૧૦૩). માંસ ખાવાની લોલુપતામાં જેમ માછલી નાહકનો જીવ ગુમાવે છે તેમ હું પણ ઇંદ્રિયોને આધીન થઈને મૃત્યુના મુખમાં જઈ પડ્યો છું. (૧૦૪). મત્ત થઈને વિવિધ જાતિની સ્ત્રીઓને ભોગવી. પરધન પ્રયત્નપૂર્વક લઈ લીધું અને મહાન સંતોની પણ નિંદા કરી. (૧૦૫).

આમ મોહને લીધે મદાંધ બનીને સ્વસ્વરૂપનું અનુસંધાન ભૂલી ગયો અને કામાગ્નિમાં પતંગિયાંની માફક ભાન ભૂલીને જઈને પડ્યો. (૧૦૬). કામદેવનાં બાણથી વીંધાતાં, સંતોનાં વચન સાંભળ્યાં નહીં, તારાં ચરણોનું સ્મરણ થયું નહીં અને જોતજોતામાં ઘડપણ આવી ગયું. (૧૦૭). ઘડપણની પરાધીન અવસ્થામાં અરેરે ! પોતાની સ્ત્રી અને દીકરાઓ પણ તિરસ્કારપૂર્વક છોડી દે છે. શ્વાસ, ઉધરસ, કફ વગેરેથી અતિશય પીડા અનુભવું છું.

(૧૦૮). માથાના વાળ ધોળા ધબ થઈ ગયા, ઈંદ્રિયો પણ નિર્બળ થઈ ગઈ, દાંત પડી ગયા, દેખાતું બંધ થયું અને બહેરાશ આવી ગઈ. (૧૦૯). દુશ્મન બનીને બધા રોગોએ મને મારી નાખવાના હેતુથી હુમલો કર્યો. **હે પ્રભુ ! મેં તારી બિલકુલ સેવા કરી નથી. હે શિવસ્વરૂપ ગુરુ ! તું મારો ઉદ્ધાર કર.** (૧૧૦).

હે નારાયણ ભગવાન ! જગતનો ઉદ્ધાર કરવા માટે જ તું અવતર્યો છે. હું તારા શરણે આવ્યો છું. તું મારી શઠતા જોઈશ નહીં. (૧૧૧). હે દેવ ! તેં મનુષ્યનું રૂપ લીધું છે પરંતુ તું વિશ્વનો ઉદ્ધારક છે. હે ગુરુદેવ ! તું ત્રણે ગુણોથી પર અને છતાં ત્રણે ગુણથી યુક્ત સાક્ષાત્ પરબ્રહ્મ જ છે. (૧૧૨). જેમ ઘુવડ સૂર્યને જાણી શકતો નથી તેમ હે નાથ ! હું તને વિશ્વનિયંતા તરીકે જાણી શકતો નથી. **આ અનાથ એવા બાળનો ઉદ્ધાર કર.** (૧૧૩).

**આ રીતે શ્રી ગુરુની સ્તુતિ કરીને ચારે બાજુ બેઠેલા લોકોને જોઈને એ પ્રેમપૂર્વક બોલ્યો કે હે સર્વે જનો ! તમે બધા સાંભળો, મારા પાપનો તો પાર ન હતો પરંતુ પરબ્રહ્મ સ્વરૂપ શ્રી ગુરુનાં દર્શન માત્રથી એ બધાં તરત જ નાસી ગયાં. (૧૧૪-૧૧૫). જેમ અગ્નિના સ્પર્શથી ઘાસનો ડુંગર ભસ્મ થઈ જાય તેમ શ્રી ગુરુની કૃપા થતાંની વારમાં મારાં બધાં પાપોનો નાશ થઈ ગયો છે.** (૧૧૬). 'ચરણં પવિત્રં' એવું શ્રુતિ (વેદ) કહે છે તે વાત સાચી છે, સો ટકા સાચી છે, **શ્રી ગુરુ સાક્ષાત્ ત્રિમૂર્તિ સ્વરૂપ છે.** એમના સિવાય અહીં બીજો કયો દેવ છે ? (૧૧૭). વિધાતાએ લલાટમાં લખેલા લેખો ભલે પ્રતિકૂળ હોય તો પણ સદ્ગુરુના ચરણસ્પર્શથી સાચે જ આ રીતે એ કલ્યાણકારી થઈ જાય છે. ૪ (૧૧૮).

અહીં પાસે જ ખજાનો છે પછી લોકો શા માટે નાહકના ભટક્યા કરે છે ? ભક્તો માટે કામધેનુ સમાન એવા શ્રી નૃસિંહસરસ્વતીને તરત જ ભજવાનું શરૂ કરી દો. (૧૧૯). એ આ લોકનાં અને પરલોકનાં બધાં જ સુખો તરત જ આપે છે. આ ખરેખર ! તદ્દન સાચું વચન છે. એમાં શંકા કરશો નહીં. (૧૨૦).

**<u>અ.૧૦૦ :- કવિશ્વર :- ૧૫ થી ૨૮ :</u>**

ડગલે ડગલે દંડવત્ પ્રણામ કરતો તે શ્રી ગુરુ પાસે પહોંચ્યો અને એમનાં ચરણમાં આળોટવા લાગ્યો અને કહેવા લાગ્યો કે હું તો એકદમ અજ્ઞાની અને માયામાં ડૂબેલો છું, હું તારું રૂપ જાણી શક્યો નથી. તું માયાપતિ ભગવાન શંકર છે એ નક્કી છે જે મેં નજરોનજર જોયું. (૧૫-૧૭). કપૂર જેવો શ્વેતવર્ણી તું સાક્ષાત્ કલ્લેશ છે અને સાક્ષાત્ જગદ્ગુરુ છે. હે નાથ ! હું આપનાં ચરણમાં મારું મન એકાગ્ર કરીને શરણે આવ્યો છું. (૧૮) હે ભગવાન ! તું વિશ્વાધાર છે, વિશ્વેશ છે, શરણે આવેલાનું રક્ષણ કરનાર છે. હે સંત ! હું તારાં ચરણકમળના રસમાં ભ્રમરસમ લીન થઈ ગયો છું. (૧૯). પાસે જ ખજાનો હોય પછી કોણ જંગલમાં ભટકે ? ઘેર કામધેનુ હોય પછી ગરીબાઈ રહે જ ક્યાંથી ? (૨૦).

પહેલાંના સમયમાં ઋષિમુનિ હજાર વર્ષ તપશ્ચર્યા કરે તો પણ તેમને સ્વપ્નમાં પણ ખરેખર તમારું દર્શન થાય નહીં તે તું અનાયાસે અહીં હાજરાહજૂર થયો છે એ ખરેખર કલ્લેશ્વર રીઝયાનું જ પરિણામ છે. મારી બધી ઈચ્છા સફળ થઈ ગઈ છે. (૨૧-૨૨). તું સાચે જ કલ્લેશ્વર જ છે એ વિષે મારા મનમાં કોઈ શંકા નથી. હે ગુરુનાથ ! તું મારા પર કરુણા કર. એમ કહીને શ્રી ગુરુનાં ચરણ પકડ્યાં. (૨૩).

શ્રી ગુરુ બોલ્યા કે તું મન ફાવે તેમ મારી રોજ નિંદા કરતો હતો તો આજે તારા અંતરમાં આવી ઉત્તમ ભક્તિ ક્યાંથી પ્રગટી ? (૨૪).

ત્યાં એ કવિશ્રેષ્ઠ બોલ્યા કે હે નાથ ! અત્યાર સુધી હું અજ્ઞાનતાથી ઘેરાયેલો હતો. આજે પ્રકાશનો પણ પ્રકાશ એવો સાક્ષાત્ તારલાનો મારા અંતરમાં ઉદય થયો અને આજ સુધી કલ્લેશ્વરની જે પૂજા કરી તેના પુણ્યે કરીને સાચે જ તારાં ચરણનાં દર્શન થયાં. (૨૫-૨૬). રોજની જેમ આજે કલ્લેશ્વરને પૂજતા મેં સ્વપ્નમાં

શિવલિંગની જગ્યાએ તને જોયો. (૨૭). હે ગુરુનાથ ! મારા સદ્‌નસીબે મેં તારાં ચરણનાં સ્વપ્નમાં દર્શન કર્યાં અને અહીં સાક્ષાત્ તારું પ્રત્યક્ષ દર્શન થયું. (૨૮).

**અ.૧૦૧ :- સાત શિષ્ય : ૫ થી ૧૭ :**

શ્રી ગુરુને તેડવા માટે જુદા જુદા ગામથી ભક્તો આવ્યા. એમાં જે સાત અતિ પ્રિય શિષ્યો હતા તેમણે પ્રણામ કરીને કહ્યું કે હે પ્રભુ ! દિવાળી કરવા અમારા ઘરે (ગામ) પધારો. આ દરેકનું ગામ જુદું જુદું છે એમ જાણીને શ્રી ગુરુરાય બોલ્યા કે તમે સમજું છો. હું તમારા બધાના ઘરે એકી સાથે કેવી રીતે આવું ? તમે અંદરોઅંદર વિચાર કરીને જે સ્થાન નક્કી કરશો તે ઘરે હું ચોક્કસ જઈશ. એમાં શંકા કરશો નહિ. હું તો શિષ્યને આધીન છું તેથી તમે નક્કી કરીને એક ઘર જણાવો. (૫-૮)

એક જણ બોલ્યો કે ગુરુ મહારાજ તો મારા પ્રભુ છે. હું એમને મારા ઘરે લઈ જઈશ. એટલે બીજાએ કહ્યું કે કેમ ! ગુરુજી મારા નથી કે ! મારા ઘરે કેમ ન આવે ? (૯). એમ 'હું' 'હું' કહીને અંદરોઅંદર ઝઘડવા લાગ્યા એટલે એમને રોકીને શ્રી ગુરુએ કહ્યું કે નાહકનો ઝઘડો શું કામ કરો છો ! (૧૦) તમારા બધાનો હું ગુરુ છું એટલે કોઈ એક ઘરે જઈશ. એ સાંભળીને બધાએ હાથ જોડીને પ્રેમથી કહ્યું કે હે પ્રભુ ! તારી તો સમાન દૃષ્ટિ છે એટલે આ સમર્થ છે, શ્રીમંત છે અને આ નબળો-ગરીબ છે એવો ભેદ જોઈશ નહીં. તું તો બધાંને અભેદ દૃષ્ટિથી જોનારો છે. (૧૧-૧૨). તારે ઓછા-વત્તા કે શ્રીમંત-ગરીબ એવો ભેદ જ નથી. દુર્બળની ઉપેક્ષા કરતાં અમે ગંગામાં પડીને મરી જઈશું. (૧૩). ભક્તવત્સલ ભગવાન કૃષ્ણે પ્રેમને વશ થઈને દુર્યોધનના મેવા છોડીને વિદુરની ભાજી ખાધી હતી. હે ગુરુજી ! તમે અમારા પ્રત્યે નારાજગી ના બતાવશો. અમે બધા તારા દાસ છીએ. આમ છતાં તમારી આજ્ઞા સ્વીકારીને એ આજ્ઞાને માથે ચઢાવીએ છીએ. (૧૪-૧૫).

એવું બોલીને બધાએ દંડવત્ પ્રણામ કર્યા અને પાછા નમ્ર થઈને કાકલૂદી કરતા બધા જ બોલ્યા કે હે ગુરુજી ! અમને તરછોડશો નહીં. (૧૬). શ્રી ગુરુએ બધાને કહ્યું કે તમે બધા તમારા ઘરે જલદી જલદી પહોંચી જાવ. હું જરૂરથી આવીશ. આ મારી સાચી પ્રતિજ્ઞા છે એમાં તમે શંકા કરશો નહીં. (૧૭).

**અ.૧૦૧ :- ભક્તો :-**

હે વેદાત્મન્ ! હે ગુરુનાથ ! તારા મહિમાનો પાર કોણ પાડી શક્યું છે. હે હરિ ! તું વિશ્વવ્યાપક છે. હે નારાયણ ! તું આ જગતનો ઉદ્ધાર કરનાર છે. (૩૭). હે પરાત્પર ! તું એક હોવા છતાં કાર્યભેદે ત્રણ રૂપવાળો જણાય છે. એમ સ્તવન કરીને અનેક ભક્તોએ આદરપૂર્વક પ્રેમથી દેદીપ્યમાન દીપમાળ પ્રગટાવી અને ભક્તિપૂર્વક નિત્યનિયમ પ્રમાણે બ્રાહ્મણ ભોજન કરાવ્યું. (૩૮-૩૯).

**અ.૧૦૨ :- શુદ્ર :- ૪૨ થી ૪૬ :**

એ બધાને છાનાં રાખીને શુદ્રે કહ્યું કે તમે બધા ચિંતા કેમ કરો છો ? તમે ધીરજ રાખો. બધુ સારું થશે. તમે બધાં તમ તમારે નિશ્ચિંત રહો. શ્રી ગુરુનું વાક્ય કામધેનુ સમાન છે પરંતુ મૂઢ માણસ આ જાણતો નથી. ભગવાન એક એક કણના હજાર કણ આપશે. શ્રી ગુરુ ખરેખર અનંતરૂપ છે અને એનું દાન પણ અનંત છે. મને ગળા સુધીની ખાતરી છે કે મને સ્વપ્ને પણ નુકશાન થવાનું નથી. એ સન્યાસી નથી કે નથી મનુષ્ય એ તો સાક્ષાત્ શિવશંકર છે. મારું સદ્‌નસીબ જોઈને એણે પહેલેથી જ આવું કહી દીધું હતું. જેના પર શ્રી ગુરુની કૃપા હોય તેને ગરીબાઈનો ભય ક્યાંથી હોય ? આ ગુરુરાય રૂપી અમૂલ્ય ખજાનો મને મળ્યો છે એ તમે જાણી લો.

**અ.૧૦૨ :- શુદ્ર પતિ-પત્ની :- ૫૮ થી ૬૦ :**

બંને જણાં બોલ્યા કે હે ગુરુજી ! તમારો જય હો ! જય હો ! કામધેનુરૂપ તને ધન્ય છે. તું ખરેખર અમારું

કુળદૈવત છે અને તું જ અજોડ એવો દેવરાજ ઈંદ્ર છે. તારી વાણી અમૃત સમાન છે, પગ ચિંતામણીરૂપ છે. અમારી ઈચ્છા સફળ થઈ. અમે તારા શરણે આવ્યા છીએ. તારી ભક્તવત્સલની પ્રખ્યાતિ પામેલી બિરુદાવલીનો અમે જાતે અનુભવ કર્યો છે. એમ કહી બંને જણાં પગમાં પડ્યાં.

**અ.૧૦૩ :- બહેન રત્ના :- ૭૯ થી ૮૦ :**

એણે (બહેન રત્નાએ) વંદન કરીને આજીજીપૂર્વક કહ્યું કે હે ગુરુનાથ ! મારા પર કરુણા કર. હું તારા શરણે આવી છું. તું મારો તિરસ્કાર ન કરીશ. પાપનાં પોટલાં બાંધીને પછી લોકો જેમ કાશીમાં જાય છે તેમ પાપમાંથી છૂટવા માટે હું તારાં દર્શને આવી છું.

**અ.૧૦૪ :- યવન ભૂપ :- ૧૮૯ થી ૧૯૪, ૨૦૧ :**

આનંદપૂર્વક હાથ જોડીને, માથું નમાવીને સ્તુતિ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે હે ગુરુ ! તમે મારી કેમ ઉપેક્ષા - અવગણના કરી ?

હું ઘર-સંસારના અંધારા કૂવામાં - ઘનઘોર રાત્રીમાં - પ્રમાદરૂપી દારૂ પીને મત્ત બનીને પડ્યો છું અને અરેરે ! તારાં ચરણને વિસરી ગયો છું. મારી દુર્બુદ્ધિને કારણે હું આ અગાધ ભવસાગરમાં ડૂબ્યો છું અને માયાની જાળથી વીંટળાયો છું. મારે માટે તારું સ્મરણ દુર્લભ થઈ ગયું હતું. મારી પાસે જ ખજાનારૂપ તું હોવા છતાં હું મંદ મતિવાળો એ જાણી શક્યો નહીં. અરેરે ! અફસોસ છે કે અજ્ઞાન હરી લેનાર તારા ચરણનું મને સ્મરણ ના રહ્યું. મને ચોક્કસ ખાતરી છે કે તું તારા ભક્તની કદી અવગણના કરતો નથી તેમ છતાં તું મને અજ્ઞાનના સાગરમાં કેમ ફેંકે છે ? હું એ માટે જ અહીં આવ્યો છું. હે ગુરુનાથ ! તું મને તારી લે. મારો ઉદ્ધાર કર. હું તારા ચરણનો સેવક બનું. હવે આ જન્મ-મરણથી થાક્યો છું.

હે ભક્તજન વહાલા શ્રી ગુરુ ! મારી આટલી ઈચ્છા પૂરી કરો. પછી તરત જ આ સંસાર છોડીને તારાં ચરણોમાં લીન થઈ જઈશ.

**અ.૧૦૫ :- શિષ્યો :- ૭ થી ૧૩ :**

શ્રી ગુરુ બધા શિષ્યો સાથે પ્રેમથી સંગમે જવા નીકળ્યા ત્યારે ભક્તજનોએ આગળ આવીને દુ:ખી હૃદયે કહ્યું કે ગુરુ ! તું ખરેખર બધાના જીવનનો આધાર છે. હે ચિંતા હરનાર ! તારા ચરણાશ્રિત એવા ભક્તોને આ ચિંતાગ્નિમાં નાંખી દઈને તું ક્યાં જાય છે ? હે કરુણાકર ! હે તાત ! આ શોકસાગરમાં આમ દીન અને અનાથ રાખીને અમને એકાએક છોડી જવાનું તને શોભતું નથી. તું અમારા માટે તારી પાસે રહેલા આશ્રય (ખજાનારૂપ) રૂપ અને ભક્તો માટે કામધેનુ સમાન છે. આ રીતે અબુધ બાળકને ત્યજીને હે પ્રભુ ! તું દૂર કેમ જાય છે ? તારા આ પાવનકારી દર્શનથી અમારા પાપો ટળી જાય છે. હે ભયથી રક્ષણ કરનારા, હે ઈચ્છિત વસ્તુ આપનારા અને ત્રિતાપને બાળનારા ! તું ક્યાં જાય છે ? હે મા ! તું આમ બાળકને એકાએક છોડીને ક્યાં જાય છે ? અમારે માટે તો તું જ મા છે, તું જ ગુરુ છે અને તું જ પિતા છે. તું નિર્દય ના થા.

**અ.૧૦૬ :- નિરંજન :- ૧ થી ૭ :**

ભગવાન ગણપતિ, મા શારદા અને યતિઓમાં શ્રેષ્ઠ એવા સદ્‌ગુરુને હું વંદન કરું છું, જેના સ્મરણમાત્રથી વિઘ્ન, ભ્રમ અને સંદેહ એક ક્ષણ માટે પણ રહેતા નથી. જેમ 'કૃષ્ણ કૃષ્ણ' કરતાં ગોપી કૃષ્ણરૂપ થઈ ગઈ તેમ 'ગુરુ ગુરુ' કરનાર શિષ્યનું પણ પહેલાનું સ્વરૂપ રહેતું નથી.

હે વિભુ ! હું તો કઠપૂતળી છું. તું જેમ બોલાવે તેમ હું બોલીશ અને જેવું ગવરાવે તેવું ગાઈશ. તું મારો સૂત્રધાર (કઠપૂતળી નચાવનાર) છે. હે દેવ ! મારી આ વાણી તારી કૃપા વગર પાંગળી છે અને બુદ્ધિ આંધળી

છે. મને ખરેખર કંઈ જ સૂઝતું નથી. જો તારી કૃપા થઈ જાય તો મૂગો પણ વેદ બોલતો થઈ જાય. તારું શરણું લીધા પછી હું શું કામ નકામું દુઃખ કરું ?

બાળકની માફક મેં તારી લીલા ગાવા માટે હિંમત કરી છે. મારું અજ્ઞાન દૂર કરી મને અવનવી સ્ફૂર્તિ આપ. તારા વિના તો હું પામર છું. મારી લાજ તારા હાથમાં છે. તારી કથા તું જ આગળ બોલાવ. હે ગુરુનાથ ! તું મારા પર કરુણા કરજે.

**અ. ૧૦૯ :- શ્રી સ્વામિ મહારાજ :- ૩૧ થી ૪૬ :**

મનમાં દુઃખી થઈને વિચાર કરવા લાગ્યો કે ભગવાન દત્ત પ્રગટ થયા પણ હું તેમને ઓળખી શક્યો નહીં કે મેં તેમનાં ચરણ પકડ્યા નહીં. મારી બુદ્ધિ કેમ બહેર મારી ગઈ ? અરેરે ! મારું કમનસીબ નડ્યું ! હું એ ભગવાનને સદંતર કેમ ભૂલી ગયો ? હું કમનસીબ તેથી મને એ ના સૂઝ્યુ. હે દત્તાત્રેય ! હે કૃપાના ભંડાર ! હે સર્વેશ્વર ! હે ઉત્તમ દેહધારી ! હે અનસૂયાનંદન ! હે ભક્તવત્સલ ! મેં આજે બહુ મોટી ભૂલ કરી. હું તને વારંવાર વંદન કરું છું. તું તારા ભક્તની લાજ રાખજે. હે પ્રભુ ! તું મારો અપરાધ માફ કરી દે. ભક્તોના કલ્પવૃક્ષ ! હે નાથ ! હે નામ અને અનામથી પર ! હે તાત ! હું તને વંદન કરું છું. હે મા ! જો તું બાળકના દોષને ધ્યાનમાં રાખીશ તો પછી એનું રક્ષણ કોણ કરશે ? અનાથ એવો હું પછી કેવી રીતે જીવીશ ? **હે દીનબંધુ ! મારાથી વારેવારે જે અપરાધ થાય છે તે ભૂલી જઈને આ દાસને સાચે જ દિલાસો આપ.** હે દયાળુ દેવ ! મને છોડીને તમે ક્યાં અંતર્ધાન થઈ ગયા ? હે મનમોહન ! મારા પર કરુણા કરો અને આ રાંકને છોડશો નહીં. હે કૃષ્ણાતટવાસી ! મારી મા, મારાં બાપ બધું તમે જ છો. હે શિવ ! તમારા વિના મારો ભવભય કોણ હરશે ? હે દયાના ભંડારસમા દેવ ! **હે પતિતને પાવન કરનાર નાથ ! તમારો જય હો ! જય હો ! તમારો વરદ હાથ મારા માથે મૂકી હે જગતાત ! મારી ભ્રાંતિ દૂર કરો.**

ચોરોએ બ્રાહ્મણને મારી નાંખ્યો ત્યારે ત્યાં જે રીતે પ્રગટ થઈને બધા ચોરોને મારી નાંખ્યા હતા એ જ રીતે અહીં ઝડપથી દોડો. પેટની પીડાથી વ્યાકુળ થતા બ્રાહ્મણ કાજે તમે તરત જ દોડ્યા હતા અને એનો રોગ ક્ષણવારમાં દૂર કર્યો હતો તો પછી અહીં કેમ વિલંબ કરો છો ? પતિવ્રતા સ્ત્રીએ યાદ કરતાંની સાથે ત્યાં તરત જ પ્રગટ થઈને આપે એના મરેલા પતિને જીવતો કર્યો હતો તો પછી આ બાળકને કેમ ભૂલી જાવ છો ? જલ્દીથી દોડીને મારા વ્યગ્રચિત્તને હે કૃપાળુ ભગવાન ! શાંત કરી દો. તને શું કહેવું તે પણ હું જાણતો નથી. **હે નાથ ! આપ સર્વજ્ઞ છો અને તેથી મારા અંતરની બધી વાત જાણો છો. હું તો દીન અને અનાથ છું. આપે જ મારી બધી ચિંતા કરવાની છે.** આ રીતે ભગવાનને પ્રાર્થના કરીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને મઠમાં ઝડપથી આવ્યા અને ગોવિંદ સ્વામી તથા મૌની સ્વામીને બનેલી બધી વિગત કહી સંભળાવી.

**અ. ૧૧૩ :- શાસ્ત્રી બુવા :- શ્રી સ્વામી મહારાજ :- ૫૩ થી ૫૬ :**

બે હાથ જોડીને એમણે પ્રાર્થના કરતાં કહ્યું કે :- હે વિશ્વનું પોષણ કરનાર ! હું આપના ચરણકમળને ભમરાની માફક વંદું છું. હે અનંતમાયાના ચક્રને ચલાવનાર પરમેશ્વર ! હે અનંતકોટિબ્રહ્માંડ નાયક ! વેદ વગેરે પણ તારો જરા પણ પાર પામી શકતા નથી. તારું વર્ણન કરતાં તેઓ મૂગા થઈ ગયા છે. હે નિર્વિકાર અને અશરીરી પ્રભો ! હે જગતદ્વારા વંદન કરવાને યોગ્ય કરુણાનિધિ ! હું આપના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કરું છું. **હું બીજું કશું જાણતો નથી. તેથી હું શું બોલું ?**

**અ. ૧૧૩ :- ૮૪ થી ૮૬ :**

વાસુદેવે તરત જ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને સ્તવન કરતાં કહ્યું કે : **હે સમર્થ ગુરુ ! આપનો જય હો !**

જય હો ! ભક્તની ભાવનાને વશ થઈને તું અનાથનો નાથ બેલી બનીને ભક્તની ઈચ્છા પૂરી કરે છે. હે યોગીજનોના લક્ષ્યરૂપ પ્રભુ ! હું તને વંદન કરું છું. ભગવાં વસ્ત્ર પહેરીને અને હાથમાં દંડ,કમંડળુ લઈને તું ભક્તની વહારે ચઢે છે. હે પ્રભુ ! તારી સ્તુતિ કરતાં તો વેદો પણ થાકી ગયા છે અને તેથી 'નેતિ નેતિ' (આ નહીં, આ નહીં) એવું કહે છે. તો પછી હે પ્રભુ ! હું તમારી શું સ્તુતિ કરું ?

**<u>અ.૧૧૯ :- પ્રાર્થના :-</u>**

હંમેશા હરેક રીતે તારી સાથે અમારો યોગ થતો રહે. તારે માટે અમે અમારા દેહનો અંત લાવી દઈએ. હે અનંતા ! હે ગુણવંતા ! અમારી અવગણના ના કરશો. હે ગુરુનાયક ! અમે આટલું જ માગીએ છીએ.

**<u>અ. ૧૨૨ :- સ્વામી મહારાજ :- ૧૩૮ થી ૧૪૨ :</u>**

એટલે ગભરાઈ જઈને શ્રી ગુરુદેવની પ્રાર્થના કરવા લાગ્યા કે હે વિશ્વેશ ! હે રમાપતિ ! હે દયાના સાગર દત્તપ્રભુ ! હે ભક્તવત્સલ વિઠ્ઠલ ! મારા સંયમની આવી પરીક્ષા કરવાની હોય કે ? હું તો હંમેશનો આપનો દાસ જ છું. ગુરુડધ્વજ ! ગોવિંદપ્રભુ ! એ નિગ્રહ નિયમ કાંઈ મારો ન હતો. એ નિયમ કરાવનાર પણ સ્વયં પણ તમે જ છો ને ! હે પ્રભુ ! આપ સર્વના સાક્ષી છો. હે પ્રભુ ! મારી લાજ તમારા હાથમાં છે. હે દયાળ ! આપની ટેક પાળી બતાવો. આ બધું કરનાર - કરાવનાર તમે જ છો. હું તો અનાથ એવો બાળ છું. પછી મને શાની ચિંતા હોય ? એ બધી તમારી સત્તાની રૂએ તમે જેમ નચાવો તેમ હે શિવરૂપ પાંડુરંગ ! હું નાચું છું.

**<u>અ.૧૨૩ :- અન્નપૂર્ણામાતા :- ૮૧ થી ૯૭ :</u>**

દર્ભની પથારી ઉપર તરત જ સાવધાનીપૂર્વક બેસી જઈને, બે હાથ જોડીને જલ્દીથી પરલોકગમન કરવા હસતા મુખથી એણે પતિની આજ્ઞા માગી અને કહ્યું કે હે પ્રાણેશ્વર ! મારે માટે હંમેશ માટે આપ એકલા જ મારા ઈષ્ટદેવ, સદ્‌ગુરુ અને સ્વામી હતા. આજ દિન સુધીમાં મેં સારાં-નરસાં જે કાંઈ શુભ-અશુભ કર્મો કર્યા છે તે બધાં આપના ચરણમાં અર્પી દીધાં. હે પતિતને પાવન કરનાર ! હે સર્વેશ્વર ! મારું બધું જ પાપ અહીં બાળી દઈને સ્વર્ગથી આવેલા વિમાનમાં ચઢીને બેસવા માટેનો સ્પષ્ટ રસ્તો બતાવો. હું હવે જન્મમરણથી એકદમ ત્રાસી ગઈ છું.

હવે કલ્પ ના અંતે પણ કોઈ દિવસ દેહ ધરવો પડે એવો યોગ ન આવે એવી હે પ્રભુ ! કૃપા કરજો. એ સિવાય બીજી કોઈ ઈચ્છા નથી. હે અગ્નિસ્વરૂપ પરમેશ્વર ! હે વિભુ ! આ પંચભૌતિક દેહને એકદમ ભસ્મરૂપ કરી નાંખો. હે દીનનો ઉદ્ધાર કરનાર ! એને પ્રાણવાયુમાં ભેળવીને આ જીવને બ્રહ્મ સ્વરૂપમાં લીન કરી દ્યો. હું તમને છેલ્લે પગે લાગું છું. હે પ્રભુ ! હવે જન્મ ના થાય તે જો જો. હું તમને વારેવારે વંદન કરું છું. હે પ્રાણનાથ ! આ દાસીનું જરૂરથી સ્મરણ રાખશો. આપના નિર્મળ સત્ય સ્વરૂપનાં દર્શન કરાવો એમ બોલીને પતિનાં ચરણવિંદમાં તરત જ માથું મૂકી દીધું.

પત્નીની પ્રાર્થના સાંભળીને વાસુદેવ ગુરુએ પ્રેમથી આશિષ આપીને કહ્યું કે, હે પ્રિયે ! તારી બધી મનોકામના જરૂરથી પૂર્ણ થશે. એમાં તું શંકા કરીશ નહીં. આવી આશિષ સાંભળીને સુજ્ઞ એવાં અનન્નપૂર્ણામાતાએ પતિના ચરણમાં માથું મૂકીને, સ્થિરતાપૂર્વક ધ્યાન ધરીને, શ્રી ગુરુદેવ દત્તના જયઘોષ સાથે તરત જ પ્રાણ ત્યજી દીધા. દેવ વિમાનમાં બેસાડીને, વાદ્યોના ઘોષ સાથે આદરપૂર્વક દેવગણો એમને ત્યાં બ્રહ્મલોકમાં લઈ ગયા. યોગીઓને પણ જે સ્થાન મળવું મુશ્કેલ છે એવું મંગલ સ્થાન અન્નપૂર્ણામાતા પતિની સેવા કરીને પાતિવ્રત્યના પ્રભાવથી પામ્યાં. તે દિવસે વૈશાખ મહિનાની મંગલમય સુદ ચૌદશ હતી. જે દિવસને બધા લોકો નૃસિંહજયંતી તરીકે ઓળખે છે તે દિવસે એ ઉત્તમ દેહધારી એવાં સાધ્વીએ પરલોકગમન કર્યું.

**અ.૧૨૮ :- શ્રી સ્વામી મહારાજ :-**

મિત્ર મિત્ર લડે તો પણ એક થાય છે, પતિ પત્નીનો કલહ થાય તો પણ એમનો પ્રેમ જરાયે ઓછો થતો નથી. એવી જ રીતે દેવભક્તિનો જે ઝઘડો તે તો પરાભક્તિનું સ્થાન છે. વાસુદેવ કહે છે કે હે દત્ત ! આ વિનોદથી મને પરમાનંદ થાય છે.

**અ. ૧૨૯ :- કર્દમ ઋષિ :- ૮ થી ૧૧ :**

હે ગોવિંદ ! હે દયાના સાગર ! હે દૈત્યોના કાળરૂપ વિભુ ! હે નાથ ! હે ભક્તવત્સલ શ્રી હરિ ! હું આપને બે હાથ જોડીને પ્રણામ કરું છું. અનંત જન્મોથી યોગીજનો તારા દર્શન માટે તપ કરીને જે કષ્ટ સહન કરે છે તે તારાં ચરણમાં હું મારી આ જાતને અર્પણ કરું છું. હે વિશ્વેશ ! તારી માયાથી જ હે પ્રભુ ! તું આ જગતની ઉત્પત્તિ કરે છે, એને ટકાવે છે અને એનો લય પણ કરે છે. તું ભક્તોનો આધાર છે અને પાપ તેમજ તાપ હરનાર તું એક જ છે એવા હે પ્રભુ ! હું તને પ્રણામ કરું છું. હે વિભુ ! તું જ ગરીબાઈ હરનાર છે.

**અ. ૧૨૯ :- દેવહૂતિમાતા :- ૮૭ થી ૯૭ :**

દેવહૂતિએ બે હાથ જોડીને અને મસ્તક નમાવીને પતિને વિનયપૂર્વક પ્રાર્થના કરી કે હે પ્રાણનાથ ! હે જ્ઞાનેશ્વર ! આ દાસી ઉપર અહીં કૃપાદષ્ટિ ફેંકો જેથી એ કૃતાર્થ થાય. આપ સાક્ષાત્ પરમેશ્વર છો અને કૃપાના સાગર છો. આપ જ આ દાસીના ચિંતા હરનાર ગુરુવર છો. જેમ પાણી વિના માછલું અને ગાય વગર વાછરડું રહી શકતું નથી તેમ આપના વિયોગથી આ દાસી કેવી રીતે રહેશે ? હું ખૂબ દોષવાળી છું. જ્યારે આપ તો ચૈતન્ય સ્વરૂપ એવા નિર્દોષ છો. આપ તો આનંદના સાગર છો જ્યારે હું તો ભ્રાંતિનો ભંડાર છું.

વૈદ્ય પાસે હોવા છતાં રોગી એને કશું પૂછે નહીં અને રોગથી અતિશય પીડા ભોગવે એવું જ મારે પણ થયું. ભ્રાંતિરૂપ આ સમગ્ર જગત સ્વપ્ન સમાન જણાય એવા સત્ય જ્ઞાનનો હે દેવ ! મારા હૃદયમાં પ્રકાશ પાથરો. જેથી આ સંસારનો ભય ના રહે. આપ તો ત્રિકાળદર્શી છો. હે પ્રભુ ! બધા સંતાપોને દૂર કરીને મારા ઉપર કૃપા કરી મારો ઉદ્ધાર કરો. આ સંસારરૂપી જંગલમાં ભમતાં મને અહંકારરૂપી દુષ્ટ સાપ એકાએક કરડવાથી જેમ આંધળાપણું આવે તેવું અહીં વિષયોમાં રમતાં હે દેવ ! મને થયું છે. જ્ઞાન આંજીને મને તરત જ દિવ્ય દૃષ્ટિ આપો.

હે પ્રાણનાથ ! આ સંસાર અસાર અને દુઃખરૂપ છે. દીકરી-દીકરા અને કુટુંબના સ્મરણથી મન ગભરાય છે. માટે હે પ્રભુ ! એ સંસારની ભીતીથી મને છોડાવો. સંતજન તો કલ્પવૃક્ષ સમાન છે એમાં કોઈ સંદેહ નથી.

**અ.૧૪૭ :- ગાંડા મહારાજ :- ૩૧ થી ૪૩ :**

શ્રી ગુરુનાં ચરણમાં દંડવત્ પ્રણામ કરીને ગાંડા બુવા પ્રેમથી કહેવા લાગ્યા કે હે ગુરુનાથ ! હું આપની આજ્ઞા માથે ચઢાવીને જાઉં તો પણ હે સાક્ષાત્ દત્તપ્રભુ ! તમે આ દાસની વિનંતી સાંભળો.

હે ગુરુ મહારાજ ! તમે આ પુત્રને છોડીને જતા રહેવાના છો એવું સ્પષ્ટ દેખાય છે. હે મારાં મા અને બાપ ! પછી તમારા વિના આ અજ્ઞાની બાળકની કોણ સંભાળ લેશે ? હવે હું કોને શરણે જાઉં ? મારું દુઃખ કોણ દૂર કરશે ? તે દિવસે દત્ત પ્રભુએ પોતે આ દાસને (ગાંડા મહારાજને) આપના (સ્વામી મહારાજના) ખોળામાં અર્પીને આપને (સ્વામી મહારાજને) કહ્યું હતું કે કાલે સવારે જે કોઈ આવીને તારાં (સ્વામી મહારાજના) ચરણમાં માથું મૂકીને તને દંડવત્ પ્રણામ કરે તેની તારે ત્યારથી સંભાળ લેવાની છે એમ માનજે. એ પણ તને છોડીને બીજે ક્યાંય જશે નહીં અને છેવટ સુધી તારું બધું કાર્ય એના હાથે જ થશે. બીજે દિવસે આપની (સ્વામી મહારાજના) પાસે આવતાની સાથે જ દર્શનથી મારું બધું દુઃખ જતું રહ્યું હતું અને હું આ સંસારના બધા ત્રિતાપ ભૂલી ગયો હતો.

હે બાપ ! એ દુઃખ સાગરમાં હું આજે પાછો ડૂબી ગયો છું. હવે જ્યારે પ્રારબ્ધ જ આડું આવીને ઊભું છે ત્યારે એ દુઃખ સાગરમાંથી મને કોણ બહાર કાઢે ? આ માયાના બંધનમાં સપડાયા પછી અરેરે ! કોણ છૂટી શક્યું છે ? હે મારી મા ! તે સમયે આ દાસને આપ સંભાળી લે જો અને એને અહંતા તથા મમતામાંથી તરત મુક્ત કરજો. હે ગુરુનાથ ! આ શરીરથી હંમેશા સેવા લેતા રહેજો અને હે તાત ! મને ફરી પાછા કોઈ માતાના ગર્ભમાં મોકલશો નહીં. મારા પર કૃપાદૃષ્ટિ રાખીને મારું કાયમ રક્ષણ કરજો. આ દાસને ભૂલી જશો નહીં. એવી મારી અનન્ય પ્રાર્થના છે. અંતે આ બાળને વિદેહકૈવલ્ય આપજો અને ગુરુ સ્વરૂપમાં અહીં એકરસ કરી રાખજો.

## અન્ય ભક્તોની સ્તુતિઓ :-

**૧૧૪/૭૨ :**

બ્રાહ્મણે દુઃખી થઈને મનમાં દત્ત પ્રભુનું સ્મરણ કરીને અનન્ય નિષ્ઠાથી નમ્ર પ્રાર્થના કરી અને કહ્યું કે હે ભક્તવત્સલ પ્રભુ ! તું અનાથનો નાથ, નોધારાનો આધાર - છે. હે તાત ! હું તારે શરણે આવ્યો છું. આ દાસને તું શરણમાં રાખ.

**૧૧૪/૧૦૪ :**

દુઃખી થયેલો બ્રાહ્મણ શ્રી ગુરુની પાસે આવ્યો અને દંડવત્ પ્રણામ કરીને કરગરતો કરગરતો ખાસ પ્રાર્થના કરવા લાગ્યો : હે શરણે આવેલાનું રક્ષણ કરનાર ! હું દુઃખ દરિયામાં ડૂબી ગયો છું. મારા બધા દુઃખ કરીને મારા ગરીબનો ઉદ્ધાર કરો.

**૧૧૬/૭૬, ૭૭ :**

દંડવત્ પ્રણામ કરીને, ગરીબડો થઈને (સોની) પ્રાર્થના કરવા લાગ્યો કે હે પ્રભુ ! હું અપરાધી છું અને તમારી માફી માંગુ છું. મારા બધા દોષો ભૂલી જઈને, આ દાસને શરણે લો. આવા રાંક વચન સૂણીને વાસુદેવ ગુરુવરે કહ્યું કે અરે ! તને સાચો પશ્ચાતાપ થયો છે. એટલે તારા પર ભગવાન ચોક્કસ કૃપા કરશે અને તારાં બધાં દુઃખો દૂર કરશે.

**૧૨૪/૨૬ :- પોલીસો :**

હે પ્રભુ ! અમારા પર કૃપા કરો અને અમને આ દુઃખમાંથી છોડાવો. અમે તો મહાન દુષ્ટ અને પાપી છીએ. હે યતિશ્રેષ્ઠ ! અમને માફ કરો.

**૧૨૫/૨૪ :- કેશવરાવ :**

હે દયાળુ ! હું સાચે જ અધમ અને પાપી છું. તમે મારા અપરાધને માફ કરી દ્યો. એ સિવાય હું બીજું કશું જાણતો નથી.

**૧૨૫/૭૧, ૭૨ :- શ્રોત્રિય બ્રાહ્મણ :**

શ્રી ગુરુનાં એ વચન સાંભળીને પેલો બ્રાહ્મણ વારેવારે વંદન કરીને અને દંડવત્ પ્રણામ કરીને બોલ્યો કે હે કૃપાળુ ! તમારા વગર હું કોને શરણે જાઉં ? (મારો) અપરાધ માફ કરો. હું આપને શરણે આવ્યો છું. એવું કહીને એમના ચરણમાં આળોટવા લાગ્યો.

# ગુરુ મહિમા

**<u>અ.૧૦૬ :- ૧,૨ :</u>**

ભગવાન ગણપતિ, મા શારદા અને યતિઓમાં શ્રેષ્ઠ એવા સદ્ગુરુને હું વંદન કરું છું, જેના સ્મરણ માત્રથી વિઘ્ન, ભ્રમ અને સંદેહ એક ક્ષણ માટે પણ રહેતા નથી. જેમ 'કૃષ્ણ કૃષ્ણ' કરતાં ગોપી કૃષ્ણરૂપ થઈ ગઈ તેમ 'ગુરુ ગુરુ' કરનાર શિષ્યનું પણ પહેલાંનું સ્વરૂપ રહેતું નથી.

**<u>અ.૧ :- ૯૯,૧૨૨,૧૨૩ :</u>**

ગુરુનું જ્ઞાન રુચિર (સુંદર), રમ્ય અને રસાળ છે. તે કલિતારક છે. અને જો મનનો દૃઢ નિશ્ચય હોય તો તે મોતને પણ પાછું ઠેલે છે.

સાધુનો વેષ લઈને ફરનારા તો રસ્તામાં મળવાના જ પરંતુ સાચા સંત મળવા મુશ્કેલ છે. જ્યારે પુણ્ય ફળે છે ત્યારે સદ્ગુરુ મળે છે અને જ્ઞાનનું દાન કરે છે. શિષ્યનું ધન હરી લેનારા (ગુરુ) તો ઘણા મળે પરંતુ ચિંતા હરનારા (ગુરુ) તો કોક જ હોય છે. વિપ્ર (નિરંજન) ગુરુની શોધમાં ફરે છે, એને જોઈને દુષ્ટ લોકો હસે છે, મશ્કરી કરે છે.

**<u>અ.૨ :- ૪૨ થી ૪૮ :</u>**

કળિયુગમાં તરી જવા માટે ગુરુનું નામ છે. ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે. જો (શિષ્ય ગુરુને) એક નિષ્ઠાથી ભજે તો પછી ભ્રમ કેવી રીતે રહે ? (શિષ્યનો ભ્રમ ભાગી જાય). ગુરુની બધા પર સમાન દૃષ્ટિ છે. એ કૃપાની વર્ષા કરતા રહે છે. એની કૃપાથી બધા દેવો પણ વશ થઈ જાય છે. ને સંસારનો જન્મમરણરૂપી તાવ મટી જાય છે. ગુરુને ભજવાથી કળિયુગ પીડા આપતો નથી (અથવા કલિ અને કાળ પીડા આપતા નથી.) મોત પાસે આવતું નથી. (મોતની બીક લાગતી નથી.) ગરીબાઈ અને પાપ બધાં નાસી જાય છે અને સિદ્ધિઓ દાસી થઈ જાય છે. ગુરુભક્ત માટે શું દુર્લભ છે ? જો શિષ્યનો નિશ્ચય દૃઢ હોય, વિશ્વાસ અડગ હોય તો ગુરુ તેની ટેક પૂર્ણ કરે છે. ગુરુ ત્રિમૂર્તિરૂપ છે એવી અનન્ય નિષ્ઠા મનમાં હોય અને શુદ્ધ ભાવ હોય તો શિષ્ય પણ તે (ગુરુ) સ્વરૂપ બની જાય છે. ભગવાન વિષ્ણુ કે શંકર ક્રોધ કરે તો ગુરુ પોતાના શિષ્યનું રક્ષણ કરે છે. પરંતુ ગુરુનો કોપ નિવારવા માટે કોઈ દેવ શક્તિશાળી નથી. આવો ગુરુનો મહિમા છે. ગુરુનું નામ એ (ભવસાગર) તારનાર છે. મુખથી એની લીલા ગાવાથી શિષ્યનું કામ થાય છે.

**<u>અ.૩ :- ૧૪૨ થી ૧૪૫ :</u>**

બે અક્ષરનો શબ્દ 'ગુરુ' એ અમૃતનો સાગર છે. એમાં સહેજ જ ડૂબકી મારતાં ત્રિતાપ નાશ પામે છે. (ત્રિતાપ રહે જ ક્યાંથી ?) જે કોઈ સદ્ગુરુનું સતત સ્મરણ કરે છે તે લોકોમાં પૂજવા યોગ્ય બને છે. અને ગુરુના નામના અમૃતના પાનથી મરણની શંકા ટળી જાય છે. ભગવાન બ્રહ્મા, શંકર અને મારી તેમજ બ્રહ્મનિષ્ઠ સંતની કૃપા થાય તો જ સદ્ગુરુ મળે છે. એ વિના સદ્ગુરુ મળતા નથી. અમે દેવો જે આપીએ તે બધું જ ગુરુ પણ આપે છે. માટે શ્રી ગુરુ ત્રિમૂર્તિ છે એમાં શંકા કરવા જેવું કાંઈ નથી.

**<u>અ.૮ :- ૧૧૫,૧૧૬ :</u>**

સ્મરણ કરતાંની સાથે જ, એ ભક્તને દર્શન આપીને એનાં બધાં કષ્ટો તરત જ હરી લે છે. આના જેવો બીજો દયાળુ કોણ છે ? (એટલે આવો દયાળુ બીજો કોઈ નથી.) એ કેવળ ભાવને જુએ છે. કદી પણ અવગુણ જોતો નથી. એ નિર્ગુણ (પરમાત્મા) કેવળ ભક્તિને વશ થઈને, એ દેવ, સગુણરૂપ લે છે.

**<u>અ.૧૦ :- ૧૧૫ :</u>**

મેં આ જ્ઞાનની પરબ માંડી છે. સદ્ભાગી માણસ એનું પાન કરે છે. રંગગુરુ કહે છે કે ગુરુની કૃપા થતાં જ વ્યક્તિ તે જ ક્ષણે મુક્ત થઈ જાય છે.

**<u>અ.૧૬ :- ૧૦૨ થી ૧૦૬, ૧૧૧ થી ૧૧૩ :</u>**

દયા, ક્ષમા, શાંતિ, ધીરજ વગેરે દૈવી સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી, અમાની (અભિમાન વગરનાં) થઈને સદ્ગુરુના શરણે જવું. ફળની ઈચ્છા અને અભિમાન છોડીને ધર્મનું આચરણ કરવાથી ઈશ્વરની કૃપા થશે અને પરિણામે સદ્ગુરુની પ્રાપ્તિ થશે. (સદ્ગુરુનાં દર્શન થશે.) ગુરુને સાક્ષાત્ ઈશ્વર માનીને અને એનામાં અખંડ શ્રદ્ધા રાખીને ગરમી-ઠંડી સહન કરીને એની ખંતથી સેવા કરવી. એમની પાસે બેસીને પ્રેમથી શાસ્ત્રનું શ્રવણ કરવું. જે ક્ષણે જ્ઞાન સુદ્દઢ થશે તે જ ક્ષણે સાધક (શિષ્ય) નિર્વાણ (મોક્ષ) નો અનુભવ કરશે. કેવળ ગુરુની કૃપા માત્રથી જ્ઞાન સુદ્દઢ થશે. જેમ પાણીમાં લાકડી મારવાથી બે ભાગ થતા નથી (એટલે કે એવી મહેનત વ્યર્થ છે.) તેમ ગુરુકૃપા વિનાની બીજી બધી મહેનતો નકામી છે. (ગુરુકૃપાહિ કેવલમ્ । શિષ્ય પરમ મંગલમ્)

સદ્ગુરુનાં શ્રીમુખેથી વેદાંતનું સફળતાપૂર્વક શ્રવણ વગેરે કરવાથી જે બુદ્ધિ પ્રાપ્ત થાય છે તેને પરોક્ષ જ્ઞાન કહેવામાં આવે છે. નિદિધ્યાસ તેમજ યોગ વગેરેથી જાતે બ્રહ્મસ્વરૂપ થવું એ અનુપમ સાક્ષાત્કારને જ અપરોક્ષ જ્ઞાન કહેવામાં આવે છે. 'જાણવું' તે પરોક્ષ જ્ઞાન છે, જ્યારે 'થવું' એ અપરોક્ષ જ્ઞાન છે. સદ્ગુરુની કૃપા વગર બંને પૈકી એકપણ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.

**<u>અ.૧૭ :- ૪ થી ૧૬ :</u>**

હે સમજુ અર્જુન ! મહાનથી પણ મહાન એવું જે એક બ્રહ્મ છે તેનું વિવરણ કરીને, બ્રહ્મ અને આત્માનું એકત્વ જણાવતાં વાક્યને મહાવાક્ય કહેવાય. ચાર વેદનાં ચાર મુખ્ય મહાવાક્ય છે. તેમા સામવેદનું મહાવાક્ય છે બોધકારક છે તે મહત્ત્વનું છે. હે રાજા ! અરુણે પોતાના પૌત્ર શ્વેતકેતુને (અરુણનો પુત્ર ઉદ્દાલક અને તેનો પુત્ર શ્વેતકેતુ) 'તે તું છે' એ મહાવાક્યનો ફરીફરીને કહીને બોધ કર્યો હતો.

તું ધ્યાન દઈને સાંભળ. જેથી એ મહાવાક્યનો તને સાક્ષાત્કાર થશે. સાધન સિદ્ધિ થતાં જ મૂઢ પણ સુખેથી સંસાર પાર કરે છે. નિત્ય અને અનિત્ય વચ્ચેનો વિવેક એ પહેલું સાધન છે. લૌકિક (દુન્યવી) અને પારલૌકિક વિષયોમાં વૈરાગ્ય એ બીજું સાધન છે. જો ચિત્તમાં વિષયો વસતા હોય તો કોઈ દિવસ ધ્યાન થઈ શકતું નથી. એટલા માટે શ્રેષ્ઠ પુરુષો વિષયત્યાગને (વૈરાગ્યને) માન આપે છે. શમ (મનનું શાંત થવું), દમ (ઈન્દ્રિયોને કાબૂમાં રાખવી), ઉપરતિ (ઉપરામવૃત્તિ), તિતિક્ષા (ઠંડી-ગરમી વગેરે દ્વંદ્વોથી પ્રેમ સહન કરવાં), શ્રદ્ધા (ગુરુ વચનમાં વિશ્વાસ) અને સમાધાન (સમયાનુસાર જે આવી મળે તેમાં સંતોષ હોવો) એ છ સંપત્તિ (ષટ્સંપત્તિ) ત્રીજું સાધન છે અને મોક્ષેચ્છા (મુક્તિ માટેનો તલસાટ અનુભવવો અને તે માટે આકુળ-વ્યાકુળ થવું) એ ચોથુ સાધન છે.

આ ચારેય સાધન (સાધન ચતુષ્ટય) સિદ્ધ કર્યા પછી સદ્ગુરુનાં શરણે જવું અને સદ્ભાવપૂર્વક એની સેવા કરીને એ મહાવાક્યનું વિવરણ ગુરુમુખે સાંભળવું. જે હંમેશા સદાચરણમાં રચ્યોપચ્યો હોય, પૂર્ણ જ્ઞાન ધરાવતો હોય, નિજાનંદમાં મસ્ત હોય અને બ્રહ્મનિષ્ઠ હોય એવા ગુરુનાં શરણમાં ભ્રમ ક્યાંથી રહી શકે ? આવા ગુરુના સ્વૈર વિહારમાં થતી આડી અવળી વાતો પણ શાસ્ત્રો જ ગણાય અને તે માયાની પોલને દૂર કરે છે.

ષડ્લિંગ દ્વારા તાત્પર્યને (તત્ત્વ જ્ઞાનને) ચિત્તમાં સમજવું એ જ સાચું શ્રવણ છે અને એવા શ્રવણથી ક્ષણ માટે પણ ભ્રાંતિ રહેતી નથી.

માર્ગદર્શક (દિશા ચીંધનાર) શ્રીગુરુ સત્વર જ્ઞાન આપે છે અને એ જ્ઞાનને કારણે, નિરભિમાની બનીને જીવ

તે જ ક્ષણે બ્રહ્મમાં ભળે છે.

**<u>અ.૨૫ :- ૭ :</u>**

જેની સેવામાં આઠે સિદ્ધિ અને નવે નિધિ હાજર રહેતા હોય, જેનું મન હંમેશા ગુરુચરણમાં લીન રહેતું હોય અને જેનાં સ્મરણથી પાપ ટળી જતું હોય છે.

**<u>અ.૩૯ :- ૩ :</u>**

જો ગુરુદેવની કૃપા થાય તો કોઈ વીરલો આ જ્ઞાન પામે છે અને પુણ્ય જાગે ત્યારે એવાના સન્મુખથી સાંભળવાનું મળે છે.

**<u>અ.૪૦ :- ૧૦૨ :</u>**

લોખંડના ચણા ચાવવા (જેવી આ વાત છે.) એ નાના બાળકનો ખેલ નથી. રંગ કહે છે કે ગુરુકૃપા કરે તો જ મોત સાથે ગેલ ગમ્મત થઈ શકે.

**<u>અ.૪૧ :- ૧૦ થી ૧૫ :</u>**

ઈશ્વર અને ગુરુમાં ખરેખર કોઈ જ ભેદ નથી. જે અવિદ્યાનો નાશ કરે છે તે ગુરુવર ઈશ્વર જ છે.

શાસ્ત્રમાં 'ગુ' દ્વારા મૂળ અવિદ્યાનું સૂચન છે અને 'રુ' થી એનો નાશ કરનાર એવો અર્થ સૂચિત છે. આમ ગુરુ અને ઈશ્વર અભિન્ન છે. આ (ગુરુ) બે અક્ષરનો મંત્ર ખરેખર તારનારો છે. અને ભવની (જન્મ-મરણની) બાધા (વિઘ્ન) હરનારો છે. આ ગુરુમંત્ર બધા મંત્રોમાં શ્રેષ્ઠ છે. 'ગુરુ' 'ગુરુ' એવું બોલતા ખરેખર મારો શ્વાસ નીકળી જાય એ વિના મારી બીજી કોઈ ઈચ્છા નથી. કારણકે હું (ગુરુ દ્વારા) બધા પ્રકારનું કલ્યાણ પામી ચૂક્યો છું. આ શરીરનું ચામડું ઉતારી, એના જોડા બનાવી, ગુરુના પગમાં પહેરાવું તો પણ હે ગુરુરાય ! આપનું ઋણ ચૂકવાય એમ નથી. હે ગુરુવર ! હવે તમારું અખંડ સ્મરણ રહે અને આ દેહ પડે તો પણ આ ચરણનું વિસ્મરણ ન થાય એવી કૃપા કરો.

**<u>અ.૪૨ :- ભજન-અંતરો :- ૫, ૧૦૮ :</u>**

ગુરુદેવની જો કૃપા થતાં જ વનમાં (જંગલમાં) ઘેટું વાઘ મારી નાંખે છે. બધે એક જ પરમાત્મા (રંગ) ભરેલો છે. જે માણસ આ વસ્તુ સમજી લે છે (જુએ છે.) તે જીવતાં છતાં મરેલા જેવા છે. (અહં વિનાનો થાય છે). ગુરુની અતકર્ય (તર્કથી પર એવી) લીલાનો કોઈ પાર પામી શકે એમ નથી. ગુરુદેવની કૃપા થઈને રંગ તત્ત્વને સમજી શક્યો. (અથવા એ ગુરુદેવ કૃપા કરે તો થોડો ઘણો તત્ત્વનો સાર સમજાય.)

**<u>અ.૪૩ :- ૨૭,૨૮ :</u>**

સદ્‌ગુરુની કૃપા થાય તો ગ્રહો અનુકૂળ થઈ જાય છે. રાજા પ્રસન્ન થાય પછી મંત્રીઓ કેવી રીતે પ્રતિકૂળ રહે ? બહારના વિષયો છોડીને હંમેશાં બ્રહ્મમાં જ રમમાણ રહેનાર (સત્પુરુષ) ના શરણે જતાં ત્રિભુવનમાં કશું પણ અશક્ય નથી.

**<u>અ.૪૪ :- ૨ થી ૮ :</u>**

(આયુરાજા) આવો સુજ્ઞ () હોવા છતાં એણે પુત્ર વિના બીજું કશું માગ્યું નહિ. એને અર્થાર્થી જાણીને ગુરુએ વરદાન આપ્યું. ગમે તે પ્રકારની ભક્તિ હોય (અર્થાર્થી, આર્ત કે જીજ્ઞાસુ પણ એ ક્રમે ક્રમે છેવટે પરાભક્તિમાં જ પરિણમે છે. એવું જાણીને શ્રીગુરુએ એને નિરાશ ન કર્યો (અને માગ્યું તે આપ્યું). પરમાત્મા વ્યક્તિની જે

પ્રકારની ભક્તિ હોય તે ભક્તિને આશિષ આપીને પોષે છે.

જો પૂર્વજન્મનું પુણ્ય ના હોય તો વ્યક્તિ અજ્ઞાનતાને લીધે ક્ષુદ્ર (હલકા) દેવની ભક્તિ કરે છે. પરિણામે એ વ્યક્તિ જન્મ-મરણમાંથી છૂટતી નથી. દયાધન એવા દત્તગુરુ તો સાક્ષાત્ પરાત્પર બ્રહ્મ જ છે. એને સકામ ભાવે પણ ભાવપૂર્વક ભજતાં ક્રમક્રમે અધિકારી બને છે અને એનું કદી પણ પતન થતું નથી અને એ જન્મમૃત્યુને ચોક્કસપણે તરી જાય છે. એમાં શંકાને કોઈ સ્થાન નથી. ભક્તને પછી કામના ધીમે ધીમે (ઈચ્છા) રસ વગરની લાગે છે અને પરિણામે ભક્ત નિષ્કામ થઈ જઈને આખરે તરે છે. એ તું જાણ.

<u>**અ.૪૭ :- ૩ થી ૫ :**</u>

શ્રી દત્તના (ભગવાનના) અર્થાર્થી, આર્ત, મુમુક્ષુ અને ચોથો મુક્ત - જ્ઞાની એમ ચાર પ્રકારના ભક્તો છે. આ ચારે પુણ્યશાળી છે. એમાં શંકા ને કોઈ સ્થાન નથી તો પણ જ્ઞાની કે જે મુક્ત છે તે બધા ભક્તોમાં શ્રેષ્ઠ છે. ખરેખર ! પૂર્વનું પુણ્ય હોય તો જ આ ઈશ્વરભક્તિ થાય છે. નહિતર ક્ષુદ્ર દૈવતોની ઉપાસનામાં જ આયુષ્ય પસાર થઈ જાય છે.

ધ્યાનનું મૂળ ગુરુની મૂર્તિ છે. પૂજાનું મૂળ ગુરુના પાદ છે, મંત્રનું મૂળ ગુરુજીનું વાક્ય (આજ્ઞા) છે, મોક્ષનું મૂળ ગુરુજીની કૃપા છે.

<u>**અ.૬૭ :- ૧૪૦ :**</u>

ગુરુનું આ ચરિત્ર કામધેનુ છે એમાં કઈ શંકા નથી. જો શ્રદ્ધા, ભક્તિ હોય તો રંગ કહે છે કે એ જીવતે જીવ તારી દે છે. (જીવન્મુક્ત બનાવે છે.)

<u>**અ.૬૮ :- ૧૯૩, ૧૯૬ થી ૨૦૦ :**</u>

જેમ સૂર્યોદય થતાંની વારમાં જ ગાઢ અંધકાર દૂર થાય છે તેમ ગુરુકૃપા થતાં જ ગરીબાઈ રાડ પાડીને નાસી જાય છે.

હે નિરંજન ! હું તને શું કહું ? શ્રી ગુરુ કૃપાનો તાગ પામી શકાતો નથી. એ કૃપાથી અદમ્ય એવા દોષો પણ ટળી જાય તો પછી આવા રોગની તો શી વિસાત ? શ્રી સદ્‌ગુરુની કૃપા થતાં જ જન્મોજન્મના પાપો પળવારમાં ટળી જાય છે અને પાપી પણ પાવન થઈ જાય છે. શ્રી ગુરુનું આ ચરિત્ર કામધેનુ સમાન છે જે તાપ અને દૈન્ય હરી લે છે અને મોક્ષપદ આપે છે. ભક્તિભાવથી નમ્ર બનીને જે કોઈ આ કથાનો પાઠ કરે કે શ્રવણ કરે છે તેના ઘરમાં રોગની ભીતિ રહેતી નથી અને અદમ્ય દોષો પણ નાશી જાય છે. હે નિરંજન ! એને અખંડ સુખની પ્રાપ્તિ થશે તું મનમાં શંકા કર્યા વગર આ વાત માન ! હે રંગ રાય હોય કે રંક હોય પરંતુ સદ્‌ગુરુ વિના કોઈ બીજો તારનાર નથી.

<u>**અ.૬૯ :- ૩૦, ૩૧, ૭૪ :**</u>

શું ઐરાવત કોઈ દિવસ પણ સિંહના બચ્ચાને મારી શકે ખરો કે ? જેના ઉપર સદ્‌ગુરુની કૃપા હોય તેને કાળ પણ શું કરી શકે ? જો મનમાં ગુરુનું સતત સ્મરણ થતું હોય તો પછી બિચારી બીક પણ શું કરી શકે ? (ગુરુભક્તને) પ્રારબ્ધ મુજબ નક્કી થયેલું મૃત્યુ (કાલમૃત્યુ) પણ વિઘ્ન કરી શકે નહિ તો પછી અપમૃત્યુની વાતો જ ક્યાં રહી ?

બધા વેદો પણ એમ કહે છે કે શ્રી ગુરુનાં ચરણમાં જ બધા તીર્થો છે અને બધાં શાસ્ત્રો પણ એ જ વાત શંકા વગર દોહરાવે છે.

**અ.૬૯ :- ૧૪૮ :**

બલરામજીનાં દર્શનથી ખરેખર ધન્ય થઈ જવાય છે. એનાં દર્શનથી સાઠ યજ્ઞનું પુણ્ય ફળ મળે છે. શ્રી રંગનાં દર્શનથી પુનર્જન્મરૂપી જંગલમાં ભટકવાનું ટળી જાય છે.

**અ.૭૦ :- ૩૯, ૪૦, ૪૯, ૫૦, ૫૧ :**

જે ગુરુની સેવા કરવાની રીત જાણે છે તે બધા જ વેદોનું જ્ઞાન ધરાવે છે. મંત્ર અને તંત્ર બધા એના સેવક થઈને રહે છે અને એને કોઈ વાતનું દુઃખ રહેતું નથી. ગુરુ પ્રસન્ન થતાંની વારમાં વ્યક્તિ તરત જ સર્વજ્ઞ બની જાય છે. આઠે સિદ્ધિ એને ક્ષણમાં વશ થઈ જાય છે અને એ બધાં શાસ્ત્રનો જાણકાર બને છે.

હે મુનિ ! તું સાંભળ. સૌથી પહેલો ગુરુ એ 'મા' છે. પિતા એ બીજો ગુરુ છે. આપણું ભલું કરનાર, આપણા પર ઉપકાર અને આપણું ભયમાંથી રક્ષણ કરનાર પણ આપણો ગુરુ જ ગણાય. શ્રી ગુરુ સાચે જ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર છે. શ્રી ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે. ગુરુની કૃપા વિના માયાએ ઊભા કરેલા ભ્રમને કોઈ ભેદી શકતું નથી.

**અ.૭૦ :- ૨૦૩ :**

જ્યાં સાક્ષાત્ ગુરુ પ્રસન્ન થયા હોય ત્યાં પછી આ જગતમાં શું દુર્લભ હોઈ શકે ? અમૃત મળી જતાં શરીરમાં રોગ ક્યાંથી રહે ?

**અ.૭૨ :- ૭૯ થી ૮૧ :**

શ્રી ગુરુની કૃપા સાક્ષાત્ કલ્પવૃક્ષ છે અને દૈન્ય હરી લેનાર છે. અમૃતની ભારે વર્ષા થતી હોય ત્યાં ક્યાંથી મૃત્યુ થાય ? નસીબનો ફૂટેલો પણ જો ગુરુનાં ચરણ સેવે તો આ લોકમાં સર્વવંદ્ય બને અને પરમ પદને પામે છે. જે કોઈ શ્રી ગુરુને ભજે છે એને બધા પ્રકારની સંપત્તિ મળે છે, બધી સિદ્ધિ ચરણમાં આળોટે છે અને દુઃખનું તો નામોનિશાન રહેતું નથી.

**અ.૭૬ :- ૩૪ થી ૩૬, ૭૨ :**

શ્રી ગુરુ ભક્ત ઉપર કૃપા કરનાર છે. જેની કૃપા થતાં ક્ષણવારમાં રંકનો રાય થઈ જાય એની આગળ ત્યાં બીજો કોણ શ્રીમંત હોય ? જો એ કોઈના પર કોપાયમાન થાય તો એ ભસ્મ થઈ જાય અને એ રીઝે તો ભિખારીને વરદાન આપીને રાજા બનાવી દે છે. શ્રી ગુરુના ચરણસ્પર્શથી વિધિના દુષ્ટાક્ષર પણ શુભાક્ષર થાય છે. એમાં કોઈ શંકા નથી.

આ રીતે શ્રી ગુરુની કૃપા થાય પછી એ દુષ્ટ દૈન્ય કેવી રીતે ટકી શકે ? રંગ કહે છે કે જો શ્રી ગુરુ રાજી થાય તો આઠેય પ્રકારનાં ઐશ્વર્યો આવીને આંગણામાં ઊભા રહે છે.

**અ.૭૮ : ૬૬ :**

શ્રી ગુરુ બ્રહ્મા છે, શ્રી હરિ છે અને ગિરજાપતિ છે. પુરાણમાં આવો મહિમા પ્રસિદ્ધ છે.

**અ.૮૩ : ૨૫૮ :**

ભલે મંત્રો અનેક રહ્યા તેમ છતાં ગુરુ વગર એકપણ મંત્ર ફળતો નથી. માટે વેદ વગેરે કહે છે કે ગુરુતત્ત્વ સૌથી શ્રેષ્ઠ છે.

**અ.૮૬ :- ૮૦ :**

એક ગુરુ સિવાય કોઈ કાળને જીતી શકતું નથી અને એ સદ્ગુરુ પણ કેવળ ભાવને જોઈને જ પ્રસન્ન થાય છે.

**<u>અ.૮૮ :- ૩૦ :</u>**

ગુરુએ કહેલા માર્ગથી એનું ભજન કરવાથી દુષ્કર્મોનો નાશ થાય છે. સંસારની નિવૃત્તિ થાય છે અને મોક્ષ પણ દાસ થઈ જાય છે.

**<u>અ.૮૯ :- ૨૭૧, ૨૭૨, ૨૭૪ :</u>**

આમ શ્રી ગુરુનાં ગુણગાન ગાતાં ગાતાં આખરે મુક્તિને પામ્યાં. હે નિરંજન ! હું તને સાચું કહું છું કે ગુરુના જેવું બીજું તીરથ ક્યાંય પણ નથી. શ્રી ગુરુલીલામૃતનું ગાન એ બંને પ્રકારનું સાધન છે. રંગની વાતને સાચી માની બધાં અનુભવ દ્વારા એને જુએ છે.

**<u>અ.૯૦ :- ૫ :</u>**

હું તો તદ્દન રાંક બાળક છું અને હે ગુરુનાથ ! તું તો તારક છે. તારા વિના મારી આ ઈચ્છા કોણ પુરી કરે ?

**<u>અ.૯૧ :-૨૧૦ :</u>**

સાચે જ શ્રી ગુરુલીલા એવી પાવનકારી છે કે જે સાંભળવાથી ભલે મૂઢ હોય તો તે પણ સંસાર તરી જશે.

**<u>અ.૯૨ :-, ૯૧, ૯૨ :</u>**

શ્રી ગુરુ દુખિયાના બેલી છે અને કલ્પવૃક્ષ સમાન છે. એ ભક્તને કદી ભૂલતો નથી. રંગને એના પ્રમાણ તરીકે માનો. બધા તર્ક-કુતર્ક છોડીને રાત દિવસ એને જ ભજો (એની જ સેવા કરો) ગુરુ સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર છે. એ પ્રસન્ન થતાં શું ન આપે ?

**<u>અ.૯૪ : ૪૫ થી ૫૧ :</u>**

સુતે કહ્યું કે હે ઋષિઓ ! તમે સાંભળો ! આ ભવસાગર તરવા માટે ગુરુભક્તિ જેવું સુગમ સાધન બીજું કોઈ નથી. સદ્‌ગુરુ યોગ્ય છે કે અયોગ્ય એવો વિચાર કર્યા વગર માણસે એને (સદ્‌ગુરુને) બ્રહ્મમય માનીને એને દૃઢ રીતે સેવવા જોઈએ. જેની ભક્તિ દૃઢ હોય છે તે ક્ષણમાં જ સિદ્ધિ પામે છે, માટે હોશિયાર વ્યક્તિ શંકા ત્યજીને ગુરુને ભજે છે. ગુરુની ઊણપ જોવી નહીં. એને મનુષ્ય તરીકે જોવો નહીં. એને ત્રિમૂર્તિ માનીને એની સેવા કરવી. હૃદયમાં આવો દૃઢ નિશ્ચય કરીને જે ગુરુનાં ચરણ સેવે છે તેના પર સાક્ષાત્ શંકર પ્રસન્ન થાય છે. મંત્ર, તીર્થ, બ્રાહ્મણ, ઈષ્ટદેવ, જ્યોતિષી, વૈદ્ય અને ગુરુ (આ સાત)માં જેની જેવી ભાવના હોય તેવી સિદ્ધિ તેને મળે છે.

મંત્ર વગેરેમાં જેવી ભક્તિ હોય તેવું સાક્ષાત્ ફળ મળે છે. ગુરુને ભગવાન શંકર માનીને ભજવાથી ભગવાન શંકર પ્રસન્ન થાય છે.

**<u>૪૨ :</u>** અહી શ્રી ગુરુનું વચન એ ખરેખર શિષ્યને તારનારું છે. જો એની ભાવના શુદ્ધ થાય તો એને તરત જ ફળ મળે છે.

**<u>૭૭, ૭૮ :</u>** જે કોઈ ગુરુના કહ્યા પ્રમાણે કરતો નથી તેનો નરકમાં વાસ થાય છે. એને પાપ લાગી જાય છે. (એનાથી પાપ દૂર રહેતું નથી) અને એ કાયમનો દરિદ્રી રહે છે. એની અધોગતિ થાય છે એને એ સદા માટે નરકમાં જ રહે છે. જે શ્રી ગુરુનાં વચનનું પાલન કરે છે તે સંસાર સાગર તરી જાય છે.

**<u>૧૪૨ :</u>** અસાર એવા આ સંસારમાં ગુરુકથા જ સારરૂપ છે. જો નશીબજોગે એનો રંગ લાગે તો ઢોર જેવો માનવી પણ દેવરૂપ બની જાય છે.

**<u>અ.૯૬ :- ૩૦ થી ૩૪ :</u>**

જે કોઈ ગુરુને એકનિષ્ઠ ભાવથી ભજે છે તેને પોતાની ઈચ્છા મુજબનું બધું જ મળે છે અને તે માનવી મુક્ત થાય છે એમાં શંકાને કોઈ સ્થાન નથી. આ સંસાર સાગરને પાર ઉતારવા માટે ગુરુ વગર બીજો કોઈ શક્તિમાન નથી. ગુરુનું ભજન કરવાથી ત્રણે દેવો પણ શિષ્યને વશ થાય છે. સ્વયં ત્રિમૂર્તિ પણ અહીં ગુરુને વંદન કરે છે. શ્રુતિ અને સ્મૃતિ કહે છે કે ગુરુ વિના કોઈ પણ સંજોગોમાં ગતિ થતી નથી. **જેવી નિષ્ઠા દેવમાં હોય તેવી જ અનન્ય નિષ્ઠા શ્રી ગુરુમાં હોય તો જ આ તત્ત્વાર્થ અંતરમાં સ્ફુરે છે. નહીં તો પછી પંડિત થઈને પોથાં-થોથાંમાં અથડાઈ મરે છે અને નકામા તર્ક વિતર્ક કરે છે. આવાની કલ્પને અંતે પણ મુક્તિ થતી નથી.**

<u>૬૨ :</u> ગંગા પાપ હરી લે છે, ચંદ્ર તાપ હરી લે છે અને કલ્પતરુ ગરીબાઈ હરી લે છે પરંતુ શ્રી ગુરુનું દર્શન તો પાપ, તાપ અને દૈન્ય પણ એકદમ હરી લે છે.

<u>૬૪ :</u> શ્રી સદ્‌ગુરુ ચારે પુરુષાર્થોને આપનારા છે. સર્વ શાસ્ત્રના આ સિદ્ધાંતનો મેં આજે અનુભવ કર્યો છે.

**<u>અ.૧૦૦ :- ૩૯, ૪૦ :</u>**

શ્રી ગુરુવર પ્રસન્ન થાય પછી કશું જ દુર્લભ રહેતું નથી. એના ઘરમાં સાક્ષાત્ કલ્પવૃક્ષ હોય છે એમાં તું શંકા કરીશ નહીં. હે રંગ ! શ્રી ગુરુની કથા આ ભવસાગર તરી જવા માટે સહેલાઈથી મળે એવી છે. એ સાંભળીને નિરંજન જે બોલ્યો તે વાતનો વિસ્તાર આગળ ઉપર થશે.

**<u>અ. ૧૦૧ :- ૪૧ થી ૫૦ :</u>**

પાસે કલ્પવૃક્ષ પડ્યું હોવા છતાં એને ન જાણીને જે કોઈ અજ્ઞાનથી અંધ થઈને બધે ભટકતો ફરે છે તે માણસ દૈન્યનો ભાગીદાર બને છે. દઢ નિશ્ચય સાથે શ્રી ગુરુને ચોક્કસ ભજો તો બધી ઈચ્છા પૂર્ણ થશે અને સાચે જ તરત જ કાર્યની સિદ્ધિ થશે. એવો તરત જ અનુભવ થયો છે. **જેમ અમૃતથી ધરાયેલા માટે દુધનું કોઈ મહત્ત્વ નથી તેમ નામ સ્મરણના અમૃતથી તૃપ્ત થયેલાને જ્ઞાન પ્રાપ્તિનો પ્રયત્ન પણ બીનજરૂરી છે. હું નોબત ઠોકીને જોરથી કહું છું કે બધા અહીં શ્રી ગુરુને ભજો. વેદ, શાસ્ત્ર વગેરે બધા કહે છે કે શ્રી ગુરુ બધે જ ત્રિમૂર્તિ છે. વેદ અને શાસ્ત્રનું પ્રમાણ છે કે ગુરુ સિવાય બીજો કોઈ દેવ નથી.** ગુરુની નિંદા કરનાર અણસમજું વ્યક્તિ ડુક્કરની યોનિમાં જાય છે. મારું આ વચન એ કેવળ શેખચલ્લીની કલ્પના નથી. જો એને શાસ્ત્રનો આધાર હોય તો જ એનો સ્વીકાર કરજો. અસાર અને તરવામાં વિકટ એવા આ સંસારને તરી જવા માટે આ લોકમાં અને પરલોકમાં ગુરુ ભજન વિના બીજો કોઈ સુલભ ઉપાય નથી. પાણી વિનાના આ સંસારરૂપી જંગલમાં મેં સહેલાઈથી પ્રાપ્ત થાય એવી કથામૃતરૂપ પરબ બેસાડી છે. બધાં સુખપૂર્વક એ પીઓ. ત્રિમૂર્તિના અવતારરૂપી શ્રી નૃસિંહસરસ્વતી ત્રિનેત્રધારી શંકર છે. એ આજે પણ ગાણગાપુરમાં હાજરાહજૂર છે. જરૂર કેવળ શ્રદ્ધાની છે. સંત હશે તે પરચો જોશે. હે રંગ ! અરે ! અહીંયા તર્કની કૂદાકૂદ તદ્દન નકામી - બીનજરૂરી છે.

**<u>અ.૧૧૭ : ૬૦ :</u>**

શ્રી ગુરુની વાણીનું એ અમૃત ભવના ભયને હરનાર જાણ. જે સદ્‌ભાગી છે તે આ અમૃત (રંગ) પીએ છે અને જે અભાગી છે તે રડે છે.

**<u>અ.૧૩૭ :- ૯૮,૯૯ :</u>**

હે ઉત્તમ શિષ્ય ! આ રીતે ગુરુમૂર્તિનાં વચનમાં વિશ્વાસ રાખીને કંઈ કેટલાય અહીં ખાસ તરી ગયા. શ્રીગુરુમૂર્તિ એ નક્કી દત્તાત્રેય જ છે અને માનવવેષે લીલા કરી રહ્યા છે. એમનાં દર્શનમાત્રથી વિઘ્ન ટળી જાય છે અને જન્મનાં દુઃખો પણ નષ્ટ થઈ જાય છે.

**<u>અ.૧૪૧:- ૮૬, ૮૭ :</u>**

શરણે આવેલા માટે શ્રી ગુરુ વજ્રનાં પાંજરાં સમાન છે. સંકટથી એનું એ હંમેશા રક્ષણ કરે છે અને ભય દૂર કરે છે. શ્રદ્ધા ધારે તે કરી શકે એમાં કોઈ શંકા નથી. શ્રદ્ધા વિનાનું બધું નકામું છે એ નિશ્ચયપૂર્વક જાણ.

**<u>અ.૧૪૭ :- ૫૭, ૨૦, ૧૧૭ :</u>**

મેં ગાંડા જેવો બીજો કોઈ ગુરુ ભક્ત જોયો નથી. એના નામ પર બધું સમર્પણ કરી દઉં (અત્યંત ખુશ થઈ જાઉં છું) અને એને હંમેશા વંદન કરું છું, ‘‘તમે બધા ‘દત્ત દત્ત’ બોલ્યા કરો. મને ઘણો આનંદ છે.’’ એવું બોલીને એ સ્વૈરવિહારી શ્રી ગુરુવર ખડખડાટ હસી પડ્યા. જે કોઈ જે ભાવથી ભજે છે તેને તેવું ફળ શ્રી ગુરુવર અહીં આપે છે એમાં શંકાને કોઈ સ્થાન નથી.

**<u>૧૨૧ થી ૧૨૯ :</u>** શ્રી ગુરુના ગુણ ગાતાં શિવ અને સનક વગેરે પણ થાકી ગયા છે ત્યાં મારા જેવા રાંકનું તો શું ગજું ? હું તો કેવળ પ્રણામ કરીને જ સંતોષ માનું છું.

આ ગુરુચરિત્ર કામધેનુ છે અને સાક્ષાત્ કલ્પવૃક્ષ છે જે પાપ, તાપ અને દારિદ્રનો નાશ કરે છે એ (વાત) વિખ્યાત છે. જે કોઈ આ હાથથી લખશે અથવા પ્રેમપૂર્વક વાંચશે અથવા શ્રદ્ધાથી સાંભળશે તે વ્યક્તિ તરી જશે. હે શિષ્ય ! તેના વંશમાં પુત્ર, પૌત્ર ઉપરાંત અખૂટ સંપત્તિ રહેશે. એમાં તું શંકા કરીશ નહીં. ધર્મ, અર્થ અને કામની તરત જ પ્રાપ્તિ થશે અને અંતે મોક્ષને પામશે. એનું કોણ વર્ણન કરી શકે ?

સંસારરૂપી આ જંગલમાં આ ખરેખર અમૃતની પરબ સમાન તું જાણ. સદ્‌બુદ્ધિવાળો ભાગ્યશાળી તે પીએ છે અને નાદાન બુદ્ધિવાળો એનો લાભ લેતો નથી.

હે શિષ્ય નિરંજન ! તારા જેવો બીજો કોઈ ભાગ્યશાળી નથી. તેં આ ગુરુલીલામૃતનું પુષ્કળ પાન કર્યું છે.

આમ બોલીને અલખ યોગીવરે શિષ્ય તરફ અમૃતદૃષ્ટિથી જોયું તો એ શાંત થયેલો દેખાયો. એનું રોમ પણ હાલતું નથી અને એકદમ સ્થિર થઈને ઉભો રહ્યો. શરીર રોમાંચિત છે અને આંખમાંથી સતત આંસુ વહી રહ્યા છે.

**<u>અ.૧૪૮ :- ૨૬૪, ૨૬૫, ૨૭૦, ૨૭૪ થી ૨૭૬ :</u>**

આ સાંભળીને અલખનાં ચરણમાં તરત જ પ્રણામ કરીને નિરંજને કહ્યું કે હે દેવ ! તમે આ બાળકની આશા પૂરી કરી. હું આપનો આ ઉપકાર કેવી રીતે ભૂલી શકું ? એમ કહીને જ્યાં વારે વારે વંદન કરવા લાગ્યો ત્યાં જ અલખ અદૃશ્ય થઈ ગયા.

રંગ ગુરુ કહે છે કે આ વાતમાં કોઈ શંકા કરશો નહીં. આ જગતમાં શ્રી ગુરુલીલામૃત ખરેખર ચિંતામણિ છે.

શ્રીપાદ શ્રીવલ્લભ અને નૃસિંહસરસ્વતી ઉદ્ધાર કરનાર છે અને વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ બધા પાપો હરી લેનાર છે.

નામમાત્ર જુદાં છે પરંતુ સઘળે એ અરૂપી જ ગુરુ તથા શિષ્ય વગેરેનાં વિધવિધ રૂપ લઈને ખેલી રહ્યો છે. તે પરબ્રહ્મના પદમાં, તેની જ પ્રેરણાથી રચાયેલો આ ગ્રંથ અર્પણ કરું છું. હે સંતો ! સંસારની ગ્રંથિઓ-બંધનો-માંથી મુક્ત કરનાર આ ગ્રંથનું શ્રદ્ધા ભક્તિથી પારાયણ કરો.

**<u>અ.૧૦૫ :- ૪૮ :</u>**

મને ભજન સંગીત પર ખૂબ પ્રેમ છે એટલે મારા નિમિત્તે જે કોઈ શુદ્ધ ભક્તિભાવથી ભજન કરશે અને મારી મનોરમ્ય લીલાનું કીર્તન કરશે તેના ઘરમાં હું રહીશ. એને પ્રારબ્ધથી ડરવાનું નહિ રહે, એના ઘરમાં લક્ષ્મીનો અખંડ વાસો રહેશે અને એ કદી મોહમાયામાં નહીં સપડાય.

<u>અ.૧૧૨ :</u>

આ ચરિત્ર ભાવપૂર્વક ગાવાથી અને સાંભળવાથી હંમેશ માટે સ્વપ્નમાં પણ દુઃખ રહેતું નથી અને હે રંગ ! જન્મમરણનું દુઃખ ટળી જાય છે.

# આર્ત પ્રાર્થના

<u>૧/૩૭ :</u> તારી આ કૃપાવાણીથી વિક્ષેપ અને આવરણનો નાશ થાય અને સચ્ચિદ્‌ઘન પરબ્રહ્મનો વિમલ (શુદ્ધ-મળ વગરનો) પ્રકાશ થાય એવું વરદાન આપ.

<u>૧/૫૭ :</u> તારા હાથમાં મારી લાજ છે. હું તો નિમિત્તમાત્ર છું. તું જેમ હલાવે તેમ આ અંગના અવયવો હાલે છે.

<u>૧/૫૯ :</u> 'હું' અને 'મારું'ની વૃત્તિ બાળીને ભસ્મ કરો. મારી આત્મજયોતિને તેજસ્વી કરો. જ્ઞાનરૂપી ખજાનો ખોલીને આપો અને અજ્ઞાનતારૂપી દરિદ્રતાનો નાશ કરો.

<u>૧/૭૪ :</u> હું અનાથ છું અને અપંગ છું. તારા વિના મારો બીજો કોઈ સ્વામી (નાથ) નથી. હું સંસારરૂપી જંગલ (અટવિ)માં રખડું છું. હે સદ્‌ગુરુ / તમે મારો સાથ કરજો.

<u>૧/૮૦ :</u> હું તો એક મગતરું છું. ગુરુની હૂંફ મળે તો મારું શું ગજું ? મારા બધા દોષો માફ કરો અને હે સજજનો ! (સદ્‌ગૃહસ્થો) મને સહકાર આપો. (અથવા હે ગુરુજી ! મારા બધા દોષો માફ કરો અને સજજનોનો સદ્‌ગૃહસ્થોનો સાથ સહકાર મળે એવું આપો.)

<u>૧/૮૧ :</u> મુજ ગરીબ પર કૃપા કરી જ્ઞાનનું દાન આપો. હું હંમેશા સંતોનો દાસ છું. મને બીજું કાંઈ ભાન નથી.

<u>૨/૧૩ :</u> મારું મન ચંચલ છે અને એક ક્ષણ પણ સ્થિર રહેતું નથી. દર્શન આપીને આશ્વાસન (હૂંફ) આપીને મનમાં વિવેક જગાડ.

<u>૨/૧૬ :</u> હે પ્રભુ ! તું કેમ નિર્દય થયો છે ? તું ક્રોધ છોડી દે. હે પ્રભુ ! મારા અપરાધ માફ કરો. હું તો મૂઢ અને ગમાર છું.

<u>૨/૧૯ :</u> હે નાથ ! તું ગરીબનો બેલી છે અને હું તો અનાથ (નોધારો) અને નાદાર છું. આ દાસ તારા ચરણે પડ્યો છે. તારે મારવો હોય તો માર અને તારવો હોય તો તાર.

<u>૨/૨૦ :</u> હે ત્રિલોકના નાથ ! તને દુઃખિયાનો બેલી (મદદ કરનાર) કહ્યો છે. મારા ગરીબનો પોકાર તું કેમ સાંભળતો નથી ?

**<u>૭/૧૮ :</u> અમારી બુદ્ધિ નિર્મળ થાય, વાસના ક્ષીણ થાય, દેહાભિમાન ગળી જાય, ચિત્ત તમારામાં વિલીન થઈ જાય, અને બધી ઈંદ્રિયો તમારી સેવામાં હંમેશ માટે તત્પર રહે એવો વર હે પ્રભુ ! તમારી પાસે માગીએ છીએ.**

<u>૭/૧૭ :</u> તારા લક્ષ્યમાં (ધ્યેયમાં) જ અમારી અખંડ વૃત્તિ રહે અને આ દેહ એના (કર્મોના) દંડ ભોગવે એ જ વારે વારે (ફરી ફરી) માંગીએ છીએ.

<u>૮/૧૧૫ :</u> સ્મરણ કરતાની સાથે જ, એ ભક્તને દર્શન આપીને એનાં બધાં કષ્ટો તરત જ હરી લે છે. આના જેવો બીજો દયાળું કોણ છે ? (એટલે આવો દયાળું બીજો કોઈ નથી.)

૮/૧૧૬ : એ કેવળ ભાવને જુએ છે. કદી પણ અવગુણ જોતો નથી. એ નિર્ગુણ (પરમાત્મા) કેવળ ભક્તિને વશ થઈને, એ દેવ, સગુણરૂપ લે છે.

૧૧/૧૪૪ : ભેલ મારું મોત આવે તો પણ મારો આ ભાવ કાયમ રહે અને એમાં કોઈ પ્રકારે ફેરફાર થાય નહિ એ મારો મક્કમ (અડગ) નિશ્ચય છે.

૧૧/૧૪૫ : તારાં ચરણમાં મારું મન સદા સ્થિર રહો એ સિવાય બીજું કશું માગતો નથી. આ રીતે ભાવનાપૂર્વક પ્રાર્થના કરી.

૧૨/૯૬ : મારા બધા દોષો તું માફ કરી દે અને તારી સ્થિર (બંધ) આંખ ખોલ. આ બાળને તારા ખોળામાં લે અને એની સાથે થોડું પણ (એક વાક્ય પણ) બોલ.

૧૨/૧૩૭ : આ બેકાબૂ બનેલી (ઉન્મત્ત) ઈંદ્રિયો કેમે કરીને વશ થતી નથી. અને ચિત્ત એક પળ ભર પણ શાંત રહેતું નથી. હે પ્રભુ ! હું એકદમ લાચાર થઈ ગયો છું.

૪૬/૮૮ : જેની લીલાને બ્રહ્મા વગેરે પણ જાણી શકતા નથી એવા સર્વેશ્વરને હું નમન કરું છું અને પ્રાર્થું છું કે મારું દુઃખ હરી લો.

૪૬/૮૯ : જે સાક્ષાત્ પરબ્રહ્મ છે એવા દત્તપ્રભુનાં ચરણમાં પ્રણામ કરું છું. મારા સર્વ દોષો દૂર કરીને આ બાળકનું રક્ષણ કરો.

૪૬/૯૦ : હે વિશ્વંભર (વિશ્વનું ભરણપોષણ કરનારા) ! હે દત્ત પ્રભુ ! તું તારા ભક્તનું રક્ષણ કર, રક્ષણ કર ! તારા વિના હવે એનું કોઈ નથી ! તું આવો નિષ્ઠુર (કઠોર) ના થા !

૪૬/૯૨ : હે પ્રભુ ! ભલભલા માણસો જ્યાં ડગલે ને પગલે અથડાઈ-કુટાઈ મરતા હોય ત્યાં મારા જેવા મંદગતિનું શું ગજું ? તું મારી સામે નજર કર.

૪૬/૯૩ : હે નાથ ! હે ભક્તવત્સલ પ્રભુ ! આ દાસને તું શરણે લે. હું આર્ત (દુઃખી) ભાવે તારી પ્રાર્થના કરું છું. હે પ્રભુ ! તું મને નિરાશ ના કરતો !

૫૮/૪ : હે પ્રભુ ! અમારા અપરાધ માફ કરો. આ માયાનું પડળ છેદી નાંખીને અમને અમારા સ્વરૂપનું જ્ઞાન કરાવો એ જ અમારી નમ્ર યાચના છે.

૫૮/૮૪ : બાળકો અનેક અપરાધો કરતાં હોવા છતાં પણ જેમ મા-બાપ ક્રોધ કરતાં નથી તેમ તું પણ અમને માફ કર.

૫૮/૮૫ : અમે અબુધ અને અજ્ઞાની છીએ અને તું શુદ્ધ અને બુદ્ધ છે. અમે બાળકો અપરાધી છીએ પણ તું તો સમદર્શી છે.

૫૯/૫૧ : મૂઢ અને હરામી એવા અમારા જેવા પામરનું શું ગજું ? અમે તને ભાવથી નમીએ છીએ અને તારાં પાવન નામનું સ્મરણ કરીએ છીએ.

૫૯/૫૨, ૫૩ : હે માધવ ! હે ગોવિંદ ! હે દામોદર ! હે નાથ ! હે પુરુષોત્તમ ! હે નરહરિ ! હે સાક્ષાત પરબ્રહ્મ ! આવી રીતે આપનું ભાવપૂર્વક સ્મરણ કરતાં બધી ભ્રાંતિ દૂર થાય છે. બધા પાપો ભસ્મ થઈ જાય છે અને મોહ મૂળમાંથી નાસે છે.

૫૯/૫૪, ૫૫ : હે પતિતજનોનો ઉદ્ધાર કરનાર દેવ ! હે વિશ્વના ભગવાન ! હે અનંત ! તારા વિશ્વરૂપની સ્તુતિ કરવાથી હે ઈશ ! અમારા પાપો અરેરે ! કેમ ના જાય ? હે હૃષિકેશ ! હે મહેશ ! તારાં નામનું સ્મરણ કર્યા પછી આ કલેશ કેવી રીતે બાકી રહે ?

**<u>૫૯/૫૬ :</u>** હે નારાયણ ! હે નરસિંહ ! તું અજ અને અક્ષય છે. તને ભાવથી યાદ કરતાં પાપનું નામોનિશાન રહેતું નથી.

**<u>૫૯/૫૭ :</u>** હે ગોવિંદ ! તું કૃપા કરીને માયાનું પડળ નિવારીને સાર વિનાની ભીતિને હરી લે અને જલ્દીથી આ ભવસાગર પાર કરી દે.

**<u>૬૮/૧૫૫ :</u>** ગંગાજી પાપ હરે છે, ચંદ્રમા તાપ હરે છે અને કલ્પતરુ દૈન્ય હરે છે. પરંતુ સદ્‌ગુરુનાં દર્શન તો ક્ષણમાત્રમાં પાપ, તાપ અને દૈન્ય ત્રણે હરી લે છે.

**<u>૭૦/૧૬ :</u>** મેં ઘણું કઠોર તપ કર્યું તો પણ મારું મન જરા પણ સ્થિર થયું નથી. આધ્યાત્મિક પંથ જડ્યો નહિ અને જરા પણ તત્ત્વજ્ઞાન થયું નથી.

**<u>૭૦/૨૦૩ :</u>** જ્યાં સાક્ષાત્ ગુરુ પ્રસન્ન થયા હોય ત્યાં પછી આ જગતમાં શું દુર્લભ હોઈ શકે ? અમૃત મળી જતાં શરીરમાં રોગ ક્યાંથી રહે ?

**<u>૭૨/૩ :</u>** હું જુગ જુગનો ભવરોગી છું અને મૃત્યુના દ્વારે પડ્યો છું. કથામૃતની સંજીવની મારા મોંમા રેડીને મને આ સંસાર સાગરથી પાર કરો.

**<u>૭૨/૭૯ :</u>** શ્રી ગુરુની કૃપા સાક્ષાત્ કલ્પવૃક્ષ છે અને દૈન્ય હરી લેનાર છે. અમૃતની ભારે વર્ષા થતી હોય ત્યાં ક્યાંથી મૃત્યુ થાય ?

**<u>૭૨/૮૦ :</u>** નસીબનો ફૂટેલો પણ જો ગુરુનાં ચરણ સેવે તો આ લોકમાં સર્વવંદ્ય બને અને પરમપદને પામે છે.

**<u>૭૨/૮૧ :</u>** જે કોઈ શ્રી ગુરુને ભજે છે એને બધા પ્રકારની સંપત્તિ મળે છે, બધી સિદ્ધિ ચરણમાં આળોટે છે અને દુઃખનું તો નામ નિશાન રહેતું નથી.

**<u>૭૭/૧૯ :</u>** માયામાં લપેટાયેલો અને મંદબુદ્ધિવાળો હું પામર અને અજ્ઞાન છું. હે જગતની જ્યોતિ સ્વરૂપ ! તારાથી અજાણ્યો એવો મૂઢ તને ઓળખી શકતો નથી.

**<u>૭૭/૨૦ :</u>** હું સંસારરૂપી સાગરમાં પડ્યો છું અને ગહન અવિદ્યાને કારણે કામાદિક મગરે મને પકડ્યો છે. એ યતિશ્રેષ્ઠ ! તું મને તાર, તું મારો ઉદ્ધાર કર.

**<u>૭૮/૫૦ :</u>** જેના પર તારી અગાધ કૃપા વર્ષે છે તેને આહલકટ એવાં દુઃખ અને દોષ ક્યાંથી હેરાન કરે ?

**<u>૮૩/૨૧ :</u>** હે ગુરુશ્રેષ્ઠ ! મને બચાવી લો. મારું રક્ષણ કરો. તું સાક્ષાત્ ઈશ્વર છે અને હું ઘોર સંસારમાં પડ્યો છું. હે તાત ! હે મુનીશ્વર ! તું મને તાર.

**<u>૮૩/૨૨ :</u>** તું દાનેશ્વરી છે અને હું ગરીબ છું, તું જગતનો સ્વામી છે, મહાન ઈશ છે. હે કૃપાના સાગર ! હે માયાના સ્વામી ! તું કરુણા લાવી મારો ઉદ્ધાર કર.

**<u>૮૬/૬૩ :</u>** હે યોગેશ્વર ! તમારો જય હો ! તું જ મારો પિતા છે, તું જ મારી માતા છે, તું જ મારો સગો છે, તું જ મારો ભાઈ છે અને તું જ મારો પરમેશ્વર છે. હે કરુણાના સાગર ! તેં મારો શોક તરત જ દૂર કરી દીધો છે.

**<u>૯૦/૫ :</u>** હું તો તદ્દન રાંક છું અને હે ગુરુનાથ ! તું તો તારક છે. તારા વિના મારી આ ઈચ્છા કોણ પૂરી કરે ?

૯૨/૯૧ : શ્રી ગુરુ દુખીયાના બેલી છે અને કલ્પવૃક્ષ સમાન છે. એ ભક્તને કદી ભૂલતા નથી. રંગને એના પ્રમાણ તરીકે માનો.

૯૨/૯૨ : બધા તર્ક - કુતર્ક છોડીને રાત-દિવસ એને જ ભજો (એની જ સેવા કરો.) ગુરુ સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર છે. એ પ્રસન્ન થતાં શું ન આપે ?

૯૭/૨૩ : તું જ મને કહે કે તારા વિના હું આ દુઃખ કોને જઈને કહું ? જો તું જ અમારી અવગણના કરશે તો પછી અમારે જીવીને પણ શું કરવાનું !

૯૯/૩૭ : પાપ કર્મ કરનારો, પાપમાંથી જન્મેલો પાપી આત્મા એવો હું, હે કૃપાસાગર ! દૈવયોગે હું આજે આપના શરણે આવ્યો છું.

૯૯/૩૮ : હે ભક્તજનોનું આશ્રયસ્થાન અને શરણે આવેલાનું રક્ષણ કરનાર ! હે નૃસિંહસરસ્વતી ! બધા લોકો તારી ખ્યાતિને ગાય છે.

૯૯/૫૩ : મને હવે જીવવાની કોઈ ઈચ્છા જ નથી. તારી સમક્ષ જ મારાં પ્રાણ ત્યજી દઈશ. હું રાંક તારે શરણે આવ્યો છું. તારી ઈચ્છા મારે શિરોમાન્ય છે.

૯૯/૧૧૫ : હે સર્વજનો ! તમે બધા સાંભળો. મારા પાપનો તો પાર ન હતો પરંતુ પરબ્રહ્મ સ્વરૂપ શ્રી ગુરુનાં દર્શનમાત્રથી એ બધાં તરત જ નાસી ગયાં.

૯૯/૧૧૬ : જેમ અગ્નિના સ્પર્શથી ઘાસનો ડુંગર ભસ્મ થઈ જાય તેમ શ્રી ગુરુની કૃપા થતાંની વારમાં મારાં બધાં પાપોનો નાશ થઈ ગયો છે.

૯૯/૧૧૮ : વિધાતાએ લલાટમાં લખેલા લેખો ભલે પ્રતિકૂળ હોય તો પણ સદ્‌ગુરુના ચરણ સ્પર્શથી સાચે જ આ રીતે એ કલ્યાણકારી થઈ જાય છે.

૧૦૪/૧૯૩ : મને ચોક્કસ ખાતરી છે કે તું પોતાના (તારા) ભક્તની કદી અવગણના કરતો નથી તેમ છતાં તું મને અજ્ઞાનનાં સાગરમાં કેમ ફેંકે છે ?

૧૦૬/૪ : હે દેવ ! મારી આ વાણી તારી કૃપા વગર પાંગળી છે અને બુદ્ધિ આંધળી છે. મને ખરેખર કંઈ જ સૂઝતું નથી.

૧૦૬/૫ : જો તારી કૃપા થઈ જાય તો મૂગો પણ વેદ બોલતો થઈ જાય. તારું શરણું લીધા પછી હું શું કામ નકામું દુઃખ કરું ?

૧૧૨/૪૦ : હે પ્રભુ ! મારા પર દયા કરો. હું આપના શરણે આવ્યો છું. હું આપના ચરણનો દાસ છું. મારા ગુના માફ કરો. હે તાત ! આ ગરીબના દોષો સામે જોશો નહિ અને આપ એનાં સંકટો દૂર કરો.

૧૧૪/૨ : ગુરુલીલા સાંભળતા મારામાં અવનવો ઉત્સાહ ચઢે છે. મારા ત્રિવિધ તાપની બળતરા મટી ગઈ છે તેથી હું બધી રીતે શાંત થયો છું.

૧૧૪/૭૨ : હે ભક્તવત્સલ પ્રભુ ! તું અનાથનો નાથ - નોધારાનો આધાર છે. હે તાત ! હું તારે શરણે આવ્યો છું. આ દાસને તું શરણમાં રાખ.

૧૧૪/૭૪ : હે દીનદયાળુ વિભુ ! તારા વગર આ સંકટમાંથી મને કોણ છે છોડાવનાર ? તેથી તું તરત જ દોડ, દોડ અને દોડ.

**૧૧૪/૧૦૪ :** હે શરણે આવેલાનું રક્ષણ કરનાર ! હું દુઃખ દરિયામાં ડૂબી ગયો છું. મારા બધા દુઃખ દૂર કરીને મુજ ગરીબનો ઉદ્ધાર કરો.

**૧૧૯/૪૯ :** એ (શ્રીદત્ત પ્રભુ) હંમેશા તમારી પાસે જ રહે છે. પૂર્ણ શ્રદ્ધા રાખીને ભગવાન દત્તનું ભજન કરો. એટલે એ તરત જ દર્શન દેશે.

**૧૨૨/૧૪૧, ૧૪૨ :** હે પ્રભુ ! મારી લાજ તમારા હાથમાં છે. હે દયાળ ! આપની ટેક પાળી બતાવો. આ બધું કરનાર - કરાવનાર તમે જ છો. હું તો અનાથ એવો બાળ છું. પછી મને શાની ચિંતા હોય ? એ બધી તમારી સત્તાની રૂએ તમે જેમ નચાવો તેમ હે શિવરૂપ પાંડુરંગ ! હું નાચું છું.

**૧૩૦/૧૨૬ :** હે જગતમાં નિવાસ કરનાર શ્રી હરિ ! મારી પાસે જરા સરખું પણ સોનું નથી. તારી લીલા તું જાણે. હું ક્યાંથી આટલું સોનું લાવું ? મારા ગરીબની લાજ હવે તારા હાથમાં છે.

**૧૩૦/૧૫૯ :** ઈશ્વર અને ભક્તની એ બધી લીલાને કોણ જાણી શક્યું છે ? હું તો એ જેમ બોલાવરાવે તેમ બોલું છું. નાહકનો ગર્વ નથી કરતો.

**૧૩૧/૯૩ :** કૂતરાની જેમ પેટ ભરીને નકામો સમય વેડફી માર્યો. જો હજી પણ જાગૃત ના થાઉં - સુધરું નહીં - તો મને કાળ પછાડશે.

**૧૪૧/૮૬ :** શરણે આવેલા માટે શ્રી ગુરુ વજ્રનાં પાંજરા સમાન છે. સંકટથી એનું એ હંમેશા રક્ષણ કરે છે અને ભય દૂર કરે છે.

**૧૪૧/૮૭ :** શ્રદ્ધા ધારે તે કરી શકે એમાં કોઈ શંકા નથી. શ્રદ્ધા વિનાનું બધું નકામું છે એ નિશ્ચયપૂર્વક જાણ.

**૧૪૭/૩૮થી ૪૩ :** દર્શનથી મારું બધું દુઃખ જતું રહ્યું હતું અને હું સંસારના બધા ત્રિતાપ ભૂલી ગયો હતો. હે બાપ ! એ દુઃખ સાગરમાં હું આજે પાછો ડૂબી ગયો છું.

હવે જ્યારે પ્રારબ્ધ જ આડું આવીને ઊભું છે ત્યારે એ દુઃખ સાગરમાંથી મને કોણ બહાર કાઢે ? આ માયાનાં બંધનમાં સપાડાય પછી અરેરે ! કોણ છૂટી શક્યું છે ? હે મારી મા ! તે સમયે આ દાસને આપ સંભાળી લેજો અને એને અહંતા તથા મમતામાંથી તરત મુક્ત કરજો. હે ગુરુનાથ ! આ શરીરથી હંમેશા સેવા લેતા રહેજો અને હે તાત ! મને ફરી પાછા કોઈ માતાના ગર્ભમાં મોકલશો નહીં. મારા પર કૃપાદૃષ્ટિ રાખીને મારું કાયમ રક્ષણ કરજો. આ દાસને ભૂલી જશો નહીં. એવી મારી અનન્ય પ્રાર્થના છે. **અંતે આ બાળને વિદેહ કૈવલ્ય આપજો અને ગુરુસ્વરૂપમાં અહીં એકરસ કરી રાખજો.**

# ભક્તિ

**અ.૯૫ :- ૮૩, ૮૮, ૮૯, ૯૧ થી ૯૪, ૧૬૪ :**

શ્રી ગુરુની ભક્તિ કરવાનું ખૂબ જ કપરું છે. પરંતુ જે દૃઢવૃત્તિથી ગુરુભક્તિ સ્વીકારે છે તેને મોતની ભીતિની પણ શંકા રહેતી નથી.

ત્યાં પાર્વતીજીએ શંકરને કહ્યું કે સ્વામી ! કૃપા કરીને આપ સાક્ષાત્ (આપના શ્રીમુખે) મને ગુરુભક્તિનો પ્રકાર સંભળાવો.

આ ગુરુભક્તિ સાચે જ સરળ છે અને તરત જ ફળ આપનારી છે. તપ અને અનુષ્ઠાન વગેરે તો ફળતાં વાર લાગે છે. વ્રત, દાન વગેરે તેમજ યજ્ઞ અને અનુષ્ઠાન અતિ કઠણ છે. સિદ્ધિ મેળવવી દુર્લભ છે. ત્યાં પળે

પળે વિઘ્નનો સામનો કરવો પડે છે. જે માનવી ગુરુભક્તિ કરે છે તેને તરત જ ફળ મળે છે. એ ગુરુભક્તિમાં જ વ્રત, યજ્ઞ વગેરેનું બધું ફળ આવી જાય છે. માટે શ્રીગુરુ પાસે રહીને એની અનન્ય ભક્તિભાવથી સેવા કરવી જે તરત જ ફળ આપનારી નીવડે છે.

રંગ કહે છે કે પાસે ખજાનો હોવા છતાં પણ અભાગી માણસ અથડાતો કુટાતો ફરે છે. પૂર્વ પુણ્ય વિના આ રસ્તો મળતો નથી. અને કર્મને અનુરૂપ બુદ્ધિ થાય છે.

**અ.૪૪ : ૩,૪,૬,૭,૮ :**

ગમે તે પ્રકારની ભક્તિ હોય (અર્થાથી, આર્ત કે જીજ્ઞાસુ) પણ એ ક્રમે ક્રમે છેવટે પરાભક્તિમાં જ પરિણમે છે. એવું જાણીને શ્રીગુરુએ એને નિરાશ ન કર્યો (અને માગ્યું તે આપ્યું). પરમાત્મા વ્યક્તિની જે પ્રકારની ભક્તિ હોય તે ભક્તિને આશિષ આપીને પોષે છે.

દયાધન એવા દત્તગુરુ તો સાક્ષાત્ પરાત્પર બ્રહ્મ જ છે. એને સકામ ભાવે પણ ભાવપૂર્વક ભજતાં વ્યક્તિ ક્રમે ક્રમે અધિકારી બને છે અને એનું કદી પણ પતન થતું નથી અને એ જન્મમૃત્યુને ચોક્કસપણે તરી જાય છે, એમાં શંકાને કોઈ સ્થાન નથી. ભક્તને પછી કામના ધીમે ધીમે (ઈચ્છા) રસ વગરની લાગે છે અને પરિણામે ભક્ત નિષ્કામ થઈ જઈને આખરે તરે છે. એ તું જાણ.

**અ.૪૭ : ૩ થી ૫, ૬ થી ૮, ૧૨ થી ૧૪, ૨૯ થી ૩૩, ૧૨૦ :**

શ્રી દત્તના (ભગવાનના) અર્થાર્થી, આર્ત, મુમુક્ષુ અને ચોથો મુક્ત-જ્ઞાની એમ ચાર પ્રકારના ભક્તો છે. આ ચારે પુણ્યશાળી છે. એમાં શંકાને કોઈ સ્થાન નથી તો પણ જ્ઞાની કે જે મુક્ત છે તે બધા ભક્તોમાં શ્રેષ્ઠ છે. ખરેખર ! પૂર્વનું પુણ્ય હોય તો જ આ ઈશ્વર ભક્તિ થાય છે નહિતર ક્ષુદ્ર દૈવતોની ઉપાસનામાં જ આયુષ્ય પસાર થઈ જાય છે. જેમ બાણ ચલાવનારની (અથવા બાણ બનાવનારની) વૃત્તિ લક્ષ્યમાં સ્થિર રહે છે તેમ મુક્ત પુરુષની વૃત્તિ પણ ઈશ્વરમાં તન્મય થયેલી રહે છે. (ઈશ્વરમય રહે છે.) એ ભલે સૂતેલો હોય તો પણ એ ક્યારેય પણ એનું લક્ષ્ય ચૂકતો નથી. એ ઈશ્વરમાં સુદૃઢપણે વૃત્તિ જોડાયેલી રાખે છે. મનની થાય છે તે બરાબર (શ્રેષ્ઠ) થયેલું હોય છે. શરીરથી કદી પણ એવું થતું નથી. કેવળ શરીરથી થતું કાર્ય એ માત્ર વેઠ છે.

(મુમુક્ષુનું) ચિત્ત ઘરમાં ચોંટતું નથી, વિષયો રસ વગરના જણાય છે, બધે ઉદાસીન થઈને વર્તે છે. કેવળ ભજનમાં રસ ધરાવે છે (જાગૃત રહે છે.) બધાં કામ્ય કર્મો ત્યજીને એ કેવળ નિષ્કામ ભાવે જ કર્મો કરે છે. કેવળ મોક્ષની ઈચ્છા મનમાં રાખીને હંમેશાં હરિનામનું સ્મરણ કરે છે. ઈશ્વરને અર્પણ કરવાની વૃત્તિથી બધાં ધર્મકાર્યો કરે છે અને પોતાનું કલ્યાણ કરવાના હેતુથી સ્વાધ્યાયમાં રત રહે છે.

ભજન કરતાં કરતાં કદાચ પ્રારબ્ધવશ ભક્તનું પતન થાય (એનું ધ્યેય સિદ્ધ ન થાય) તો પણ ઈશ્વર એને કૃપા કરીને તારે છે. **તું ઈશ્વરભક્તિનું મહત્ત્વ ખાતરીપૂર્વક જાણી લે કે ભક્તનું કદી પણ પતન થતું જ નથી. ભગવાન તેનું રક્ષણ કરે છે જ.** કદાચ વ્યક્તિ દુરાચારી હોય કે ખરાબ વર્તન કરનાર પણ હોય તો પણ ઈશ્વરની કૃપા થતાં એનામાં પરિવર્તન આવે છે અને પરિણામે ભક્તનું પતન થતું નથી. ભક્તની દુષ્ટ વાસના ધીમે ધીમે નાશ પામે છે, ચિત્તમાં શાંતિ આવે છે અને ધીમે ધીમે વૈરાગ્યોદય થાય છે. માટે બીજાં બધાં સાધનો કરતાં ભક્તિ એ ચઢિયાતું સાધન છે. એના જેવું બીજું એકેય સાધન નથી અને નિરંજન, તું ખાતરી રાખ અને એમાં શંકા લાવીશ નહિ.

જેમ કાચા ઘડામાં પાણી રહેતું નથી તેમ ભક્તિ અને શ્રદ્ધા વિનાનો રંગ પણ કાચો જ છે એમ તું જાણ.

**અ.૪૯ :- ૧૧૫, ૧૧૬, ૧૧૭, ૧૧૮ :**

ભક્તિના પ્રભાવથી સમય જતાં બંને જણાં (આયુરાજા અને ઇંદુમતી) જ્ઞાનનિષ્ઠ થઈને, દત્ત સ્વરૂપમાં લીન થઈને ધન્ય થઈ ગયા. નહુષ પણ ધર્મથી રાજ્ય ચલાવીને જગત્વંદ્ય થયો અને આ જન્મે જ (આજ દેહે) આગળ જતા મહાન ઈંદ્રપદ પામ્યો.

ગમે તેવા આશયથી (પોતાનો સ્વાર્થ સાધવાના હેતુથી) પણ ઈશ્વરને ભજવાથી વ્યક્તિ અંતઃકરણને શુદ્ધ કરીને ક્રમાનુસાર મુક્તિને પામે છે.

**અ.૫૦ :- ૫ :**

જેમ કાગડા (વાયસ) ને વિષ્ટા ભાવે છે, હંસને મોતી ભાવે છે, કામી (વિષયી) પુરુષને સ્ત્રી વિશે વાતો સાંભળવાથી ગમે છે તેમ ભક્તને હરિકથા સાંભળવી ગમે છે.

**અ.૪ :- ૫૦, ૫૫ થી ૧૨૦ :**

કળિયુગમાં ભક્તિ સૌથી શ્રેષ્ઠ સાધન છે અને પરમ પદ આપનારી છે એવું બધાં જ શાસ્ત્રો કહે છે અને મારો જાત અનુભવ પણ એમ જ કહે છે. ભક્તિ એ જ્ઞાનની માતા છે અને તે ભેદ દૂર કરે છે. ગુરુદેવની કૃપા થતાંની સાથે જ સંસારરૂપી રેલ (પૂર) પણ સુકાઈ જાય છે. ભક્તિનો પ્રભાવ અલૌકિક છે. એને કારણે નિર્ગુણ બ્રહ્મ નામરૂપથી સગુણ બનીને ભ્રમનું નિવારણ કરે છે.

અલખ બોલ્યો કે, હે બાળ ! તું ભક્તિનું ગૂઢ સ્વરૂપ સાંભળ નિર્મળ, અનન્ય અને આનંદ આપનાર (રમ્ય) જે સર્વશ્રેષ્ઠ પ્રભુ પ્રત્યેનો પ્રેમ છે તે જ ખરેખર ઈશ્વર ભક્તિ છે. એના સંગમાં આનંદ અને એના વિરહમાં દુઃખ છે. સતી સ્ત્રી જે રીતે પતિને ભજે છે તે જ રીતે ભક્ત ભગવાનને ભજે છે. એવા ભાવથી શ્રી હરિને અને શ્રી હરિ સ્વરૂપ સદ્‌ગુરુને ભજતાં ભક્ત પરમાનંદ પામે છે. પછી એને સંસારનો કૂવો (સંસાર) ક્યાંથી રહે ? શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદ-સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એવી નવ પ્રકારની પ્રેમ લક્ષણા ભક્તિ કહેવામાં આવી છે.

હે સમજુ શિષ્ય ! હું તને પ્રથમ શ્રવણ ભક્તિ કહું છું તે તું સાંભળ. કાયા, વાણી અને મનનને હંમેશા સુદૃઢ રાખીને, નિંદ્રા-તંદ્રા છોડીને અને આળસનો ત્યાગ કરીને, શૂરવીર જેમ યુદ્ધ કથા સાંભળે તેમ હંમેશા હરિગુણ સાંભળવા, હંમેશા અંતર્નિષ્ઠ રહે, પવિત્ર આસન પર વ્યવસ્થિત રીતે બેસે અને અસૂયા (બીજાનાં ગુણમાં પણ દોષ જોવાની વૃત્તિ)નો ત્યાગ કરીને શ્રી હરિ અને ગુરુની નવાઈ પમાડે એવી (વિસ્મયકારી) લીલા કથા સાંભળે. હૃદયમાં અડગ (નિશ્ચલ) શ્રદ્ધા રાખી, અન્ય વાતો કર્યા વિના, સ્થિર દૃષ્ટિથી (એક ધ્યાનથી) સાંભળે તે જ સાંભળ્યું (શ્રવણ) કહેવાય. સદા સદ્‌ગુણનું સેવન કરે અને શાસ્ત્રનું શ્રવણ કરે તો મન નિર્મળ થાય અને આત્મસ્વરૂપનો નિશ્ચય થાય. જે કોઈ શ્રદ્ધા વિના કથા સાંભળે, તર્ક-વિતર્ક કરે અને શ્રવણ અંગેનો વિવેક છોડીને દેવમંદિરમાં ઊંઘે તો એવાં શ્રવણ મહેનત માથે પડે છે અને એનાથી એનો ભ્રમ જતો નથી (શ્રવણનું ફળ મળતું નથી) આવાં શ્રવણથી મુક્તિનો ક્રમ પણ હાથમાં આવતો નથી. માટે સાવધાન થઈને પ્રેમથી શ્રવણ કરવું જોઈએ.

હે બાળ ! હવે હું તને બીજી ભક્તિ 'કીર્તન ભક્તિ' વિશે કહું છું તે તું સાંભળ. જેને જન્મ જ નથી (અજન્મા) તે **પરમાત્માની જે દિવ્ય જન્મકથા છે તે ભાવપૂર્વક ગાવાથી આપણું જન્મ લેવાનું બીજ કારણ છે તેનો સંદેહ રહેતો નથી. જે કશું જ કરતો નથી (અક્રિય) એવા ઈશની પવિત્ર દિવ્ય કર્મ - લીલાનું પ્રેમથી ગાન (કીર્તન) કરવું જેથી આપણી ચિત્ર વિચિત્ર બધી જ કર્મ-વાસના ટળી જાય. હરિ-ગુરુ-સંતની લીલાનું શ્રદ્ધાભક્તિથી અખંડ ગાન કરવું જેથી દેહાભિમાન ટળી જાય. આ લીલાનું કીર્તન (ગાન) કરતાં કરતાં ચિત્તમાં જો સાત્ત્વિક ભાવ ઊઠે**

**તો જ જન્મ સફળ થાય અને ત્રિતાપ (આધિ, વ્યાધિ, ઉપાધિ) ટળી જાય. (૭૧). હૃદયમાં ભાવ માય નહિ, કંઠ ગદ્ગદ્ થઈ જાય, પ્રેમભાવથી શરીર રોમાંચિત થઈ જાય, આંખમાંથી દડ દડ આંસુ વહે, દેહનું ભાન ન રહે અને ભક્ત વિદેહી દશા અનુભવે તો એવી કીર્તન ભક્તિ જ એ ખરેખરી ભક્તિ છે. એ સિવાયના બધા દંભ છે અને એ કરનાર સાચો ભક્ત નથી.** (૭૨-૭૩).

હવે તને ત્રીજી ભક્તિ 'સ્મરણ ભક્તિ'નાં શ્રેષ્ઠ લક્ષણ કહું છું. આઠે પ્રહર (પ્રહર = ૩ કલાક) માં વ્યાપી રહેલી એ ભક્તિ વહાલામાં વહાલી (ભગવદ્ પ્રેષ્ઠ) છે. (૭૪). જેનાં હજારો (અનંત) અંગ છે, હજારો સુંદર રૂપ છે, હજારો નામ છે અને (ન સમજાય તેવાં) ચિત્ર વિચિત્ર કર્મો છે, એ બધાંનું રાત દિવસ ભાવ અને નિષ્ઠાપૂર્વક અખંડ સ્મરણ કરવું, જેથી માયાનું તોફાન (બંડ) નડે નહિ. (૭૫-૭૬). હરતાં-ફરતાં, બેસતાં-ઊઠતાં, ખાતાં-પીતાં, સૂતાં અને જાગતાં પણ સ્મરણ બંધ થવું જોઈએ નહિ. (૭૭) હૃદયમાં સદા પ્રભુનું ધ્યાન, મુખમાં એનું પવિત્ર નામ અને એનાં સ્મરણ વિના એક પણ શ્વાસ ખાલી જવો ના જોઈએ. (૭૮). આ સ્મરણ ભક્તિ સૌથી શ્રેષ્ઠ છે.

ચોથી ભક્તિ 'સેવન ભક્તિ' છે. જ્યાં મૂળે ઈશ્વર જ એક માત્ર છે ત્યાં સેવક અને સેવ્યની વાત જ મિથ્યા છે, અતાત્ત્વિક છે. (૭૯) પરાપૂર્વથી ચાલી આવતા એ અજ્ઞાનથી ઉત્તમ અને અધમ ભાવને કારણે ભિન્નતાનો (બે હોવાનો-દ્વૈતનો) વ્યર્થ આરોપ કરે છે. (૮૦). અજ્ઞાની લોકોની આ પ્રવૃત્તિ જોઈને દયાળુ શ્રુતિ (વેદ-ઉપનિષદ) પરાપૂર્વનો (સનાતન) નિયમ વદે છે કે આનાથી સંસારના આવાગમન (આવવા-જવાની) ની જંજાળ નડતી નથી. (૮૧). વજ્ર, અંકુશ, ધ્વજ, કમળ (કંજ)થી શોભતા શ્રી હરિનાં ચરણ (કમળ)ને જે કોઈ શ્રદ્ધા ભક્તિથી સેવે છે તે મોક્ષ (તત્) પદને પામે છે. (૮૨). જે કોઈ સાધુ સંતની સેવા કરે છે, ગુરુનાં ચરણકમળને સેવે છે, અને માતા-પિતાની સેવા કરે છે તેને જરા પણ રંજ રહેતો નથી. ૭ (૮૩). આ પાદસેવન ભક્તિ છે.

પાદસેવનના પરિણામરૂપ ખરેખર પાંચમી અર્ચન ભક્તિ છે જે મોક્ષ પદને આપે છે. (૮૪). દેવની, કલ્પના મુજબની, સગુણ અને સુંદર પ્રતિમા બનાવી, માનવી અને દેવ સમાન માનીને એનું સદ્ભાવથી પૂજન કરે છે. (૮૫). પરંપરાગત માર્ગથી જરૂરી એવી બધી જ પૂજન-સામગ્રીથી યથાસાંગ અર્ચન કરવાથી તે તરત જ સિદ્ધિ પામે છે. (૮૬). સવારે ષોડશોપચારથી પૂજન કરવું, બપોરના રોજ પંચોપચારથી નિષ્ઠાપૂર્વક પૂજન કરવું અને રાત્રે આરતી ઉતારીને પુષ્પાંજલિ અર્પણ કરવી. આમ જે મળે તે સામગ્રીથી, ભાવથી ત્રિકાળ (સવાર, બપોર, સાંજ) નિયમપૂર્વક કરવું. **અથવા અનન્ય નિષ્ઠાથી માનસ પૂજન કરવું.** (૮૭-૮૯). પોતાને જે જે ગમતું હોય તે બધું પ્રથમ ભગવાનને ભાવથી અર્પણ કરવું. વળી ગુરુના અર્ચનનો ક્રમ એવો છે કે અર્ચનમૂર્તિનું પગથી માથા સુધી વિશ્વાસપૂર્વક હંમેશાં ધ્યાન ધરવું, જેથી બધાં પાપ (અઘ) અને દુઃખ (અક) ટળી જાય. (ગુર્વર્ચન=ગુરુ+અર્ચન) (૯૦-૯૧). વૃત્તિને સારી એવી સ્થિર રાખીને અખંડ ધ્યાન ધરવું અને પૂજન થયા પછી (ઉત્તર) ગુરુએ આપેલા મંત્રનો નિયમસર નિત્ય જપ કરવો. (૯૨). આ અર્ચન ભક્તિ છે.

છઠ્ઠી ભક્તિ વંદન ભક્તિ છે. આનાથી (આ ભક્તિથી) વૃત્તિમાં સમતા આવે છે અને સચ્ચિદાનંદની પ્રાપ્તિ થાય છે. (૯૩). પરબ્રહ્મથી માંડીને નાનામાં નાના અણુ (વસ્તુ) સુધીની સ્થાવર-જંગમ (જડ-ચેતન) બધી જ વસ્તુ એ અનંત પરબ્રહ્મનું જ રૂપ છે એવો અંતરમાં દૃઢ નિશ્ચય રાખીને અને અભિમાન દૂર કરીને, રુદ્રાધ્યાયમાં જણાવ્યા પ્રમાણે બધાંને ભાવથી વંદન કરવાં. (૯૪-૯૫). બધાને સમાન દૃષ્ટિથી જોઈને, બ્રાહ્મણ-અંત્યજ, જ્ઞાની, મૂરખ, બધાંને દેવ સમાન માનીને વંદન કરવાં. (૯૬). ગાય, કૂતરો, ઘોડો, ગધેડો અને જડ ચેતન બધી વસ્તુને મનમાંથી શંકા દૂર કરીને, દેવ ભાવથી વંદન કરવાં. ૮ (૯૭). 'સગુણ દેહ' એમ કહીએ ત્યારે લક્ષ્ય તો નિર્ગુણ બ્રહ્મ જ છે. અંતરમાં રહીને નિયમન કરનાર (અંતર્યામી) એ એક જ બધાનો ચાલક અને પૂર્ણ પ્રકાશક છે. (૯૮). બધાં

શરીરો એ પરમાત્મા (દેવ)ને રહેવાનાં સ્થળો (મંદિરો) છે. અને એમાં અભેદ આત્મારૂપી દેવ રહેલો છે. આવા નિશ્ચિત ભાવથી બધાંને વંદન કરતાં શોધવા છતાં શોક (ખેદ) જડતો નથી. (૯૯). એ એક સચ્ચિદાનંદરૂપ આત્માનું અસ્તિ, ભાતિ અને પ્રિય રૂપ છે. એવી નિષ્ઠા રાખીને વંદન કરતાં એને અજોડ લોકની પ્રાપ્તિ થાય છે. (૧૦૦). આ રીતે વર્તતાં કદાચ લોકો નિંદા કરે તો પણ એ એનો શોક (ખેદ) કરે નહિ, માન-અપમાન ધ્યાનમાં લે નહિ, અને બધામાં રહેલા એ દેવને અભેદભાવે વંદન કરે છે. (૧૦૧). આ વંદનભક્તિ છે.

હવે દાસ્યભક્તિનાં લક્ષણ સાંભળ. પોતાને પ્રભુનો સેવક (દાસ) માનીને સાવધાન થઈને વર્તન કરે. (૧૦૨). ઈશ્વર અને ગુરુની રાત દિવસ સેવા કરવી, શરીરનું અભિમાન ઓગાળી નાંખવું અને વૃત્તિને પરબ્રહ્મમાં લીન રાખવી (અથવા વૃત્તિને ઈશ્વર-ગુરુમાં લીન રાખવી એવો અર્થ પણ કરી શકાય.) (૧૦૩). પ્રમાદ અને આળસ છોડીને, માન અને અપમાન સહન કરીને અને અનન્ય નિષ્ઠા રાખીને શ્રી હરિની સેવા કરવી. (૧૦૪). યોગક્ષેમની ક્યારે પણ, એક ક્ષણ પૂરતી પણ, ચિંતા ન કરે અને સેવામાં મન, વચન અને તન (શરીર-દેહ) સમર્પિત કરે. ૧૦ (૧૦૫). આ દાસ્યભક્તિથી પળવારમાં પાપ ટળી જાય છે, અંતરમાં વૈરાગ્યનો ઉદય થાય છે અને હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થાય છે. (૧૦૬).

સખ્ય (મિત્રતા) ભક્તિ નામની આઠમી ભક્તિનાં લક્ષણ સાંભળ. ભગવાનની મિત્રતા કરવી, જેથી આ સઘળો સંસાર (જન્મમરણની જંજાળ) ટળી જાય. (૧૦૭). અનેક વાર શરીર ધારણ કર્યા અને છૂટી ગયાં, અનેક કલ્પો વીતી ગયા છતાં પણ આપણા અંતરમાં જે સૌથી વધુ પ્રિય એવો મિત્ર વસે છે અને આપણાથી ક્ષણવાર પણ છૂટો પડતો નથી તેની સાથે અનન્ય ભાવે અને નિઃસ્વાર્થપણે મૈત્રી કરવી જેથી બ્રહ્મ નામનું (મોક્ષ) પદ મળે. (૧૦૮-૧૦૯). એના વિના એક ક્ષણ પણ ગમે નહિ, જરા પણ ચેન પડે નહિ, એના વિના બીજી કોઈ પ્રવૃત્તિ નહિ અને એના વિના બીજું બધું જ નીરસ (અસાર) લાગે. (૧૧૦). અંતરમાં રહીને નિયમન કરનાર (અંતર્યામી) એ ઈશ્વર જ બહાર સદ્‌ગુરુરૂપે રહેલો છે. એ સૌથી વધુ પ્રિય અને પરમ મિત્ર છે. એની મિત્રતા અજોડ છે. (૧૧૧). એની સાથેની મિત્રતાથી ભ્રાંતિ ટળી જાય છે. જીવ અને શિવનો સંતાપ (ખેદ) નાસી જાય છે. અને બધે જ એક, અખંડ અને અભેદ બ્રહ્માનંદનાં દર્શન થાય છે. (૧૧૨).

તન, મન, ધન, સ્ત્રી (પત્ની), પુત્ર, ઘર, ખેતર, અને પરિવાર બધું જ અહીં ઈશ્વરરૂપ સદ્‌ગુરુનાં ચરણમાં સમર્પિત કરી દેવાં. સાત્ત્વિક ભાવથી આવું હંમેશાં અનન્યભાવે અર્પણ કરવું એ જ આત્મનિવેદન ભક્તિ છે, જેનાથી ભવસંદેહ ટળે છે. (૧૧૩-૧૧૪). હું સદાકાળ (હંમેશ માટે) શુદ્ધ છું, બુદ્ધ છું, પાપથી અસ્પૃષ્ટ છું (પાપનો સ્પર્શ નથી), પવિત્ર છું, અને હું અદ્વૈત છું. એ તો સ્વતઃ સિદ્ધ જ છે. (આમ જ હોય તો પછી) ત્યાં સાક્ષિત્વ શું ? (સાક્ષિત્વ શાનું ?). (૧૧૫). **જો હું ક્યારેય પણ કર્તા જ નથી તો પછી મારે ભોગવવાનું પણ ક્યાં રહ્યું ? બંધન-મોક્ષ વગેરે એ બધુ તો તૂતે તૂત છે. (બધું ખોટું છે.)** (૧૧૬). હું સદાનો મુક્ત જ છું, અને નિઃસંગ છું એવો અખંડ અભ્યાસ રાખવો એવી આત્મનિવેદન ભક્તિ જ શ્રેષ્ઠ છે. અને એ જ ભક્તિનું મોટું મસ (કદાવર) સિંહાસન છે. (૧૧૭). એ સિંહાસન (તખ્ત) પર બેસીને જ બધા સંતો દેવ સમાન થયા. એ બધામાં શિરોમણિરૂપ અત્રિ (ઋષિ) છે જેના ત્રણ દેવો (બ્રહ્મા, વિષ્ણુ અને શંકર) પુત્રો થયા. (૧૧૮). એમનાં પત્ની સતી અનસૂયા (અસૂયા વગરનાં) જે વિખ્યાત પતિવ્રતા હતાં એ બન્નેની નિષ્ઠા જોઈને બ્રહ્મા, વિષ્ણુ અને શંકર ત્રણે દેવો એક થઈને દત્ત સ્વરૂપે સાક્ષાત્ અવતર્યા. સતી અનસૂયાને ધન્ય છે અને ધન્ય છે અત્રિના વિવેકને. (૧૧૯-૧૨૦). આ સાંભળીને નિરંજન બોલ્યો કે, હે દયાળુ (અલખજી) ! તમોને ધન્ય છે. હે અલખજી ! એ દેવો શા માટે (અથવા કેવી રીતે) પુત્રો થયા તે આશ્ચર્યકારક વાત મને કહો. (૧૨૧). એ ભાગ્યવાન અત્રિ કોણ હતા ? અને અનસૂયા કોણ હતાં ? શાનાથી દેવો રાજી થયા (પ્રસન્ન થયા) અને એમના પુત્રો થયા ? (૧૨૨).

અ.૯૬ : ૨૮,૨૯ : ભગવાન શંકરે પાર્વતીજીને કહ્યું કે ગુરુ પાસેથી આવું વરદાન મેળવીને જ્ઞાની થઈને એ ઘેર ગયો. ગુરુની કૃપા આવી હોય છે. જે કોઈ ગુરુને એકનિષ્ઠ ભાવથી ભજે છે તેને પોતાની ઈચ્છા મુજબનું બધું જ મળે છે અને તે માનવી મુક્ત થાય છે એમાં શંકાને કોઈ સ્થાન નથી.

# ક્ષમા યાચના

**અ.૯ :- ૯૧, ૯૨ :**

દે દયાળુ પ્રભુ ! તું શુદ્ધ, નિરંજન (માયાના અંજન વગરનો) અને નિત્ય છે. તું પાપ અને પુણ્યથી પર છે. હું ઉદ્ધતાઈભરી વાણી બોલ્યો છું તો હે પ્રભુ (બાપ) ! તું મને ક્ષમા (માફ) કર. હે અવધૂત ! અભિમાનને કારણે મેં તારી અવગણના કરી અને તારો તિરસ્કાર (હડધૂત) કર્યો. એ મારી દુષ્ટતા જ હતી. તું મને માફ કરી દે.

**અ.૧૨ :- ૯૬ :**

મારા બધા દોષો તું માફ કરી દે અને તારી સ્થિર (બંધ) આંખ ખોલ. આ બાળને તારા ખોળામાં લે અને એની સાથે થોડું પણ (એક વાક્ય પણ) બોલ.

**અ.૩૦ :- ૫૩ :**

હું આપનાં ચરણમાં માથું મૂકીને મારા અપરાધની માફી માંગુ છું. આપ જલ્દીથી તમારું દર્શન આપો. તમે મારો પોકાર કેમ સાંભળતા નથી ?

**અ.૫૭ :- ૯૬, ૯૯, ૧૦૪ :**

હે પ્રભો ! આપના ચરણમાં અમે વારેવારે સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ. હે કૃપામૂર્તિ ભગવાન ! અમારો અપરાધ (ગુનો) ક્ષમા (માફ) કરો.

તમે જ સાક્ષાત્ વૈકુંઠાધિપતિ વિષ્ણુ છો. અમે તમને વારંવાર પ્રણામ કરીએ છીએ. તમે અમારો અપરાધ ક્ષમા કરો.

જેની પાસે ક્ષમારૂપી લક્ષ્મી છે તે ભક્તના મિત્ર સમાન હે નર અને નારાયણ આપ જ એક સ્વરૂપે રહ્યા છો.

**અ.૫૮ :- ૪, ૮૪ :**

હે પ્રભુ ! અમારા અપરાધ માફ કરો. આ માયાનું પડળ છેદી નાંખીને અમને અમારા સ્વરૂપનું જ્ઞાન કરાવો એ જ અમારી નમ્ર યાચના છે.

બાળકો અનેક અપરાધો કરતાં હોવા છતાં પણ જેમ મા-બાપ ક્રોધ કરતાં નથી તેમ તું પણ અમને માફ કર.

**અ.૫૯ :- ૩૯ :**

હે વિભુ ! અમારા બધા અપરાધ ક્ષમા કરી તું અમારા પર પ્રસન્ન થા અને તારે શરણે આવેલા અમોને શરણે લઈને તારી દે.

**અ.૬૦ :- ૨૭, ૪૨ :**

હે વિશ્વંભર ! હે નાથ ! હે નારાયણ ! અમારા પર કરુણા કરીને અમારા અપરાધ માફ કરો. શંખ, ચક્ર, ગદા અને પદ્મથી શોભતા હે સાક્ષાત્ પુરુષોત્તમ ! હે નરહરિ ! હે મેઘશ્યામ ! હે મુકુંદ ! તું સૃષ્ટિનું સર્જન કરે છે, પાલન કરે છે અને સંહાર કરે છે. તું સચ્ચિદાનંદ પૂર્ણ છે.

એ વિરાટ સ્વરૂપ જોઈને દેવો શરમાઈ ગયા અને તરત જ નમ્ર બનીને ફરી ફરીને ક્ષમા માગવા લાગ્યા.

**અ.૬૮ : ૧૦૪ :**

લૌકિક દૃષ્ટિથી આ માણસનું શરીર ભલે જણાતું હોય પણ ખરેખર તો તમે પરમ પુરુષ છો ! હે પ્રભુ ! અમારા અપરાધ માફ કરો. તું અમારા પર રોષે ભરાઈશ નહિ.

**અ.૭૫ :- ૮૯ :**

તું એના ભાવની પરીક્ષા કરીને એ ભગવાનને અનુરૂપ ફળ આપે છે. હે પ્રભુ ! તારી લીલા ન કળાય એવી છે. તું અમને માફ કર. જેમ બાળક ક્રોધમાં આવી જઈને માતાને ગમે તેવા ક્રુર વચન કહે છે તેમ તારી માયાથી ભ્રમિત બુદ્ધિવાળા અમે ન બોલવાં જોઈએ તેવાં વેણ બોલ્યા છીએ. આ બધું માફ કરીને હે ત્રિમૂર્તિ ! તું અમને શરણમાં લઈ લે. શું બોલવું એની અમને ગતાગમ નથી. હે બુદ્ધિના સ્વામી ! તું તો બધું જાણે જ છે.

**અ.૭૮ :- ૨૬, ૪૬ :**

હે ગુરુનાથ ! હું બાળક તારો અપરાધી છું. તું મને માફ કર. હવે મને ખતારી થઈ ગઈ છે કે તારા વિના મારો બીજો કોઈ આધાર નથી.

હે પ્રભુ ! તું મારા અપરાધો માફ કરી દે અને આ દાસનો ઉદ્ધાર કરી દે. હે દેવરાજ ! હું તને પ્રણામ કરું છું. તું આ મુશ્કેલીથી દૂર કરી શકાય એવો ભવત્રાસ હરી લે.

**અ.૮૬ :- ૧૭૫ :**

હે નૃસિંહસરસ્વતી દેવ ! તું ચિન્મય સ્વરૂપ છે. તું કરુણાનો સાગર છે, તું જલ્દીથી પ્રસન્ન થઈ જાય છે. તું અમારા અપરાધ માફ કર.

**અ.૧૦૯ :- ૩૫, ૩૭ :**

હે પ્રભુ ! તું મારો અપરાધ માફ કરી દે. ભક્તોના કલ્પવૃક્ષ ! હે નાથ ! હે નામ અને અનામીથી પર ! હે તાત ! હું તને વંદન કરું છું.

હે દીનબંધુ ! મારાથી વધારે ! મારાથી વારે વારે જે અપરાધ થાય છે તે ભૂલી જઈને આ દાસને સાચે જ દિલાસો આપ.

**અ.૧૧૨ :- ૪૦ :**

હે પ્રભુ ! મારા પર દયા કરો ! હું આપના શરણે આવ્યો છું. હું આપના ચરણનો દાસ છું. મારા ગુના માફ કરો. હે તાત ! આ ગરીબના દોષો સામે જોશો નહિ અને આપ એના સંકટ દૂર કરો.

**અ.૧૨૪ :- ૨૬ :**

હે પ્રભુ ! અમારા પર કૃપા કરો અને અમને આ દુઃખમાંથી છોડાવો. અમે તો મહાન દુષ્ટ અને પાપી છીએ. હે યતિશ્રેષ્ઠ ! અમને માફ કરો.

**અ.૧૨૫ :- ૨૪,૭૨ :**

હે દયાળુ ! હું સાચે જ અધમ અને પાપી છું. તમે મારા અપરાધને માફ કરી દ્યો. એ સિવાય હું બીજું કશું જાણતો નથી.

હે કૃપાળુ ! તમારા વગર હું કોને શરણે જાઉં ? (મારો) અપરાધ માફ કરો. હે નાથ ! હું આપને શરણે આવ્યો છું. એવું કહીને એમના ચરણમાં આળોટવા લાગ્યો.

**<u>અ.૧ :- ૮૦ :</u>**

હું તો એક મગતરું છું. ગુરુની હૂંફ ન મળે તો મારું શું ગજું ? મારા બધા દોષો માફ કરો અને હે સજ્જનો ! (સદ્‌ગૃહસ્થો) મને સહકાર આપો. (અથવા હે ગુરુજી ! મારા બધા દોષો માફ કરો અને સજ્જનોનો - સદ્‌ગૃહસ્થોનો સાથ સહકાર મળો એવું આપો.)

**<u>અ.૪૬ :- ૯૬ :</u>**

તું બાળકનો અપરાધ માફ કરીને એને અભયદાન આપ. તારા વિના મારું કોઈ નથી. તું મારો પોકાર સાંભળ.

# ચોવીસ ગુરુ

**<u>અવધૂત દર્શન :- દત્ત પ્રભુ દ્વારા યદુરાજાને વેદાંત જ્ઞાન :</u>**

**<u>અધ્યાય : ૫૧ :- યદુરાજા :</u>**

તારું મન કેવી રીતે શાંત રહે છે ? (૭૦) કામ, ક્રોધ વગેરેની ચારે બાજુ આગ સળગી ઊઠી છે તો પણ હે બડભાગી ! તારાં અંગોને તો તે આગ દઝાડતી નથી એનું કારણ શું ? (૭૧) તું બધે ઉદાસીન રહીને કેવળ અસંગ થઈને ફરે છે. તને જીવનની પણ ખેવના હોય એમ જણાતું નથી. (૭૨) સંપત્તિ મેળવવા માટે લોકો કેટલાનાં ખૂન કરે છે ! જ્યારે તું તો અકિંચન થઈને અહીં પડી રહ્યો છે છતાં સદા આનંદથી પૂર્ણ છે. (૭૩) તને યશ-અપયશની કોઈ ચિંતા નથી. તારી આવી વૃત્તિ જોઈને મારી તો બુદ્ધિ બહેર જ મારી ગઈ છે. (૭૪)

આ જગતમાં જે કોઈ અજ્ઞાની છે અથવા શક્તિ વિનાનો છે અથવા કામ કરવાની શક્તિ વિનાનો છે તે કર્મ કર્યા વગર પડી રહે છે. (૭૫) તારામાં તો શક્તિનો ઝરો છે અને તું સ્વયં કાર્ય કરવામાં નિપુણ છે. તું જ્ઞાનમૂર્તિ હોવા છતાં કર્મ કર્યા વગરનો કેમ પડી રહે છે ? (૭૬) આ જોઈને મને મોહ થાય છે. આ એકાંત સ્થળે તું નિશ્ચિંત અને કેવળ નિર્ભય થઈને કેવી રીતે રહે છે ? (૭૭) હું પામર (સંસારી) છું અને તું દેવ છે તેથી તું મને બધા પ્રશ્નોના જવાબ આપ. હે શર્વ ! તને સ્ત્રી, પુત્ર વગેરે વગર અહીં કેવી રીતે ગમે છે ? (૭૮) તને મોહ અને શોક કેમ દુઃખી કરતા નથી ? તું એકલો હોવા છતાં હંમેશાં આનંદમાં (કેવી રીતે) રહે છે ? (૭૯) અમે આ દુનિયામાં ધન, પત્ની (દારા), સુત વગેરે સાથે રહેવા છતાં દુઃખમાં સડીએ છીએ જ્યારે તારું બધું અવળું કેમ છે ? (આ બધા વિના તું આનંદમાં કેવી રીતે રહી શકે છે ?) (૮૦) તારા અંતરમાં કોઈ જ ઈચ્છા નથી અને તું કર્મ વગરનો (નિષ્કર્મ) રહીને સુખનું ધામ બન્યો છે. તને આ રીતે જોઈને મારી તો અક્કલ પણ કામ કરતી નથી. (૮૧) હે કૃપાસાગર ! આપ કરુણા કરીને આ દાસને આનું રહસ્ય કહો. આવું બોલીને એણે ત્યાં પ્રણામ કર્યા. (૮૨) આટલા બધા પ્રશ્નો સાંભળીને અવધૂતે હસીને કહ્યું કે યયાતિપુત્ર સુપૂત એવા હે રાજા (યદુ) ! તું સાંભળ. (૮૩) મને તત્ત્વજ્ઞાન લાધ્યું હોવાથી હે સુજ્ઞ (યદુ) ! હું આમ આનંદથી પડી રહું છું અને કેવળ નિર્ભય થઈને રહું છું. (૮૪) ચોવીસ ગુરુ પાસેથી મેં પ્રયત્નપૂર્વક જે જ્ઞાન મેળવ્યું છે તેને લીધે મારી વૃત્તિ અખંડ અને સુસ્થિર (સુનિશ્ચલ) રહે છે. (૮૫) એના મનનથી આપોઆપ બ્રહ્મજ્ઞાન થાય છે અને નિદિધ્યાસનથી તેનો સાક્ષાત્કાર (અનુભવ) થાય છે. (૮૬).

હે રાજા ! ઈશ્વરે આ માનવ દેહ આ તત્ત્વનો વિચાર કરવા માટે જ આપ્યો છે, એ તું નિશ્ચયપૂર્વક (ખાતરીપૂર્વક) જાણ. (૮૯) **માનવ સિવાયની અન્ય યોનિના દેહ આકાર અને વિહાર માટેના સ્થાન છે.** એ દેહમાં ઈશ્વરના સાક્ષાત્કારની કોઈ શક્યતા નથી. એક માત્ર અહીં જ એ (ઈશ્વરપ્રાપ્તિ) સુલભ છે. (૮૮) માનવીનું શરીર

એ જ્ઞાનનું એક માત્ર સાધન છે. માટે આવું (શરીરરૂપી) રત્ન પામી, એ જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. (૮૯) ખંતપૂર્વક શમ અને દમ સાધીને, પછી સદ્‌ગુરુને શરણે જઈને વેદાંતનું (ગુરુમુખેથી) સતત શ્રવણ કરવું જોઈએ. (૯૦) મનન વગેરે એ યુક્તિથી જ્ઞાન દૃઢ થતાં જન્મનોજનમના કલેશો ટળે છે એમાં કોઈ શંકા નથી. (૯૧) જે બ્રહ્મથી આ ચિત્ત વગેરે બધા પ્રકાશે છે તે બ્રહ્મને જાણતાં જ માનવી મુક્તિ પામે છે. (મુક્ત થાય છે.) (૯૨) જેટલી વસ્તુ અનાત્મ છે તે બધી ત્યજવા યોગ્ય છે એ તું સમજી લે. એક આત્મા જ ગ્રહણ કરવા યોગ્ય છે અને એ એકમાત્ર બ્રહ્મ જ (આત્મા) છે. (૯૩) જે ત્યજવા યોગ્ય છે (અનાત્મ વસ્તુ) તેને મનથી ત્યજી, ગ્રહણ કરવા યોગ્યનું મનથી ગ્રહણ કરી એને સૂક્ષ્મ દૃષ્ટિથી શોધતાં તે જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૯૪) આ સમગ્ર જગત સદ્‌ગુણ દુર્ગુણના મિશ્રણવાળું છે. એ પૈકી દુર્ગુણો ત્યજીને સદ્‌ગુણમાં મનને શાંત કરતાં વ્યક્તિની મુક્તિ થાય છે. (૯૫) દેહાધ્યાસ વધારીને જે વિષયના કાદવમાં ખેંચી જાય છે તે સાચે જ દુર્ગુણ છે એમાં શંકાને સ્થાન નથી. (૯૬) વૈરાગ્યની વૃદ્ધિ કરે તેને જ હે સુજ્ઞ ! તું સદ્‌ગુણ જાણ. આ વાત ના જાણીને અજ્ઞાની મોહમાં પડે છે. (૯૭) સદાચારને છોડીને આ રીતે જે વિષયરૂપી કૂવામાં પડે છે તે પશુ સમાન છે. તેઓ ઘાસ નથી ખાતા એટલો જ ફેર છે. (૯૮) હે રાજા ! (આવો માણસ ઘાસ નથી ખાતો) એ પશુઓનું સદ્‌નસીબ છે. એક દૃષ્ટિથી જોતાં એવો માનવી તો પશુથી પણ અધમાધમ છે. (૯૯) પશુઓ તો પેટ પૂરતું ખાઈને સંતોષ માને છે અને સ્વપ્નમાં પણ સંગ્રહ કરતાં નથી. (૧૦૦) આની સરખામણીમાં માણસ તો ભવિષ્યની ચિંતા કરીને સંગ્રહ કરવામાં જ મરી જાય છે. એ પોતે ખાય પણ નહિ અને બીજાને ખાવા દે પણ નહિ. (૧૦૧) આ શરીર કાળને આધીને છે (મૃત્યુ પામવાનું છે), છતાં એને મોહવશ અમર માનીને, (માનવી) સંગ્રહ કરવામાં જ રચ્યોપચ્યો રહે છે. (૧૦૨) પશુઓ ઋતુગામી છે (ઋતુકાળમાં જ વિષયસુખ ભોગવે છે માદાનો સંગ કરે છે). જ્યારે માણસને તો આ બાબતમાં સંતોષ જ નથી (મર્યાદા જ નથી.) પશુઓ ઓછી ઊંઘવાળા હોય છે જ્યારે માણસ તો ઊંઘનો ભંડાર છે. (૧૦૩) શરીરનું પણ ભાન ભૂલીને માણસ ઊંઘે છે. માનવી કૃતઘ્ની છે જ્યારે સાચે જ પશુઓ આજ્ઞાનું પાલન કરનારા (કૃતજ્ઞી) છે. (૧૦૪) આ રીતે સરખામણી કરતાં મનુષ્ય (પશુ કરતાં પણ) હલકો (ઊતરતો) છે અને તેથી જ વેદ (શ્રુતિ) મૂઢને પશુનો પણ પશુ કહે છે.' (૧૦૫).

માણસની મૂર્ખાઈની શી વાત કરવી ? થોડી જ કિંમતના ઘી દૂધ જો ઢોળાઈ જાય તો એને નુકસાન માનીને દુઃખથી એ જેટલો દુઃખી થાય છે એટલું દુઃખ તો એનું અમુલ્ય આયુષ્ય નકામું ઝટપટ વહી જાય છે તો પણ એ મૂઢને થતું નથી. (૫) (૧૦૬-૧૦૭) એને આવા મોટા નુકસાનની તો કદી પણ ચિંતા જ થતી નથી. એને કાન હોવા છતાં એ વેદની ચેતવણી (ઘંટ) સાંભળતો નથી. (૧૦૮) જે વિષયોનો સ્વપ્નમાં પણ સંગ કરવો નહિ એવું વેદ પોકારીને કહે છે તે જ વિષયો તરફ એ લાલચું કૂતરાની જેમ દોડીને ખુવાર થાય છે. આ જાણીને ડાહ્યા માણસે જાગૃત (સાવધ) થઈ જવું. (૧૦૯-૧૧૦) આ માનવદેહ મળ્યો છે તો ચિત્તમાં વિવેક રાખીને વિષયોનો ત્યાગ કરીને ઈશ્વરની પ્રાપ્તિ કરી લેવી જોઈએ. (૧૧૧) ચોવીસ ગુરુ પાસેથી આ તત્ત્વજ્ઞાન મેળવીને હું હંમેશા નિર્ભય થઈને એકલો આત્મામાં રચ્યોપચ્યો (રત) રહું છું. (૧૧૨).

**(૧) પૃથ્વી, (૨) વાયુ, (૩) આકાશ, (૪) પાણી, (૫) અગ્નિ, (૬) ચંદ્ર, (૭) સૂર્ય, (૮) કપોત, (૯) અજગર, (૧૦) સમુદ્ર, (૧૧) પતંગ, (૧૨) ભમરો, (૧૩) હાથી, (૧૪) હરણ, (૧૫) માછલું, (૧૬) મધમાખી, (૧૭) પિંગલા નામની વેશ્યા, (૧૮) બાળક, (૧૯) ટિટોડી, (૨૦) કુમારીનાં કંકણ, (૨૧) સાપ, (૨૨) બાણ બનાવનાર, (૨૩) કરોળિયો અને (૨૪) ભમરી મળીને કુલ ચોવીસ ગુરુ થાય છે.** (૧૧૩-૧૧૪) આ દરેક પાસેથી થોડું થોડું જ્ઞાન એકઠું કરીને જ્ઞાનનો સાગર બનાવ્યો છે અને પછી હું તેમાં સ્નાન કરું છું. (એ જ્ઞાનનો જીવનમાં ઉપયોગ કરું છું.) (૧૧૬) એ દ્વારા બધાં પાપો ધોઈ નાંખીને હું શાંત મનવાળો થયો છું અને

તેથી હંમેશાં આનંદમાં અને નિર્ભયતાથી રહું છું. (૧૧૭). આ રીતે જ્ઞાનસાગરમાં સ્નાન કરીને હું જ્ઞાનમય થયો છું અને તેથી વસ્તીમાં કે વનમાં હું અગ્નિની જેમ રહું છું. (૧૧૮) હું મારા સ્વરૂપમાં આત્મરંગે રંગાઈને પડી રહું છું. મારામાં સુખ કે દુઃખનું સ્ફુરણ જણાતું નથી. (૧૧૯)

હું નિત્ય શુદ્ધ, સુબુધ અને યોગયુક્ત છું એમ તું જાણ. મેં બધાને માટે ત્યાગ કરી દીધો છે. તું મને નિત્ય મુક્ત માન. (૧૨૦). હે રાજા ! તું જ કહે કે અંતરની અંદર આત્મજ્ઞાનામૃતનાં ઝરણાં વહેતાં હોય પછી સંસારનો અગ્નિ ક્યાંથી રહે ? (૧૨૧).

એક જ ગુરુને અનન્ય શ્રદ્ધાથી ભજતાં (સેવતાં) જો માનવી આત્મજ્ઞાન પામી શકતો હોય તો પછી એણે ચોવીસ ગુરુ શા માટે કરવા જોઈએ ? (૧૨૨). જારિણીની જેમ અનેક ગુરુને શરણે જવાથી શું એ ભક્તિ વ્યભિચારિણી ના કહેવાય ? એવી કદાચ તને શંકા થાય પરંતુ હું જે કહું છું તે તું હે રાજા ! સાંભળ. મોક્ષની પ્રાપ્તિ માટે ખરેખર એક જ ગુરુને શરણે જવું જોઈએ. (૧૨૩-૧૨૪). ગુરુ જે ઉપદેશ કરે તેમાં શંકા થાય ત્યારે હે રાજા ! પોતાની બુદ્ધિથી અંતરમાં વિવેકપૂર્ણ વિચાર કરવો. (૧૨૫) એવા સંજોગોમાં વેદાંતના આધારે તર્ક કરવો જેથી શંકા ટળી જાય અને સ્વાત્મનું ભાન થાય. (૧૨૬). જો આવા તર્ક કરવા પડે તો પછી દ્વૈતમાં તર્ક કરવા. હે રાજા ! અદ્વૈત એવા બ્રહ્મમાં તર્કને કોઈ અવકાશ નથી. (૧૨૭). માટે જે તે વસ્તુમાંથી આપણી બુદ્ધિ અનુસાર હે રાજા ! જ્ઞાનને દૃઢ કરવા ગુણ ગ્રહણ કરવા. (૧૨૮).

દ્વૈતમાંથી આવાં દૃષ્ટાંતો (ઉદાહરણ-દાખલા) શોધીને મનને સુસ્થિર કરવું. મેં ચોવીસ ગુરુમાંથી ગુણોનો સાર લઈને મનની બધી જ શંકાઓ નિર્મૂળ કરી છે અને સ્વ સ્વરૂપનો નિશ્ચય કરીને મનને શાંત કર્યું છે (હું શાંત થયો છું.) અને એને લીધે જ મને સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનો પૂર્ણ લાભ મળ્યો છે. આ જગત (દૃશ્ય)ને સ્વપ્ન માનીને હું બ્રહ્મરૂપ છું એવું સમજીને બ્રહ્મમાં જ આનંદ અનુભવું છું. (૧૨૯-૧૩૧) આવા વિશુદ્ધ બ્રહ્મજ્ઞાનને આપણી બુદ્ધિ એકોક ગ્રહણ કરી શકે નહિ, માટે સાચી સમજ કેળવવા માટે અન્ય દૃષ્ટાંતો શોધીને તે તે પદાર્થમાં રહેલા ચોવીસ વસ્તુના ગુણોને ગુરુ સમાન માન્યા છે. (૧૩૨-૧૩૩) આવો પ્રયત્ન એ શોધક વૃત્તિ છે, વ્યભિચાર નથી. બધામાંથી સાર શોધવો એમાં જ ડહાપણ છે એમ તું માન. (૧૩૪).

આવા વચન સાંભળીને, અવધૂતને પગે પડીને રાજાએ આનંદપૂર્વક ફરી પાછું પૂછ્યું તે રસભરી વાત આગળ ઉપર થશે જે હે નિરંજન ! સર્વ વેદાંતના સારરૂપ હશે. અલખ કહે કે તે જ્ઞાનનો રંગ પુણ્યના જોરે કાન પર પડે છે. (૧૩૫-૧૩૬).

શ્રી દત્ત પ્રભુનાં ચરણકમળના ભ્રમર એવા બ્રહ્મચારી પાંડુરંગ (રંગ અવધૂત) મહારાજ દ્વારા રચિત શ્રીગુરુલીલામૃતનો અલખ અને નિરંજનના સંવાદરૂપે 'અવધૂત દર્શન' નામનો એકાવનનો અધ્યાય સમાપ્ત થયો.

**પાદટીપ :**

**અધ્યાય : ૫૧**

(૧) દોહરા ૧૭ અને ૧૮ની વાતને સાચી માનીએ તો તો દંગ થઈ જ જવાય પણ કલ્પના માનીએ તો પણ આશ્ચર્યચકિત થઈ જવાય એમ છે. યુવાની અને ઘડપણની આ રીતે અદલાબદલી કરી શકાય એવી મંત્ર શક્તિ અને સંકલ્પ શક્તિનો એ જમાનો હતો. આજે યંત્ર શક્તિની બોલબાલા છે, ત્યારે મંત્ર શક્તિની હતી.

(૨) દોહરા ૨૮ થી ૩૬ વારે વારે વાંચવા જેવા છે. માનવ જેટલો વહેલો આ વાત સમજે તેટલો વહેલો એ સુખી થાય. ઈંદ્રિયોની પ્રબળતાને ધ્યાનમાં રાખીને અને જાતીયવૃત્તિના જોરને સ્વીકારીને કોઈપણ સ્ત્રી સાથે એકાંતમાં એક જ આસન પર બેસવું નહિ. ઈંદ્રિય ઉપર વિજય મેળવ્યો હોય તેણે પણ આ બાબતમાં સાહસ કરવા

જેવું નથી. આ બાબતમાં વૃત્તિ ચલાયમાન થઈ હોય એવાં અનેક દષ્ટાંતો છે. **વિષયભોગ અને સ્ત્રીસંગની બાબતમાં ખૂબ સજાગ રહેવું જરૂરી છે.**

(૩) **જ્યારે ભગવાન કૃપા કરે ત્યારે વ્યક્તિ મુમુક્ષપણું મેળવવા પ્રયત્ન કરે છે.** આને માટે ભગવાન એના ઉપર કોઈ પણ રીતે સંકટ લાવે છે અથવા એને દુ:ખ થાય એવું કંઈ કરે છે. શરૂઆતમાં વ્યક્તિને એમ થાય કે મારા પર આવું દુ:ખ ક્યાંથી આવ્યું, પરંતુ પછીથી એનું સુંદર પરિણામ અનુભવે ત્યારે એ પ્રભુનો આભાર માને છે. આને જ ગીતા સાત્વિક સુખ કહે છે.

યત્તદગ્રે વિષમિવ પરિણામેડમૃતોપમમ્ ।

તત્સુખં સાત્વિકં પ્રોક્તમાત્મ બુદ્ધિપ્રસાદજમ્ ॥

(ગીતા. અ. ૧૮ શ્લોક ૩૭)

**જે શરૂઆતમાં ઝેર જેવું લાગે પણ પરિણામ અમૃત સમાન હોય છે તેવાં આત્મજ્ઞાની પ્રસન્નતામાંથી ઊપજેલાં સુખને સાત્વિક (સુખ) કહેલું છે.**

(૪) ૬૩ થી ૮૧ સુધીના દોહરાનું વારંવાર પઠન થવું જોઈએ. આ જ પ્રકારના વિચારો અધ્યાય-૯ માં દોહરા ૯ થી ૧૬માં રજૂ થયા છે. એના પ્રત્યુત્તરરૂપે ભગવાન દત્તાત્રેયે આ ૫૧ માં અધ્યાયમાં ૮૪ થી ૧૧૧ દોહરામાં જે કહ્યું છે તેવું જ અધ્યાય - ૯ માં દોહરા ૧૯ થી ૩૮ માં કહ્યું છે. **ટૂંકમાં વિષયભોગમાંથી મનને હટાવીને સ્વરૂપના ચિંતનમાં સ્થિર કરવાનું છે. હંમેશ માટે પ્રસન્ન રહેવાનો આ જ કીમિયો છે. આત્મા અનાત્માનો વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ સાધ્યા પછી મુમુક્ષા જગાડવાની છે. આને માટે આત્મકૃપા, ગુરુકૃપા અને ઈશ્વર કૃપા એમ ત્રણે કૃપા જરૂરી છે.**

(૫) માણસની મૂઢતા અને મૂર્ખતાને સમજાવતું સરસ ઉદાહરણ છે. થોડા ઘી દૂધ ઢોળાઈ જતાં માણસ જેટલું દુ:ખ અનુભવે છે, જેટલો કકળાટ અને ઉકળાટ કરે છે તેટલો જીવનનાં પચાસ કે સાઠ વર્ષો ઢળી જતાં નિરર્થક વહી જવા છતાં કરતો નથી. શાશ્વતને સાચવીને નાશવંતને જતું કરવાનો વિવેક ન જાગવાથી મનુષ્ય જીવન વેડફી નાખે છે. સાપ દેડકાના અડધા શરીરને ગળી ગયો હોય ત્યારે બહાર રહેલા મોંથી દેડકો માખી ખાવાનો પ્રયત્ન ના કરે અને સાપના મોંમાંથી બહાર છટકવાનો પ્રયત્ન ના કરે ત્યારે દેડકો જેટલો મૂરખ દેખાય તેટલો જ મૂરખ માનવી ૬૦-૬૫ વર્ષની ઉંમરે કાળરૂપી સર્પની ચિંતા છોડીને સાંસારિક સુખરૂપી માખી ખાવાનો પ્રયત્ન કરતો દેખાય ત્યારે લાગે. સંતોનો અને સદ્ગ્રંથોનો સંગ માનવીને સાચા રસ્તે લઈ જાય છે.

(૬) શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થાય પછી પણ શરૂઆતમાં જ્ઞાન અદઢ હોય છે તેને સાધના દ્વારા સુદઢ કરવાનું હોય છે. એ ખૂબ મહત્ત્વનું છે.

**અધ્યાય : ૫૨ :-**

આ અધ્યાયનું નામ **'અવધૂત યદુ સંવાદ'** છે. આ અધ્યાયમાં ૧૩૮ દોહરા છે.

આ અધ્યાયમાં ચોવીસ ગુરુ પૈકીના પહેલા ત્રણ ગુરુની ચર્ચા આવે છે. ચોવીસ ગુરુ પૈકી પંચભૂતો એ પહેલા પાંચ ગુરુ છે. આ પાંચ ભૂતો પૈકી પૃથ્વી, વાયુ અને આકાશની ચર્ચા આ અધ્યાયમાં કરી છે.

પૃથ્વી પાસેથી સહનશીલતા શીખવાની છે. કોઈને પણ દોષ આપ્યા વિના, જે કાંઈ થાય તે સહી લેવું એવું પૃથ્વી શીખવે છે. ઝાડ અને પર્વત પૃથ્વી સાથે જ સંકળાયેલાં છે, એને ઉપગુરુ ગણીને એની પાસેથી અભિમાનનો ત્યાગ, પરોપકારીપણું અને વિદ્યાદાન તેમજ મધુરવાણીનો ગુણ શીખવાનો મળે છે.

વાયુ પાસેથી નિર્લેપતા શીખવાની છે. વાયુના જેવી વિરક્તિ સાધકે કેળવવાની છે. **શરીર ટકાવવા પૂરતું જ ગમે તેવું (પચે તેવું સ્વાદની પરવા કર્યા વિના) અન્ન ખાઈ લેવું. જીભ જીતી તેણે જગત જીત્યું એ યાદ રાખવું**

આકાશ પાસેથી આત્મા નિર્વિકાર, નિશ્ચલ, એક અને અખંડ છે તે શીખવાનું છે.

આવા ગુણો સાધકને મુક્તિ મેળવવા માટે ખૂબ જરૂર છે.

યદુએ વંદન કરીને પૂછ્યું કે હે દેવ ! આપે જ્યાંથી જે જે ગુણ લીધા હોય તે બધું મને જલદીથી કહો. જેથી એ ઉપદેશ (બોધ) થી હું પણ કૃતકૃત્ય થાઉં. આ વચનો સાંભળીને અવધૂત હસીને બોલ્યા કે હે રાજા ! હું તને કહું તે તું સાવધાન થઈને સાંભળ. આ અદ્વૈત જ્ઞાનનું અમૃત પીતાં ચોક્કસ મુક્તિ થાય છે. (૧-૩).

**જેમ ઉપર જવા માટે સીડીની જરૂર હોય છે તેમ મુમુક્ષને મુક્તિ પામવા માટે સહનશીલતાની જરૂર હોય છે.** (૪) આ વાત હું ભૂમિ પાસેથી શીખ્યો. **પૃથ્વી પોતાના પ્રારબ્ધનો (પૂર્વકર્મનો) અંતરમાં સારી રીતે વિચાર કરીને વર્તે છે.** (૫) પ્રાણીમાત્ર પૃથ્વી ઉપર મળ મૂત્ર વગેરે કરે છે અને થૂંકે છે તો પણ એ ક્રોધ કરતી નથી. (પણ સહન કરી લે છે.) (૬) આવું બધું પ્રારબ્ધવશ બને છે તેથી હું કોનો વાંક કાઢું ? આવું અંતરમાં વિચારીને એ સંતોષ રાખીને રહે છે. (૭) ખુદ ભગવાને મારા ઉપર આ બધાં પ્રાણીઓ રાખ્યાં છે અને એમને બીજો કોઈ આધાર નથી. પછી એ બીજે ક્યાં જાય ? (૮) ખરેખર ! આ બધા પ્રાણીનું હું જ જીવન છું. તેથી તો ખોદીને, ખેડીને અનાજ પકવે છે. (૯) કોઈ (જમીન પર કોઈ વસ્તુ) બાળે કે વાવ તળાવ ખોદે કે ફળ ફૂલ તોડે તો પણ હું તેમને કેવી રીતે અટકાવું ? (૧૦).

પોતાનું કામ કરવા એ ચાલે છે ત્યારે તમે મને પગથી છૂંદો છો' એમ હું કહું તો એ ક્યાં જાય ? (એ શું કરે ?) એટલે હું બધું જ સહન કરી લઉં છું. (૧૧) માતા બાળકને ખોળામાં લઈને દૂધ પાતી હોય ત્યારે એ જો લાતો મારે તો પણ માતા એને સામું મારતી નથી. (પણ સહન કરી લે છે.) (૧૨) એટલું જ નહિ પણ બાળક માના શરીર પર મળમૂત્રનો ત્યાગ કરે તો પણ મા એને મારતી નથી, ગાળ નથી દેતી કે નથી એનો તિરસ્કાર કરતી. (૧૩) હું પૃથ્વી બધાની માતા છું. પ્રાણીમાત્ર અહીં સ્વચ્છંદે રમે છે. તો મારાથી મનમાં કેમ અવળો વિચાર થાય ? (૧) (૧૪) આવું વિચારીને પૃથ્વી અંતરમાં સ્વચ્છ રહે છે. પૃથ્વીનું આ જોઈને હું એની પાસેથી સહનશીલતા શીખ્યો. (૧૫)

આ જ રીતે મુમુક્ષુએ પણ **ધ્યેયમાં દૃષ્ટિ રાખીને, મનમાં હંમેશાં ક્ષમાનો ગુણ રાખીને (કોઈ દિવસ) ક્રોધ કરવો નહિ.** (૧૬) બધાં શાસ્ત્રો એવું કહે છે કે મુમુક્ષુએ ધર્મનું રક્ષણ કરીને (ધર્મનું આચરણ કરીને), અંતરમાં ધીરજ ધરીને માન તથા અપમાન સહી લેવા. (૧૭) કોઈ કડવા શબ્દો કહે અથવા આંખો કાઢે (ગુસ્સો કરે), કદાચ અપમાન કરીને મારે અથવા ખરાબ શબ્દો (અપશબ્દો) બોલે, અથવા દ્વેષથી શરીર પર થૂંકે, અથવા પથ્થર મારે, અથવા લાતથી, લાકડીથી મારે અથવા ધન હરી લે તો પણ **મુમુક્ષુએ પ્રારબ્ધનો વિચાર કરીને સ્વપ્નમાં પણ ચિત્તમાં વિષાદ લાવવો નહીં. (મારા પ્રારબ્ધમાં આમ જ હશે !)** (૧૮-૨૦).

સ્વેચ્છા પ્રારબ્ધ, પરેચ્છા પ્રારબ્ધ અને અનિચ્છા પ્રારબ્ધ એમ ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ છે. (૨૧) વૈદે ઓષધ (દવા) આપીને જે પરેજી પાળવાની હોય એ પરેજી જાણી બુઝીને ના પાળવાથી પરિણામે જે દુઃખ વધે તે સ્વેચ્છા પ્રારબ્ધ કહેવાય. આ પ્રથમ પ્રકારનું પ્રારબ્ધ છે. બીજું પરેચ્છા પ્રારબ્ધ છે. જેમાં અન્યથી દુઃખ થાય છે. (૨૨-૨૩) પોતાના પેટને અનુકૂળ ન હોવા છતાં બીજા એને ઉત્તમ વસ્તુ ગણીને દુરાગ્રહથી (બળજબરીથી) ખવડાવે અથવા બીજાના અતિથિ થતાં, વિવિધ પ્રકારના ભોગો આવી મળતાં જે દુઃખ, શોક કે રોગ થાય એ અન્યેચ્છા (પરેચ્છા) પ્રારબ્ધ કહેવાય. હવે તને અનિચ્છા પ્રારબ્ધ કહું. કોઈનું સારું કરવા જતાં નસીબજોગે કોઈનું બુરુ થાય

કપરું છે. ૧૧ (૧૦૫-૧૦૭). આ બધા રસને પારખનારી માત્ર ચાર આંગળ લાંબી જીભ આગળ વીર અને પરાક્રમી પણ હારી જાય છે. શત્રુઓની સભાને પણ (પોતાની વિદ્વત્તાથી) જીતનાર મહાન વિદ્વાન પણ (જીભ આગળ) હારી જાય છે અને જીભના દાસ (ગુલામ) થઈ જાય છે. આ જીભથી પ્રભુ બચાવે. (૧૦૮-૧૦૯).

જો જીભને જીતી ન શકાય તો અન્ય ઈંદ્રિયો પણ કોઈ પ્રકારે જીતી શકાતી નથી એ તું નિશ્ચિતરૂપથી માન. (૧૧૦). ઈંદ્રિયો બહેકવાથી નરકમાં પાડે છે અને જન્મ મરણનું ચક્કર છૂટતું નથી. માટે મુમુક્ષુએ પ્રયત્નપૂર્વક ધીમે ધીમે યુક્તિપૂર્વક જીભ પર કાબૂ મેળવવો. **રસ જીત્યો તો બધું જીત્યો એ સૂત્ર સનાતન છે.** રસના (જીભ) પોતાને વશ થતાં, બધી ઈંદ્રિયો પણ વશ થઈ જશે અને એના પરિણામે આખું જગત તમારે વશ થઈ જશે અને તમારો જયજયકાર થશે. રસાસ્વાદની લોલુપતા ઓછી કરવી એ તું સ્વીકાર. આગળ ઉપર સત્તરમો ગુરુ સાચે જ વેશ્યા છે. (૧૧૧-૧૧૪). અલખ નિરંજનને કહે છે કે બધે એક જ રંગ છે. દ્વૈતનો નાશ થતાં એનામાં ભેદદૃષ્ટિ (ઊંચ-નીચની દૃષ્ટિ) રહેતી નથી. (૧૧૫).

## પાદટીપ

**<u>અધ્યાય-૫૪ :-</u>**

(૧) દોહરા ૧, ૨ અને ૩ સમજવાથી ઘણા પ્રશ્નો ઊકલી જાય છે. માણસ સુખ માટે હવાતિયાં મારે છે પણ એને મળે છે દુઃખ. આ એક સમજ. બીજું જેમ આપણે ઈચ્છતા નથી છતાં દુઃખ આવી મળે છે એ જ રીતે આપણે ન ઈચ્છીએ તો પણ, પ્રયત્ન ન કરીએ તો પણ સુખ આવીને મળે જ છે. એ બીજી સમજ અને ત્રીજી સમજ એ કે આ સુખ અને દુઃખ આપણી ઈચ્છાથી પણ નહિ, પ્રયત્નથી પણ નહિ પરંતુ પૂર્વજન્મના કર્માનુસાર આવીને મળે છે. ગરીબ કુટુંબનો છોકરો વડોદરાના સયાજીરાવ ગાયકવાડ બને તે કેવળ પ્રારબ્ધાધિન જ ગણાય.

(૨) આપણે સમાન્ય રીતે જેને સુખ માનીએ છીએ તે ઈંદ્રિયજન્ય સુખ છે. એ સુખ નથી, સુખનો આભાસ માત્રછે. આવું ઈંદ્રિય દ્વારા મળતું સુખ પ્રાણીને દરેક યોનીમાં એક સરખુ મળી રહે છે. પૈસાદાર શેઠિયાને દસમણની તળાઈ પર આળોટવાથી જેટલો આનંદ મળે છે એટલો જ આનંદ ગધેડાને ઉકરડા પર આળોટવાથી મળે. ઈંદ્રને ઈંદ્રાણીથી મળતું સુખ અને કૂતરાને કૂતરીથી મળતું સુખ એક સરખું છે. આ સાચું સુખ નથી કારણ કે એ પરતંત્ર છે, બીજા ઉપર આધારિત છે. સાચું સુખ તો વ્યક્તિમાં જ રહેલું છે કારણ કે આત્મા પોતે જ આનંદ સ્વરૂપ છે. આત્મરત, આત્મક્રિડ, આત્માનંદ (નિજાનંદ) શબ્દો સાચા સુખની ઓળખ આપે છે.

(૩) અજગર કરૈ ન ચાકરી, પંછી કરૈ ન કામ,
દાસ કબિરા યું કહૈ, સબકા દાતા રામ.

(૪) આપૂર્યમાણમચલપ્રતિષ્ઠં સમુદ્રમાપઃ પ્રવિશન્તિ યદ્વત્ ।
તદ્વત્કામા યં પ્રવિશન્તિ સર્વે સ શાન્તિમાપ્નોતિ ન કામકામી ॥

અર્થ : જેવી રીતે નદીઓના પ્રવેશથી ચારે તરફ જળથી પરિપૂર્ણ સમુદ્ર ભરાતો હોવા છતાં પોતાની મર્યાદામાં અચળ અને પ્રતિષ્ઠિત રહે છે (માઝા મૂકતો નથી) તેવી જ રીતે જે મનુષ્યમાં સર્વ વિષયો વિકાર રહિત સમાઈ જાય છે તે જ મનુષ્ય પરમ શાંતિ પામે છે, નહિ કે જે વિષયોને ભોગવવા મથે છે.

(૪-એ) સુખ સમે છકી નહિ જવું, દુઃખમાં ન હિંમત હારવી,
સુખ દુઃખ સદા ટકતાં નથી, એ નીતિ ઉર ઉતારવી.

(૫) કુરંગ માતંગ પતંગ ભૃંગ-મીના હતાઃ પંચભિરેવ પંચ ।
એકઃ પ્રમાદી સ કથં ન હન્યતે યઃ સેવતે પંચભિરેવ પંચ ॥

(૬) આ દોહરો વિચારવા જેવો છે. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ પૈકી જાગૃત અવસ્થામાં સ્થૂળ દેહથી અને સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ દેહથી જીવ ભોગ ભોગવે છે. સુષુપ્તિમાં આવો દેહ સંબંધ અને ભોગ સંબંધ રહેતો નથી તેથી જીવ પરમાનંદમાં ડૂબે છે. ગાઢ ઊંઘમાં માણસને વિષયોનું જ્ઞાન રહેતું નથી તેથી તે પરમ આનંદ અનુભવે છે. પણ એ જાગૃત થતાં પાછો વિષયમાં લપટાય છે. જો જાગ્યા પછી પણ એ વિષયો છૂટી જાય તો એ મુક્તિ પામીને પરમાનંદની સ્થિતિનો અનુભવ કરે છે.

(૭) દીવાઝાળ વિષે જઈ પડે મૃત્યુ તણા પાશમાં,
એવું જંતુ પતંગિયું પણ ખરે ! મોહ્યું જુઓ રૂપમાં.

(૮) ગંધે ભૃંગ અભંદ દંગ થઈને વાસો સરોજે કીધો,
રાત્રીએ સુખ ચેનથી જઈ રહું, કીધો ખરો મનસૂબો.
ઓરે ! ભૂલ કરી ખરી, હઠ કરી, બિડાઈ ગઈ પાંખડી,
ને ભમરો ભ્રમનો ભરેલ ભૂલથી મૃત્યુ વર્યો આ ઘડી.

(૯) ૫૮ થી ૬૨ સુધીના દોહરા યાદ રાખવા જેવા છે. ધન એક સાધન છે. પરંતુ એ સાધન બીજા માટે વાપરવું જોઈએ તો જ એની સાર્થકતા છે. જે કૃપણ ધન એકઠું જ કર્યા કરે છે અને બીજાને માટે તો નહિ પણ પોતાને માટે પણ વાપરતા નથી, એવા કૃપણના ધનની અને કૃપણની બંનેની અવદશા થાય છે. એનું ધન આગમાં બળી જાય અથવા રાજા જપ્ત કરી લે અથવા ચોરો ચોરી જાય અથવા અનીતિમાન પુત્ર વેડફી નાંખે. જો પુત્ર વગર મૃત્યુ પામે તો એ કૃપણ ભૂત થાય કે સાપ થાય. આવી વ્યક્તિનું ધન આપણા ઘરમાં ના આવે એની ખાસ કાળજી રાખવી જોઈએ.

(૧૦) મોહ્યું શબ્દ વિષે કુરંગુ હરણું, તીરે હણાયું અરે !
ને સ્પર્શે સપડાઈ જાય પળમાં માતંગ-હાથી ખરે !
ના, ના છે રસ ના છતાંય રસના રાતી રહે રંગમાં,
કંઠે શૂળ સમૂળગી ગઈ ખૂંચી રે ! રે ! મીનના અંગમાં.

જીભમાં હાડકું હોતું નથી એટલે એ લૂલી છે. એને જેમ વાળીએ તેમ વળે. જીભ એ બધી ઈન્દ્રિયોની મુખ્ય સ્વીચ (Main Switch) છે. જેવું અન્ન તેવું મન અને અન્ન તેવો ઓડકાર એ કહેવત ધ્યાનમાં રાખી સાધકે ગમે ત્યાં, ગમે તેના હાથનું, ગમે તેવું, ગમે તેટલું, ગમે ત્યારે ન ખાવું જોઈએ. જીભને વશ કરવી એટલે ખાવાની બાબતમાં અને બોલવાની બાબતમાં પણ.

મિતાહારી થવું અને સાત્ત્વિક ખોરાક લેવો એવું તો ગીતા પણ પુકારીને કહે છે.

**<u>અધ્યાય-૫૫ :-</u>**

યોગીવર દત્ત દિગંબર ફરી પાછા બોલ્યા કે હે યદુ ! વેશ્યા પાસેથી મને જે બોધ મળ્યો તે તું સાંભળ. (૧). જે એક પુરુષ સાથે લગ્ન નથી કરતી પરંતુ પૈસાના લોભથી જે રોજ રોજ નવો ધણી કરે તેને વેશ્યા (વારસ્ત્રી) કહેવામાં આવે છે. એ (વેશ્યા) ખરેખર ! કાળી નાગણ છે જે હસીને કરડે છે. (૨-૩). એ તદ્દન લંપટ હોવાથી અને સ્વપ્નમાં પણ લજ્જા એટલે શું તેની સમજ નથી. પવિત્રતા શું છે તે જાણતી નથી અને દુરાચારની ખાણ છે. (૪). જે માનવી આંધળો ભીંત થઈને એવી વેશ્યાને વશ થાય છે તે બન્ને જગ્યાએથી ભ્રષ્ટ થાય છે અને તેનું અધઃપતન થાય છે. (૫).

પહેલાનાં સમયમાં વિદેહ નગરમાં પિંગલા નામની એક રતિ (કામદેવની પત્ની) જેવી અતિ સુંદર વેશ્યા હતી. (૬). સોનાની વેલની જેવી એની કોમળ કાયા હતી, ચંદ્ર જેવું મુખારવિંદ હતું, હરણના જેવી આંખો હતી અને એકદમ યુવાન હતી. (૭). એનું આવું અનુપમ સૌંદર્ય જોતાંવેત (જોતાંની સાથે) જ શ્રીમંત પુરુષ હોય કે કંજૂસ પુરુષ હોય પણ કામબાણથી વીંધાઈ જતો. (૮). કેટલાયે કામી (લંપટ) લોકોની બુદ્ધિ બગડી અને રોજ રોજ નવા પુરુષો આવીને એના મોહપાશમાં સપડાતા હતા. (૯). નૃત્ય અને સંગીતથી તેમને મુગ્ધ કરીને નેત્ર કટાક્ષથી તેમને વીંધીને પોતાને વશ કરી લેતી હતી. પુરુષ જેવો ફસાય તેવો જ એનાં ધન અને યુવાની બંને ખંખેરી લેતી અને પછી એને નિચોવીને, ખાલી ખોખું કરીને કાઢી મૂકતી. (૧૦-૧૧).

આમ છતાં વેશ્યા મનથી તૃપ્ત થતી ન હતી. નસીબજોગે એક દિવસ ત્યાં (એની પાસે) કોઈ આવ્યું નહિ. (૧૨). સોળે શણગાર સજીને એ બારણા પાસે ઊભી રહી અને શોખીનને જોઈને આંખના ઉલાળા (કટાક્ષ) કરતી હતી. (૧૩). એ (વેશ્યા) આમ તેમ આઘી પાછી થતી હતી, છતાં પણ કોઈ આવ્યું નહિ, છેવટે મનમાં નિરાશ થઈ ગઈ. (૧૪). પથારીમાં જઈને પડી પરંતુ ઊંઘ આવી નહિ. સદ્નસીબે એના મનમાં વિવેક જાગ્યો. (૧૫).

એ વૈરાગ્યયુક્ત થઈને મનમાં વિચારવા લાગી કે મારા જેવી કમભાગી અને દુરાચારિણી સ્ત્રી આ જગતમાં બીજી કોઈ નથી. (૧૬). અરેરે ! મને ધિક્કાર છે ! કેવળ દ્રવ્યના લોભે, આંધળી થઈને મેં મારું આ શરીર અનેક લોકોને અર્પણ કર્યું ! (૧૭). રત્ન સમાન આ માનવદેહ પામીને મેં પુણ્યનું એક પણ કામ કર્યું નથી. માટે હે મન ! હવે પસ્તાવો કરી, પૂર્વના દુર્ગુણો છોડીને સાવધાન થઈ જા. (૧૮-૧૯). આ વિશ્વના આધારરૂપ મહેશ જે સઘળે વ્યાપી રહ્યો છે તેની સાથે જો સંબંધ બાંધ્યો હોત તો કોઈ દિવસ આવો કલેશ કરવાનો દિવસ આવત નહિ. (૨૦). એવા અવિનાશી પતિને છોડીને હું નશ્વર અને ગમાર પતિને ઈચ્છું છું. અરે ! મને ધિક્કાર હો ! આ શરીરને ધિક્કાર હો ! અરે ! સાચે જ આ તૃષ્ણાને પણ ધિક્કાર હો ! (૨૧). મનમાં આવું વિચારને કહેવા લાગી કે હે પતિતોદ્ધારક દેવ ! હું મારા ખરાબ કૃત્યોની માફી માગું છું. (૨૨). હે પ્રભુ ! હું હવે તારી જ સ્ત્રી છું. તારા વિના હવે હું બીજા કોઈની સાથે આનંદ મેળવવા સંબંધ નહિ રાખું એવું મેં મનથી દઢપણે નક્કી કર્યું છે. (૨૩). આવું કહીને પછી પ્રભુનું ચિંતન કરતાં તે પિંગળા આશા ત્યજીને તરત જ નિદ્રાધીન થઈ ગઈ. (૨૪).

જ્યાં સુધી મનમાં આશા હોય છે ત્યાં સુધી સ્વસ્થ ઊંઘ આવતી નથી. હંમેશાં નિરાશામાં જ સુખ છે એવું જાણીને હું આનંદમાં પડી રહું છું. હે રાજા ! વેશ્યા પાસેથી આ અમૂલ્ય ઉપદેશ (બોધ) મને મળ્યો છે.(૨૫-૨૬).

જેમ આશા એ દુઃખનું મૂળ છે તે જ રીતે વસ્તુનો સંગ્રહ કરવો એ પણ દુઃખનું મૂળ છે એવું મેં અઢારમી ગુરુ ટિટોડી પાસેથી જાણ્યું. (૨૭). એક દિવસ પાંચ-પચીસ ટિટોડીઓ ભેગી થઈ અને મહેનત કરીને ક્યાંકથી ખાવા માટે માંસ લઈ આવી. (૨૮). બધી ટિટોડીઓએ સરખે ભાગે વહેંચી લીધું પછી એક સિવાયની બધી જ ટિટોડીઓ તરત જ (માંસ) ખાઈ ગઈ. પરંતુ તેમાંથી એક ટિટોડીએ તે ન ખાતાં સંઘરી રાખ્યું. (૨૯). એના ભાગનું માંસ એની પાસે જોઈને, બીજી ટિટોડીઓએ કહ્યું કે તેં આ માંસ ચોરી છૂપીથી રાખ્યું છે એટલે અમોને પણ આપ. (૩૦). પેલીએ કહ્યું કે આ તો મારા ભાગનું છે પણ કોઈ સાંભળવા તૈયાર ન હતું. બધીએ પેલીને ચાંચો મારી મારીને બેહાલ કરી નાંખી. (૩૧). આ બાજુ એ એકલી હતી અને બીજી બાજુ બાકીની બધી હતી. એટલે એનું કંઈ જોર ચાલે એમ હતું નહિ. એણે વિચાર્યું કે નકામો માર ખાઈ ખાઈને શું કામ પ્રાણ ગુમાવવા ? (૩૨). મનમાં એવું વિચારીને એણે પોતાની ચાંચમાંથી માંસ છોડી દીધું અને પરિણામે મોતથી બચી ગઈ. (૩૩).

આવું જોઈને મેં મનોમન દઢ નિશ્ચર્ય કર્યો કે સંગ્રહ એ જ દુઃખનું મૂળ હોવાથી સમજુ માણસે દરેક પ્રકારે સંગ્રહ ત્યજી દઈને, અગ્નિની જેમ જે કાંઈ આવીને મળે તેમાં સંતોષ માનીને સુખેથી રહેવું. (૩૪-૩૫). સંગ્રહ કરનારનું મન હંમેશાં સંઘરેલી વસ્તુમાં જ રહેતું હોવાથી સ્થિર ધ્યાન કરી શકતો નથી. (૩૬). હે રાજા !

આ રીતે વિવેકબુદ્ધિથી સંગ્રહવૃત્તિનો ત્યાગ કરીને હંમેશાં નિષ્કામ થઈને અપરિગ્રહવૃત્તિથી રહેવું, એવું હું ટિટોડી પાસેથી શીખ્યો. ઓગણીસમા ગુરુ બાળક વિષે તું આગળ ઉપર સાંભળ. (૩૭-૩૮). બાળક પોતાની મસ્તી (નિજાનંદ)માં મોજથી ધૂળમાં રમે છે. એ કાદવ-કીચડ કે સુગંધ, પરિમલ એવું કંઈ જાણતો નથી. (એને મન બધું સરખું જ છે.) (૩૯). કોઈ એનો સત્કાર કરે અથવા કોઈ એનો તિરસ્કાર કરે તો પણ એ બાલારાજા મનમાં ઉદાસ (દુઃખી) થતો નથી. (૪૦). એ દોરડું અને સાપને ઓળખતો ન હોવાથી એ ચિંતા-દુઃખ કરતો નથી. એ પાપ કે પુણ્ય જાણતો નથી અને એનામાં લપટાતો નથી. (૪૧). એને સુકાળ કે દુષ્કાળ કશાની ચિંતા નથી. ઘરમાં કઈ વસ્તુ ખૂટી ગઈ છે ? કે કઈ વસ્તુ નથી ? કે કઈ રીતે એ મળે ? એવી કોઈ ચિંતા એને ક્યારેય પણ સ્પર્શતી નથી. એ તો સારા-માઠા પ્રસંગોમાં હંમેશાં નિર્વિકાર (તટસ્થ) થઈને જ રહે છે ! (૪૨-૪૩). ખરેખર હમણાં જ મૃત્યુ થશે અથવા આફત આવી પડશે કે જગતમાં બેઆબરૂ થવાશે એવી કોઈ ચિંતા કરતો નથી. (૪૪). કેવી રીતે પૈસા મેળવું અને એને કઈ રીતે સાચવું ? અને ઘરના બધાનું સુખથી પાલનપોષણ કેવી રીતે થશે એવી કોઈ ચિંતા એ કરતો નથી. એ બાળક તદ્દન નિષ્કામ હોવાથી હંમેશાં નિશ્ચિંત થઈને મોજથી એકલો આમ રમ્યા કરે છે. (૪૫-૪૬).

મારું-તારું એવું જાણતો નથી. બધું એક સરખું ગણે છે. ભૂખ લાગે ત્યારે જે કંઈ મળે તે ખાઈ લે છે. (૪૭). હે રાજા ! આ રીતે જગતમાં જીવતાં માનવી ક્યાયે લેપાતો નથી અને વ્યક્તિ સહજતાપૂર્વક પોતે અંતર્નિષ્ઠ બની જાય છે. (૪૮). **માયામય આ સંસારમાં કોણ કોનું છે અને કોણ કોનો પરિવાર છે ? ક્યાં અને કોનું ઘરબાર છે ? આ સંસાર એ સાર વગરનું સ્વપ્ન છે.** (૪૯). હે રાજા ! આ ચિંતાભર્યા બજાર (હાટ)માં ચિંતા વગર બીજું શું મળે એ તું મનમાં વિચારીને પછી બોલ. (૫૦). કેવી રીતે મિષ્ટાન મળે ? કેવી રીતે લોક ચાહના મળે ? આ આફત કેવી રીતે દૂર થશે ? ધન ધાન્યનો સારો પાક કેવી રીતે થશે ? કેવી રીતે રાતો રાત લોક પ્રસિદ્ધિ મળે ? અને **બધે મારી ક્યારે વાહ વાહ થાય એવી ચિંતામાં જે હંમેશાં જીવે છે તે દુઃખી (વ્યાકુળ) થાય છે અને એ સો વર્ષ સુધી શાસ્ત્ર શ્રવણ કરે તો પણ એને જપ વળતો નથી અને એ રીતે એની વૃત્તિ કદી પણ અંતર્મુખ થતી નથી.** હે રાજા ! બાળક પાસેથી આવું શીખીને, માન-અપમાન ત્યજીને, બાળકની જેમ ચિંતા છોડીને, નિજાનંદમાં નિર્ભય થઈને સદા પડી રહું છું એ વાત તું જાણી લે. (૫૧-૫૫). આવો અનુભવ લેવા માટે સતત અભ્યાસ કરવો જોઈએ પરંતુ એ સાધન એકાંત વિના કરવું શક્ય નથી. (૫૬).

કુમારી કન્યાનાં કંકણને વીસમો ગુરુ કરીને મેં આ મહાન તત્ત્વજ્ઞાન મેળવ્યું છે. એ તું નિશ્ચિતપણે જાણ. (૫૭). એક દૂર ગામમાં મારો એક મુકામ હતો. એક બ્રાહ્મણના ઘરમાં મેં એક અચરજ (કૌતુક) જોયું. (૫૮). પરણવા લાયક કન્યાને ઘરમાં એકલી મૂકીને માતા પિતા કોઈ કામ માટે બીજે ગામ ગયા હતા. (૫૯). એ ગરીબના ઘરે ત્યારે મહેમાનો આવ્યા. કન્યાએ જોયું તો પૂરતા પ્રમાણમાં ઘરમાં ચોખા ન હતા. (૬૦). હવે હું કેવી રીતે રાંધું ? એવું વિચારીને એ તરત જ ડાંગર ખાંડવા બેઠી. (૬૧). ઘરના અંદરના ભાગમાં એ ખાંડતી હતી ત્યારે બંગડીઓ (કંકણ) ખખડતી હતી. આ અવાજથી આબરૂ જશે એવું જાણીને ડાહી કન્યાએ દરેક હાથમાં બે બે બંગડી રાખીને, બાકીની બંગડી કાઢી નાંખી. આમ કરવા છતાં અવાજ તદ્દન બંધ થયો નહિ. (૬૨-૬૩). આ જોઈને બંને હાથમાં માત્ર એક એક બંગડી જ રાખીને બીજી કાઢીને બહાર મૂકી દીધી ત્યારે અવાજ તદ્દન બંધ થયો. (૬૪). પછી આનંદથી એકદમ ઝડપથી ડાંગર ખાંડીને, રાંધીને મહેમાનને પ્રેમથી પીરસ્યું. (૬૫). આ જોઈને મેં કંકણ પાસેથી એવું જ્ઞાન મેળવ્યું કે બહુ માણસો એકઠાં થવાથી સાચે જ કલહ (ઝઘડા) થાય છે. (૬૬). બે જ જણાં રહીએ તો પણ વાતચીતમાં બધો વખત નકામો વહી જાય છે અને ધ્યાન થતું નથી. (૬૭). એનાથી વૃત્તિમાં ખલેલ પડે છે અને પ્રમાદ પેસી જાય છે. માટે **મુમુક્ષુએ હંમેશાં સંગનો ત્યાગ કરવો.** (૬૮). **એકલા રહીને પ્રયત્નપૂર્વક સાધન કરવું.** હે રાજા ! આ જ્ઞાન મેં કંકણ પાસેથી મેળવ્યું. (૬૯).

આગળ ઉપર મેં સાપને એકવીસમો ગુરુ કર્યો અને સ્થાનનું અભિમાન ત્યજીને હું આનંદથી રહું છું. (૭૦). કોઈ એક જ સ્થળે સાપ કદી પણ રહેતો નથી. એટલું જ નહિ પણ બે સાપ સાથે ફરતા નથી. આ રીતે સાવધાનીથી રહેવું અને લોકોને આપણી હાજરીનો ખ્યાલ ના આવે એ રીતે વર્તવું. (જીવવું). નહિતર લોકો આવીને રોજ હેરાન પરેશાન કરે. (૭૧-૭૨). યોગીવરની જેમ બે સાપ સાથે રહેતા નથી. અવાજ કર્યા વગર ફરે છે અને હંમેશાં એકલા અને સાવધ છે. (૭૩). ફાવે તેના ઘરમાં મોજથી પડી રહે છે. એ કદી પણ પોતાનું ઘર બાંધતો નથી અને ગુફામાં રહે છે. (૭૪). એની નજરે ચઢે એ રીતે સાપ ફરતો નથી, પ્રમાદ શું તે જાણતો નથી અને કારણ વગર કોઈને કરડતો નથી. ૪ (૭૫).

એ જ રીતે મુમુક્ષુએ પણ સાવધાનીપૂર્વક રહેવું. બે મુમુક્ષુએ સાથે રહેવું નહિ. (૭૬). કોઈના પર ક્રોધ કરવો નહિ. માપસર (ખપ પૂરતું) જ બોલવું અને કોઈની સાથે વિતંડાવાદમાં નાહકનું પડવું નહિ. ૫ (૭૭). હંમેશ માટે વિચારપૂર્વક બોલવું. મઠ-આશ્રમ વગેરે બાંધવા નહિ અને સિદ્ધ સ્થાનમાં હંમેશાં (પડ્યા) રહેવું. (૭૮). ઝૂંપડી (કુટિર) બાંધતાં પણ અહંકાર વધે છે અને મમતા વધતાં આખરે મોહમાં ફસાય છે (૭૯). કોઈને પોતાના ગુણની ખબર પડવા દેવી નહિ અને સભા વગેરે કરીને કદી ભાષણો કરવાં નહિ. (૮૦).

આ દેહને ક્ષણભંગુર સમજી, ઈશ્વરના ધ્યાનમાં હંમેશાં ડૂબેલા (મગ્ન) રહીને આ જીવનને સાર્થક કરવું. (૮૧). શાસન સિદ્ધિ મેળવી, શ્વાસ ઉપર વિજય મેળવી, ખંતપૂર્વક વૃત્તિને એકાગ્ર કરવાથી જ હે રાજા ! ધ્યાન ધરી શકાય છે. (૮૨). હે રાજા ! આ વાત હું બાણ બનાવનાર પાસેથી શીખ્યો. એ ખરેખર મારો બાવીસમો ગુરુ છે. (૮૩). ચિત્ત તેનું બાણ ઘડવામાં સ્થિર અને આસન પણ નિશ્ચલ અને એ રીતે એ એનું કાર્ય કરવામાં મંડેલો રહેતો ત્યારે બીજા કશાનું એને ભાન રહેતું નહિ. (૮૪). એક પર એક બાણ ઝડપથી તૈયાર કરતો રહે ત્યારે આંખ પણ ઊંચી કરે નહિ. ખરેખર ! એ શરકાર (બાણ બનાવનાર) ને ધન્ય છે. (૮૫). રસ્તા ઉપરથી રાજાની સવારી વાજતે ગાજતે જતી હતી. જોરથી વાજિંત્રો વાગતાં હતાં છતાં એની એને કાંઈ ખબર પડી નહિ. (૮૬). નૃત્ય, ગીત, જય હો ! જય હો ! એવો જયકારનો ખૂબ શોરબકોર થતો હતો. તો પણ એની (શરકારની) વૃત્તિ બીજે ખસતી ન હતી. (૮૭). કોઈએ તેને પૂછ્યું કે કેમ શરકાર ! આજે રાજાની સવારી જોઈ કે ? તો એણે કહ્યું કે હું તો બાણ તૈયાર કરવામાં એવો મશગૂલ હતો કે મને તો કાંઈ ખબર પડી જ નહિ ! આ સાંભળીને બધાને ખૂબ આશ્ચર્ય થતું પણ એની રીત સમજાતી નહિ ! (૮૮-૮૯).

આ રીતે યોગીએ પણ પ્રયત્નપૂર્વક આસન સિદ્ધ કરીને, શ્વાસ ઉપર વિજય મેળવીને, લક્ષ્યમાં વૃત્તિ રાખીને, દ્વૈત ભૂલીને અંતરમાં ધ્યાનસ્થ થવું જેથી એ સ્વરૂપમાં મન ચોક્કસ તદાકાર થાય જ. (૯૦-૯૧). શ્વાસ ઉપર વિજય (કાબૂ) મેળવ્યા પછી ધીમે ધીમે મન ઉપર પણ વિજય મેળવાય છે. પરિણામે ધ્યાનમાં વિઘ્નો આવતાં નથી. એમ છતાં ભાગ્યવશાત્ જો ત્યાં વૃત્તિ ના ઠરે તો સગુણ સ્વરૂપમાં વૃત્તિને સુસ્થિર કરતાં એ સારી રીતે લીન થશે. (૯૨-૯૩). ત્યાર પછી વિષયનું સ્મરણ થવા છતાં પણ વૃત્તિ ચલાયમાન થશે નહિ અને અલૌકિક દૃશ્યનાં દર્શનથી વૃત્તિ પણ બહાર જશે નહિ કે ઊંઘમાં પણ નહિ પડે. પરંતુ સ્વરૂપમાં જ લીન થશે. સત્ત્વગુણનો પ્રકાશ વધવાથી રજસ અને તમસ ક્ષીણ થઈ જશે. (૯૪-૯૫). જેમ અગ્નિમાં પડીને લાકડું પણ અગ્નિમય થઈ જાય છે તેમ ધ્યાનથી ચિત્ત પણ તન્મય થશે. (૯૬).

જે જેનું ધ્યાન કરે છે તે તે સ્વરૂપમાં એકાગ્ર થઈ જાય છે, એવું મેં ત્રેવીસમા ગુરુ ભમરી (પેશસ્કાર) થી જાણ્યું. (૯૭). માટીનું ઘર બનાવી, એમાં કીડાને લાવીને, એને ત્યાં રાખીને પછી ભમરી એને ડંખ મારે છે. (૯૮). કીડો પોતાનું મૂળ સ્વરૂપ ભૂલીને બીકનો માર્યો ભમરીનું ચિંતન કરતાં કરતાં પોતે ભમરી બની જાય છે. (૯૯). એ જ રીતે પોતાના પહેલાંના વર્ણનું અને આશ્રમનું અભિમાન ત્યજી દઈને ઈશ્વરનું ધ્યાન ધરતાં જીવ

પોતે જ ઈશ્વર બને છે એમ તું માન. (૧૦૦). કીડો તો ભમરીથી જુદી જાતિનો હોવા છતાં એનું ધ્યાન ધરતાં સ્વયં ભમરી બની જતો હોય તો જીવ તો બ્રહ્મરૂપ જ છે તેથી બ્રહ્મનું ધ્યાન ધરવાથી, બ્રહ્મ અને આત્માના ઐક્યપણાના જ્ઞાનથી સ્વયં બ્રહ્મ થઈ જાય તો એમાં શું નવાઈ ? (૧૦૧-૧૦૨). **પ્રેમથી, દ્વેષથી કે બીકના માર્યા પણ ઈશ્વરનું ધ્યાન કરવાથી જીવ સ્વયં ઈશ્વર બની જાય છે એમાં તું શંકા કરીશ નહિ. (૧૦૩).** આ હું ભમરી પાસેથી શીખ્યો. કરોળિયાને ચોવીસમો ગુરુ કરીને મેં અદ્વૈતામૃતનું પાન કર્યું. (૧૦૪).

કરોળિયો પોતાની નાભિ (ડૂંટી) માંથી તાંતણો ઉત્પન્ન કરીને, એનું જાળું ગૂંથીને પછી એમાં પોતે બધે હરે ફરે (રમે) છે. વળી પાછું એ જ જાળું પોતાની ઈચ્છાથી પોતાની નાભિમાં જ સમાવી દઈને (ગળી જઈને) એકલો સ્વતંત્ર રીતે ક્રીડે (રમે) છે તે રીતે ઈશ્વર પણ પોતાની ઈચ્છામાત્રથી આ જડ-ચેતન વિશ્વની રચના કરી તેમાં સ્વતંત્ર રીતે વિહરે છે અને આખરે પોતાની જ ઈચ્છાથી પોતામાં બધું લય (લીન) કરીને એ ત્રિગુણથી પર એવો એકદમ શુદ્ધ (નિરામય) એકલો જ રમે છે. ૭ (૧૦૫-૧૦૮).

ઈશ્વર અન્ય સાધનની મદદ લીધા વગર કેવળ દૃષ્ટિ (ઈક્ષણ) માત્રથી (આ વિશ્વની) રચના કરે છે અને છેવટે પોતાની કાળ શક્તિથી એ બધાનો સંહાર (લય) પણ કરે છે. (૧૦૯). આદિ (શરૂઆતમાં) અને અંતમાં એ એક માત્ર જ છે અને વચ્ચે (મધ્યમાં) એ વિશ્વાધાર સત્ત્વ, રજસ અને તમસથી સ્વતંત્રપણે વિહાર કરે છે. (૧૧૦). જગતની ઉત્પત્તિનું કારણ આ ત્રિગુણ (ત્રિગુણી માયા) છે જ્યારે વિભુ તો અકર્તા છે. એ જગન્નાટકીને બધું ખાવા છતાં હંમેશનો ભૂખ્યો માન. (૧૧૧). પ્રલય સમયે પ્રાણીમાત્રની વાસનાનો નાશ થતો ન હોવાથી, જ્યારે એ વાસના ફળ આપવા તૈયાર થાય છે ત્યારે વિભુ વિશ્વનું સર્જન કરે છે. (૧૧૨).

પોતાના મનોરથ પ્રમાણે ત્રણ ગુણવાળી માયાનું સર્જન કરીને એ વિના પ્રયત્ને સંકલ્પ માત્રથી પહેલાંની જેમ વિશ્વની રચના કરે છે, પાલન કરે છે અને એનો સંહાર કરે છે. આ એની કેવળ લીલા જ છે. (૧૧૩-૧૧૪). એ અજ અને અક્ષયને તેથી આ બંધનકર્તા થતું નથી. સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા સર્વવ્યાપક છે.(૧૧૫). આ સમગ્ર વિશ્વ માયાએ રચ્યું છે અને એ નામ તથા રૂપવાળું છે. એ મૂળે (ભૂતકાળમાં) હતું નહિ અને (ભવિષ્યમાં) રહેશે પણ નહિ પરંતુ વચ્ચે ભાસે છે. (૧૧૬). આ વ્યાપક આત્મા એવું બ્રહ્મ જ આ વિશ્વનું ઉપાદાન અને નિમિત્તકારણ છે. એ બ્રહ્મ હું પોતે જ છું એવું જાણતાં બધી રીતે મન શાંત થાય છે. (૧૧૭).

આ રીતે ચોવીસ ગુરુ કરીને આ જાણવાનું અતિ મુશ્કેલ એવું નિર્વિકલ્પ પરબ્રહ્મ એ હું જ છું એવો મેં સુબોધ ગ્રહણ કર્યો. (૧૧૮). આ સૂક્ષ્મ જ્ઞાન (બોધ) વૈરાગ્ય વગર મનમાં ઠસતું નથી. એવું જાણીને મેં આ દેહને ગુરુ માનીને હું જે શીખ્યો તે હે રાજા ! હું તને કહું છું તે તું સાંભળ. લોકો દેહને નાહકનો 'મારો-મારો' કહે છે. (૧૧૯-૧૨૦). માતા પિતાના મેલથી નિર્માણ થતો આ દેહ અમંગલ (ગંદો) છે અને એને ઊડી જતાં (નાશ થતાં) વાર લાગતી નથી. (૧૨૧). આવા દેહને ધારણ કરતાં શરમ આવે એવું છે માટે સૂક્ષ્મ વિચાર (જ્ઞાન)થી સાવધાન થવું. (૧૨૨). એને ભાડેથી લાવેલી ગાડી જેવો માની એને ખુપ પૂરતું (જરૂર પૂરતું) અન્ન (ખાવાનું) આપીને એને ઈશ્વર પ્રાપ્તિનું સાધન બનાવવું. નહિ તો છેવટે પશ્ચાતાપે માણસ મનમાં બળી બળીને ખાખ થઈ જશે. (અનહદ પસ્તાવો થશે.) (૧૨૩-૧૨૪).

એને બચાવવાના લાખો પ્રયત્ન કરવા છતાં એ દેહ જેમ ઝાડ બીજને જમીનમાં છોડીને મરે (પડે) છે તેમ એ વાસના રાખીને મરે છે. (૧૨૫). વનસ્પતિ (ઉદ્‌ભિજ્જની) હંમેશાં બીજને છોડીને જ મરે છે તેથી એ બીજમાંથી પાછાં વૃક્ષો થાય છે તેમ આ શરીર પણ વિવિધ પ્રકારની વાસના મૂકીને મરે છે અને એ વાસના ફળ આપવા તૈયાર (ફલોન્મુખ) થતાં ફરી ફરીથી શરીરનું નિર્માણ કરે છે. (૧૨૬-૧૨૭). હે રાજા ! એને ત્રિવિધતાપનું મૂળ જાણીને દેહાભિમાન ત્યજીને સ્થિર મનથી જીવું (વર્તુ) છું. (૧૨૮). **જ્ઞાનાગ્નિથી વાસનાબીજ બાળીને અને**

**આ શરીર પ્રારબ્ધને સોંપીને હું શંકા કર્યા વગર રહું છું.** (૧૨૯). હું નિજાનંદમાં હંમેશાં મગ્ન રહું છું અને મારા આત્માને બધામાં અને બધાને મારા આત્મામાં જોઈને તદ્દન નિર્ભય થઈને રહું છું. (૧૩૦). આ અગાધ (ઊંડું) જ્ઞાન સાંભળીને સાવધાન થયેલા યદુએ મનમાં વિચાર્યું કે માનો ના માનો, પણ આ મારા ઈષ્ટદેવ દત્ત જ છે. આ રીતે જાણીને (વિચારીને) દંભ વગેરેનો ત્યાગ કરીને ભાવપૂર્વક વંદન કર્યાં. (૧૩૧-૧૩૨). અજ્ઞાનનો નાશ થતાં ક્યાંયે દ્વૈતભાવ રહ્યો નહિ (અદ્વૈત ભાવ થયો) અને બોલ્યો કે હે પ્રભુ ! હું ખરેખર પાવન થઈ ગયો અને મને બીજી કોઈ ઈચ્છા નથી. (૧૩૩).

આ જડ ચેતનમાં બધે તું જ વ્યાપેલો છે એવું નિશ્ચયપૂર્વક જાણીને આ વિશ્વ એ તારું જ સ્વરૂપ છે એમ માનીને ભાવપૂર્વક એની અર્ચના કરું છું. ૮ (૧૩૪). આમ બોલીને યદુ વારંવાર વંદન કરવા લાગ્યો. એટલે એના માથા ઉપર વરદ હસ્ત મૂકીને દત્તપ્રભુ અંતર્ધાન થઈ ગયા. (૧૩૫).

## પાદટીપ

<u>અધ્યાય-૫૫ :-</u>

(૧) આશા મોટું દુઃખ છે, સુખ નિરાશામાંહ્ય,
આશા તજી પિંગલા ગઈ જુઓ પ્રભુધામમાંહ્ય.

આનાથી વિરુદ્ધ ભાવના દર્શાવતો પણ આશા ઉપર શ્લોક છે તે જાણ પૂરતું.

આશા નામ મનુષ્યાણાં કાચિત્ આશ્ચર્યશૃંખલા ।
યયા બદ્ધા પ્રધાવન્તિ મુક્તાસ્તિષ્ઠન્તિ પંગુવત્ ॥

આશા નામની કોઈ આશ્ચર્યકારક બેડી (સાંકળ) છે. એનાથી જે બંધાયા છે (જેના પગમાં બેડી છે) તે દોડે છે અને એનાથી મુક્ત છે તે પાંગળાની જેમ ઊભા છે.

(૨) આ જગત ચિંતાના વેપારવાળું બજાર છે. એટલે કે એમાં જે કોઈ વેચવા બેઠો છે તે નાની કે મોટી ચિંતાના પડીકાં જ વેચવા બેઠો છે. એટલે એ બજારમાંથી જે કાંઈ ખરીદો તેમાં ચિંતા સિવાય બીજું શું હોય ? જગતના બધા વ્યવહારો આખરે ચિંતા જન્માવનારા હોય છે.

(૩) દોહરા ૫૪ થી ૫૬ ખૂબ મહત્ત્વના છે. બહારની કરેલી બધી જ પ્રવૃત્તિ વ્યક્તિના મનને ચંચળ કરે છે. ગમે ત્યારે પણ વૃત્તિ અંતર્મુખ કર્યા વગર છૂટકો જ નથી. અંતર્નિષ્ઠ થવાથી જ સ્વરૂપાનંદની પ્રાપ્તિ તરફ ગતિ થઈ શકે, પરંતુ નિજાનંદને માણીને નિર્ભય થવા માટે એકાંતમાં સતત અભ્યાસ કરવાનું જરૂરી બને છે.

પ્રભુ પરખ્યા હૃદે જેણે, ફરે ભમતો જગે શાને ?
પીધું આકંઠ અમૃત તે કરે કાંજી વૃથા શાને ?

(અવધૂતી આનંદ)

(૪) સાપનું નામ ક્ષેત્રપાળ છે. સાપ ના હોત તો આપણા હાથમાં આ પક્ષીઓ કદાચ અનાજ આવવા પણ ના દેત. બધા સાપ ઝેરી હોતા નથી અને સાપ ઉપર આપણો પગ પડે તો જ એ સ્વરક્ષણાર્થે ડંખ મારે છે. જો આપણે સાપને હેરાન ન કરીએ તો એ ડંખ મારતો નથી. આપણા પગ પરથી સાપ પસાર થતો હોય પણ જો આપણે હલન ચલન ન કરીએ તો એ કરડ્યા વિના જતો રહે છે. આની સરખામણીમાં માણસ વધારે ખતરનાક છે.

આગળ કરડે કૂતરું, પાછળ કરડે વાઘ,
વિશ્વાસે કરડે વાણિયો, દબાયો કરડે નાગ.

(૫) દોહરા ૭૬ અને ૭૭ સાવધાન કરે છે. બે ભાગ થાય તો વાત (વાદ), ચાર ભાગ થાય તો વિવાદ અને એથી વધુ ભાગો થાય તો વિતંડાવાદ એ ખરાબ વસ્તુ છે અને એમાં સંબંધો બગડે જ છે. એટલે ખોટી ચર્ચામાં પડવું નહિ.

વધે વાદ વાદે જ એ વેર ઝાળ,
બળે ઝાળમાં પ્રેમનો તંતુ ભાળ.

(૬) આને કીટ ભ્રમરા ન્યાય કહે છે. ભમરીનું ભયથી સતત ચિંતન કર્યા કરવાથી કીડો પણ ભમરી બની જાય છે તો ભગવાનનું પ્રેમથી ચિંતન કરવાથી જીવ શિવ બને તેમાં શી નવાઈ ? (ભયથી ચિંતન કરે, તેના કરતાં પ્રેમથી ચિંતન કરે તો જીવ શિવ થાય જ.)

કૃષ્ણ કૃષ્ણ કરતાં થઈ ગોપી કૃષ્ણસ્વરૂપ,
ગુરુ ગુરુ કરતાં શિષ્યનું રહે ન પૂર્વસ્વરૂપ.

(ઉપનાસના કાંડ. અ.૧૦૬/દો.૨)

હરિ હરિ ગાતાં રે, હરિજન હરિ થયા,
નિર્ગુણ ધ્યાતાં રે; ગુણીતાત પોતે થયા.

(અવધૂતી આનંદ)

(૭) આ જગતનું સર્જન કરનાર કોણ ? ઈશ્વર. શામાંથી સર્જન કરે છે ? પોતાનામાંથી. ઉપાદાન કારણ પણ ઈશ્વર અને નિમિત્ત કારણ પણ ઈશ્વર. કરોળિયા સિવાય બીજાં જંતુ કે પક્ષી પોતે પોતાનો માળો બનાવે છે તે બીજાં સાધનોની મદદથી બનાવે છે. દા.ત. કબૂતરનો માળો. પરંતુ કરોળિયો પોતાના શરીરની અંદરથી જ તંતુ કાઢીને જાળું (પોતાનો માળો) બનાવે છે.

કરોળિયા પોતે જાળમાં બધે ફરી શકે છે પણ માખી, મચ્છર કે અન્ય જીવડું માળાને સ્પર્શ કરતાં તેમાં ફસાઈ જાય છે. જે વિશ્વમાં જીવ ફસાય છે તેમાં શિવ બધે ફરી શકે છે.

મુજમેં તુજમેં બસ ભેદ યહી, મૈં નર હૂં તુમ નારાયણ હો ।
મૈં હૂં સંસાર કે હાથોંમેં, સંસાર તુમ્હારે હાથોં મેં ॥

(અબ સોંપદિયા ઈસ જીવનકા--- ભજન)

(૮) વિશ્વમાં બધે જ ભગવાન જ વ્યાપીને રહેલો છે. એ એક વિધાયક વિચારધારા છે. જગતની બધી વ્યક્તિ અને બધી વસ્તુને ભગવદ્ સ્વરૂપ માનીને વર્તન કરવું. એની સેવા એ જ અર્ચના છે.

સીય રામમય સબ જગ જાની ।
કરઉં પ્રનામ જોરિ જુગ પાની ॥

(તુલસીકૃત રામાયણ બાલકાંડ દો.૭ / ચૌ.૨)

જગતનું સર્જન કરી દરેકમાં દાખલ (વિશ્) થયેલું તત્ત્વ તે જ વિષ્ણુ.

વાંચ વાંચ વિશ્વ-ગ્રંથ, વાંચવા જો ચાહના;
વાંચવું ન અન રહે, મીટે સમૂળ વાંછના !

(અવધૂતી આનંદ)

# દત્તાત્રેય ભગવાનના ૨૪ ગુરુ અને તેમના ગુણ

| અનુક્રમ | ગુરુનું નામ | ગુણ |
|---|---|---|
| ૧. | પૃથ્વી | સહનશીલતા. ઉપગુરુ : વૃક્ષ અને પર્વત. |
| ૨. | વાયુ | નિર્લેપતા. |
| ૩. | આકાશ | આત્મા નિર્વિકાર, નિશ્ચલ એક અને અખંડ છે. |
| ૪. | જળ | હળીમળીને રહેવાનું અને ભળી જવાનું. |
| ૫. | અગ્નિ | જે કાંઈ મળે તે લિપ્ત થયા વિના સુખથી ખાવું. |
| ૬. | ચંદ્ર | વિકાર દેહના છે અને આત્મા અવિકારી છે. |
| ૭. | સૂર્ય | આત્માની સ્થિરતા. |
| ૮. | કપોત | સ્ત્રી-પુત્રાદિમાં મમતા રાખવી નહિ. |
| ૯. | અજગર | પ્રારબ્ધ પર ભરોસો રાખીને અંતર્નિષ્ઠ થવું. |
| ૧૦. | સાગર | સ્વધર્મનું પાલન કરીને સ્વસ્થાપૂર્વક જીવવું. |
| ૧૧. | પતંગિયું | રૂપમાં ન મોહવું. |
| ૧૨. | ભમરો | રસની અંદર વધુ પડતો લોભ રાખી દુઃખી થવું નહિ. |
| ૧૩. | મધમાખી | વસ્તુનો સંગ્રહ નહિ કરવો. |
| ૧૪. | હાથી | સ્પર્શ સુખમાં ન ફસાવું. |
| ૧૫. | મધ હરી લેનાર | માધુકરી દ્વારા ધ્યાન-તપશ્ચર્યા ઘનિષ્ઠ કરવી. |
| ૧૬. | મૃગ | સ્ત્રી ગાનમાં ન લોભાતાં નાદબ્રહ્મમાં લીન થવું. |
| ૧૭. | માછલી | જીભની લોલુપતા છોડવી. |
| ૧૮. | વેશ્યા | આશા એજ દુઃખનું મૂળ છે અને સુખ નિરાશામાં છે. |
| ૧૯. | ટિટોડી | સંગ્રહ એ દુઃખનું કારણ છે. |
| ૨૦. | કુમારીકાના કંકણ | સંગ ત્યજીને એકલા રહીને સાધન કરવું. |
| ૨૧. | સાપ | એક જ જગ્યાએ હંમેશાં રહેવું નહિ અને કોઈનો સંગ કરવો નહિ. |
| ૨૨. | શરકાર | આસન સિદ્ધ કરી વૃત્તિ એકાગ્ર કરી ધ્યાન કરવું. |
| ૨૩. | ભમરી અને કીડો | ઈશ્વરના સતત ચિંતનથી જીવ પોતે બ્રહ્મ થાય છે. |
| ૨૪. | કરોળિયો | ઈશ્વરે કરેલી જગતની રચના અને તેનું પ્રલય કાર્ય. |

# શાસ્ત્રો

**<u>અ.૧૩ : ૫,૧૭,૫૬ :</u>**

જે એ જ તત્ત્વ બધે વ્યાપેલું છે એ તત્ત્વનો (ઉપદેશ) જ બધાં શાસ્ત્રો કરે છે તે જૂઠા નથી. વિચારમંથન દ્વારા તું એ તત્ત્વ જાણ. આ બધાં (શાસ્ત્રો) નું એક જ તાત્પર્ય છે.

શાસ્ત્ર કોઈપણ દિવસ બાધક હોતું જ નથી. આ બધાનું તાત્પર્ય એક જ છે અને તે છે ચિત્તની શુદ્ધિ કરવી તે.

બધાં શાસ્ત્રો એ ઈશ્વરની જ વાણી છે, એવું શ્રદ્ધાપૂર્વક માનીને જે વ્યક્તિ વિશ્વાસપૂર્વક વર્તે છે, તે ધીમે ધીમે મુક્તિ પામે છે.

**<u>અ.૧૫ : ૬૫ :</u>**

શાસ્ત્રના અભ્યાસથી જેમ ધીમે ધીમે અજ્ઞાન દૂર થવાથી સંશયો મૂળમાંથી ટળી જાય છે અને પોતાનું જ્ઞાન થાય છે.

**<u>અ.૧૬ : ૫ થી ૧૩ :</u>**

શ્રી દત્ત પ્રભુ બોલ્યા કે આ મૂઢ જીવ સંસારમાં શાસ્ત્રો પર વિશ્વાસ રાખતો નથી તેથી દેવની એના ઉપર નારાજગી (અવકૃપા) ઊતરે છે. જેમ રાજાની આજ્ઞાનું પાલન કરવાથી રાજા રાજી થાય છે તેમ શાસ્ત્રની આજ્ઞાનું પાલન કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. શાસ્ત્રો એ પ્રભુના ઉચ્છ્વાસો (નિઃશ્વાસ) છે એ વાત પ્રમાણભૂત સત્ય છે. પ્રભુ નારાજ થવાથી જીવ ભવની ભ્રમણામાંથી બહાર નીકળતો નથી. જીવ ગાઢ નિદ્રામાં (સુષુપ્તિમાં) રોજ એવો અનુભવ કરે છે કે પોતે સચ્ચિદ્ઘન સાક્ષીરૂપ છે અને ત્રણ અવસ્થાથી પર છે. પરંતુ ઊંઘમાંથી જાગવાની સાથે મોહમાં પડીને આ વાત ભૂલી જાય છે. હું કર્તા છું (કર્તાપણાનો બોજ ધરાવે છે), દાતા છું, સુખી છું, દુઃખી છું, ભોગવનાર (ભોક્તા) છું એવું માનીને એ મૂઢ જગતમાં ભિન્ન દૃષ્ટિથી ભમતો ફરે છે. આ પણ એક પ્રકારની ભ્રાંતિ છે. એ દૂર થતાં મુક્તિ દૂર રહેતી નથી. આ ભ્રાંતિની વાત પણ આત્મા ઉપર કહેવા પૂરતી જ છે. ખરેખર તો મૂળે બંધન જ નથી તો પછી મોક્ષ (એ બંધનમાંથી છુટકારો) કેવી રીતે સત્ય હોઈ શકે ? પરંતુ અજ્ઞાની લોકોને સમજવા પૂરતું જ શાસ્ત્ર આવી બધી વાતો કરે છે. બ્રહ્મ કે જે સત્ય, જ્ઞાન, અનંત, અચિંત્ય અને અરૂપ (રૂપ વિનાનું) છે તેના ઉપર ભ્રાંતિને લીધે વિવિધ નામ અને રૂપ કેવળ કલ્પિત જ છે. મિથ્યા છતાં અનાદિ એવા એ ભ્રમને સારી રીતે દૂર કરવા માટે શાસ્ત્ર મહેનત કરે છે અને કાંટાથી કાંટો કાઢે છે. (ભ્રાંતિરૂપી કાંટાને બીજી ભ્રાંતિરૂપ કાંટાથી દૂર કરવો.)

**<u>અ.૫૮ : ૧૦,૧૧ :</u>**

શાસ્ત્ર કહે છે કે અભિમાનથી સ્ત્રીનું ચોક્કસ પતન થાય છે. ક્રોધથી તપનો ભંગ થાય છે અને શુદ્રનું અન્ન ખાવાથી બ્રાહ્મણનું પતન થાય છે. શાસ્ત્રોએ જે કર્મ કરવાની ના પાડી છે એવા નિષદ્ધ કર્મમાં ગાયનું દાન આપવાથી આપનાર વ્યક્તિ એના દુષપ્રચારે હીન થાય છે.

**<u>અ.૧૧૯ : ૩૩ થી ૩૮ :</u>**

તો પછી આ અબળાને (અન્નપૂર્ણા માતા) એકલી તરછોડીને હે પ્રભુ ! તીર્થાટનમાં એકલા કેમ જાવ છો ? મને એ જરા પણ ગમતું નથી. સ્ત્રી એ પણ પતિની સાથે તીર્થાટનમાં જવું જોઈએ એવું બધાં જ શાસ્ત્રો કહે છે. માટે હે નાથ ! તમે આ દાસીને પ્રેમથી દયા લાવીને સાથે લો. આમ છતાં આ ગરીબ અને નિર્દોષ અબળાને છોડીને જશો તો આપ જેવા ઘરની બહાર જશો કે તરત જ હું મારા પ્રાણનો ત્યાગ કરીશ. આવી દીન પ્રાર્થના

સાંભળીને શાસ્ત્રીબુવાને ખરેખર સંતોષ થયો અને એમણે સતીને સાથે લીધાં. માતાની સેવા કરવા માટે બંને ભાઈઓને વાત કરી, તરત જ દત્તમંદિરે આવીને ભગવાનને સાષ્ટાંગ દંવડત્ પ્રણામ કરીને, બંને હાથ જોડીને સદ્ભાવથી વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા કે હે પ્રભુ ! આપની આજ્ઞા મુજબ અમે હવે નીકળીએ છીએ.

# પતિવ્રતા - સતી સ્ત્રીના ધર્મો

**અ.૭ : ૧૫૧ થી ૧૫૭ :**

પતિવ્રતા સાધ્વીની યશોગાથા ત્રણે ભુવનમાં ગવાય છે. પતિસેવાથી આ પૃથ્વી ઉપર શું અશક્ય છે તે કહે. (બધું જ શક્ય છે) જે કોઈ (સ્ત્રી) કાયા, વાણી અને મનથી પતિની સેવા કરે છે, તે પોતે તરે છે અને બીજાને પણ તારે છે અને પામરને પરમેશ્વર બનાવે છે. આવી સ્ત્રી ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પલકમાં પ્રાપ્ત કરે છે. મુક્તિ તો હંમેશા એના ચરણમાં આળોટે છે. સતી એ બધી રીતે સંપૂર્ણ એવું તીર્થ છે. પતિને પરમેશ્વરથી પણ વધારે માનીને, એની ભાવનાપૂર્વક સેવા કરે છે અને સેવા કરવામાં ત્રાસ અનુભવતી નથી, એવી ભાગ્યશાળી (બડભાગીની) સાધ્વીને ધન્ય છે. પતિ ભલે ફાવે તેવો હોય તો પણ એના પર પ્રેમ-ભાવ રાખીને સ્વધર્મ પાલન કરે તો એના બધા ત્રિદાવ બળી જશે. મેં પણ આજ ધર્મથી મારા આત્મા (જીવન)ને પાવન કર્યો છે. પતિના ચરણમાં જ રચી પચી રહેનારનું મન (શાંત અને) સંતોષભર્યુ રહે છે. અંતરમાં અને બહાર બધે જ પતિ દેખાતો હોય અને એના મુખનાં દર્શનથી આનંદ થયો હોય તો પછી, એ આનંદ સામે તો બ્રહ્માનંદ પણ તુચ્છ છે. (એની કોઈ વિસાત નથી.)

**અ.૨૬ : ૧૧૮ :**

હે જગદીશ્વર ! બધાને એવી સદ્બુદ્ધિ આપો કે પતિને દેવ સમાન માનીને એની અનન્ય ભાવે સેવા કરે.

**અ.૬૮ : ૪૮ થી ૫૨ :**

આ સાંભળીને શ્રી ગુરુ હસીને બોલ્યા કે હે રત્ના ! સ્ત્રીઓ માટે પતિસેવા એ જ તપ છે અને એ જ પરમ જપ છે. પતિસેવા સિવાયનું બધું નકામું છે. પતિ સેવા જ ગતિ આપનારી, એનાથી જ ઈશ્વર પ્રસન્ન થાય છે. એ જ મોક્ષનું પરમપદ અપાવનાર છે. પતિ એ જ કેવળ ત્રિમૂર્તિરૂપ ભગવાન છે. પતિવ્રતાપણાના અડગ પાલનથી આ ત્રણે લોકમાં કોઈ વસ્તુ દુર્લભ નથી અને પતિ વિના ત્રણે લોકમાં સ્ત્રીને બીજું કોઈ તારનાર નથી. તેથી હે બહેન ! મનને સારી રીતે સ્થિર કરીને અને પતિને પરમેશ્વર માનીને એની સેવા કર તો તારી મુક્તિ થશે. ચારેય વેદ પણ એમ જ કહે છે. હે બહેન ! તું મનમાં દુઃખી ન થા. મેં જે કહ્યું એને તદ્દન સત્ય માનજે. સ્ત્રીને પતિ વગર તારનારો બીજો કોઈ નથી એ વાત સાચી છે અને તદ્દન સાચી છે.

**અ.૮૫ : ૩૦ થી ૫૪ :**

બૃહસ્પતિએ કહ્યું કે હે દેવો ! મારું સત્ય વચન સાંભળો. લોપામુદ્રા જેવી બીજી કોઈ પતિવ્રતા સતી નથી. અનસૂયા, સાવિત્રી, સતી અરુંધતી, શાંડિલ્યની પત્ની એ બધી પણ પતિવ્રતા છે. સંજ્ઞા, સ્વાયંભુવ મનુની પત્ની પ્રખ્યાત એવી શતરૂપા, હિમાલયની પત્ની મેનકા, ઉમા, રમા, ધ્રુવની માતા સુનીતિ અને સ્વાહા એ બધી પણ પતિવ્રતા છે અને પતિને દેવ માને છે. પરંતુ આ બધી પતિવ્રતાઓમાં લોપામુદ્રા સર્વોત્તમ છે અને વિખ્યાત છે. હે દેવો ! હું તમને પતિવ્રતા સ્ત્રીના ધર્મો કહું છું તે તમે સાંભળો.

પતિવ્રતાના આ બધા આચાર શાસ્ત્ર માન્ય છે. પતિવ્રતા સ્ત્રીનું મુખ્ય ભોજન પતિનું સારું વધેલું અન્ન છે. એ સતી હંમેશા પતિની સેવા કરે તેમજ પતિની આજ્ઞા વગર અતિથિનું પૂજન, દાન, ધર્માદિ વગેરે પણ કરે નહિ.

પતિ ઊભા થાય તો સતી પણ ઊભી થાય, પતિ બેસે તો સતી પણ બેસે અને પતિની આજ્ઞા પ્રમાણે વર્તે અને કદી પણ છણકો કરે નહિ. પતિની સેવા કરતી વખતે એને ઈશ્વર માનીને સેવા કરે અને સૂવાના સમયે એની ભક્તિ ભાવથી અખંડ સેવા કરે. પતિ સૂઈ જાય એટલે એની પાસે સાવધાનીપૂર્વક સૂએ જેથી એણે પહેરેલો કબજો પતિના શરીરને અડે નહિ. જો કબજાનો સ્પર્શ થાય તો પતિનું આયુષ્ય ઓછું થાય છે અને પતિનું નામ બોલે તો પણ પતિનું આયુષ્ય ઓછું થાય છે.

પતિના ઊઠતાં પહેલાં એ ઊઠી જાય અને ઘર વાળવા, સાફ કરવાનાં - કાર્યોથી પરવારી જાય. સ્નાન કર્યા પછી પતિની અર્ધ્ય વગેરેથી રોજ પૂજા કરે અને એને શંકર (મહાદેવ) માનીને એના પગમાં માથું મૂકે. જો પતિદેવ ઘેર હોય તો શરીર ઉપર અલંકાર ધારણ કરે પરંતુ જો પતિ બહારગામ ગયા હોય તો શણગાર ન કરે અને માથું પણ ના ઓળે. જો કદાચ પતિ કઠોર વચન બોલે તો સતી એને 'માફ કરો' એવું કહે અને પતિના ક્રોધને ભૂલી જાય. પતિ બહારથી આવે ત્યારે હજાર કામ પડતાં મૂકીને સામી જાય અને આપની શી આજ્ઞા છે એમ પૂછે. પતિની ક્ષેમકુશળતાના સમાચાર પૂછી એની આજ્ઞા પ્રમાણે વર્તે છે. સાધ્વી સ્ત્રી ક્યારેય પણ સ્વતંત્ર રીતે વર્તન કરતી નથી. પતિવ્રતા સ્ત્રીએ કદી પણ બીજાના ઘરે જવું નહિ. બીજાના ઘરે જવામાં અનેક દોષો રહેલા છે તેથી સાવધાનીથી રહેવું. કદાચ કારણસર જવું પડે તો બીજાનું મોઢું જોવું નહિ અને જેમ બને તેમ જલ્દીથી પોતાના ઘરે પાછા આવી જવું અને પોતાના ઘરમાં મૌન જાળવવું. સ્વતંત્રપણે બહાર ફરવાથી એ ઘુવડની યોનિમાં જન્મે છે. આ લોપામુદ્રાને ધન્ય છે કારણકે એ આ ધર્માચાર પ્રણામે જીવે છે.

સવારે પતિના પહેલા ઊઠીને, વાળવા, ઝૂડવાનું કાર્ય પરવારી પછી સ્નાન કરે છે. ચંદન, ચોખા, ફૂલ વગેરે દેવપૂજાનાં વાસણો સાફ કરીને રોજ એ પતિને આપે છે અને અખંડ સેવા કરે છે. પતિ પાઠપૂજામાં હોય તે દરમ્યાન એ રસોઈ બનાવી દે છે. મન, વાણી અને કર્મથી પતિનું વધેલું ખાય છે. જો પતિ ઘરની બહાર ગયા હોય તો ગાયનું વધેલું ખાય છે. ગાય-કૂતરાનું ખાવાનું કાઢીને અને અતિથિને જમાડી પછી છેલ્લે સતી પોતે સાત્ત્વિક ભોજન કરે છે.

**<u>૬૪ થી ૬૫ :</u>** હલકી જ્ઞાતિની પડોશણ સ્ત્રી હોય તો પણ એની સાથે બહેનપણા ના કરે. ધોબણ, ગાંયજણ જેવી હલકી સ્ત્રીની સોબતથી રડવાનું જ આવે છે. નિંદાને પાત્ર સ્ત્રી અથવા વેશ્યાખાનું ચલાવતી સ્ત્રી અથવા પતિની ટીકામાં જ રત રહેનાર સ્ત્રીની સાથે વાતચીત કરવાથી પણ સ્ત્રી ખૂબ દોષપાત્ર બને છે.

**<u>૬૯ થી ૭૧ :</u>** પતિ સાથે વાદવિવાદ ના કરે કારણકે વાદવિવાદથી પતિ દુઃખી થાય છે. પતિને ઈશ્વર માનીને એનો મત એ પોતાનો મત માનીને રહે છે. પોતાનો પતિ ભલેને ભાગ્યહીન હોય, દુષ્ટ હોય, નપુંસક હોય, કુષ્ઠ રોગી હોય, વાંકા અંગોવાળો હોય તો પણ તેને દેવસમાન ગણે. પોતાનો પતિ ફાવે તેવો હોય તો પણ તેને વિષ્ણુ સમાન માનીને એના કહેવા પ્રમાણે જ વર્તે જેથી એ સ્ત્રી ઈશ્વરને પ્રિય થાય.

કદી પણ કોઈ વાતની હઠ કરે નહીં અને હંમેશા સંતોષમાં રહે તથા પ્રારબ્ધવશ પતિને જે કાંઈ મળે એમાં એ પરમ સંતોષ માને. બીજાને સ્થિતિ સંપન્ન જોઈને પતિની ટીકા ના કરે અને યાત્રાળુને જોઈને તીર્થ કરવાની ઈચ્છા વ્યક્ત ના કરે. પતિની સેવા એ જ યાત્રા અને એનાં ચરણોદકને જ તીર્થજળ માને અને તીર્થ કરવાની મનથી પણ ઈચ્છા ના કરે. પતિનું પાદોદક ગંગાજળ માનીને પી જાય. આવી પતિભક્તિ જોઈને ત્રિમૂર્તિ પણ પ્રસન્ન થઈ જાય છે.

**<u>૮૧ થી ૮૫ :</u>** જે સ્ત્રી ક્રોધપૂર્વક પતિને સામો જવાબ આપે છે તે મૃત્યુ પામ્યા પછી કૂતરી થાય છે અને તે પછીના જન્મે શિયાળ થાય છે અને શિયાળ થઈને ગામની પાસે જઈને ઊંચા અવાજે રડે છે અને પછી બધે સંતાતી ફરે છે અને આખરે રૌરવ નરકમાં જાય છે. માટે પતિના ચરણને ભાવપૂર્વક ધોઈને એ ચરણામૃત પતિવ્રતા

સ્ત્રી રોજ પીએ અને પતિનું વધેલું ખાય અને તેમાં સંતોષ માને. ભાગ્યવશાત્ જે કાંઈ આવી મળે તેમાં સંતોષ માને અને એના પરિણામે ભગવાન શંકર રાજી થઈને એ જે ઈચ્છે તે આપે છે. આ પતિવ્રતા સ્ત્રી પતિ સાથે સ્વર્ગમાં પૂજાય છે અને એ આ લોકમાં તેમજ પરલોકમાં બધે સન્માન પામે છે.

<u>૯૧ :</u> જે સ્ત્રી પરપુરુષને કામદૃષ્ટિથી જુએ છે તે બીજે જન્મે જન્મથી જ અંધ થાય છે અને જે પતિને મૂકીને ખાય છે તે ભૂંડણ થાય છે.

<u>૯૮ થી ૧૦૦ :</u> પતિ રાજી થાય એટલે ત્રિમૂર્તિ પણ રાજી થાય છે અને પતિ નારાજ થાય તો બધા જ દેવો ખૂબ નારાજ થાય છે. **ભાઈ-ભાડું અને મા-બાપ રાજી થાય એનાથી કોઈ અર્થ સરે નહિ પરંતુ એકલો પતિ રાજી થાય તો આ લોક અને પરલોકના અર્થ સરે છે. એકમાત્ર પતિ એજ મારો ભગવાન, મારું તીર્થ, મારો ગુરુ એમ બધું એ જ છે. એવું જે ખરેખર નિશ્ચિતરૂપથી માને છે તે સતી બધાના વંદનને પાત્ર છે.**

<u>૧૩૦ :</u> રૂપાળી અને લાવણ્યયુક્ત સ્ત્રીઓ તો ઘરે ઘરે જોવા મળે છે પણ એનો શો અર્થ ? એના કરતા તો કુળને મુક્તિ અપાવનારી એક જ સતી સ્ત્રી હોય તો તે પૂરતી છે.

**જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રી હોય એ ઘર અને વર બન્ને પુણ્યશાળી છે. સાત જન્મનાં પુણ્ય ફળે ત્યારે પતિવ્રતા સ્ત્રી મળે છે. સતીના સંગથી પુરુષ ચારે પુરુષાર્થ મેળવે છે. પુણ્ય હોય તેને આવી વિશુદ્ધ અંતઃકરણવાળી સતી સાંપડે છે. જેના ઘરમાં આવી સતી સ્ત્રી નથી તે પુરુષનું કરેલું બધું પુણ્ય કાર્ય નિષ્ફળ જાય છે.**

સતીના દર્શનથી મળતું પુણ્ય તો ગંગાનાં સ્નાનનાં પુણ્યથી પણ વધારે છે. આવી સતી સાત જન્મોના પાપને હરનારી અને પાપીને પાવન કરનારી છે. એને ધન્ય છે.

**<u>અ.૮૯ : ૫ થી ૭ :</u>**

(બ્રાહ્મણ દંપતી) હે સ્વામી ! તારા ચરણોનું હંમેશા સ્મરણ રહે તે માટે કોક સનાતન અને શ્રેષ્ઠ એકાદ વેદ (શ્રુતિ) મંત્રનો ઉપદેશ કરો.

શ્રી ગુરુ બોલ્યા કે સ્ત્રીનું સાધન એક જ છે. પતિસેવા સિવાય સ્ત્રીને તરવાનો બીજો કોઈ ઉપાય જ નથી. સ્ત્રીને વેદનો અધિકાર નથી. એને શ્રુતિમંત્ર આપવો નહિ. એને જો આપવામાં આવે તો મંત્રનું સામર્થ્ય અને મંત્ર આપનારનું તેજ બન્ને લુપ્ત થાય છે.

<u>૧૦ :</u> પતિસેવા એ સ્ત્રીનો એકમાત્ર મહાન ધર્મ છે. પતિનું વાક્ય જ એને માટે મંત્ર છે. પછી બીજા મંત્રની જરૂર જ શી ?

**<u>૧૨૦ : ૮૮ થી ૯૦ :</u>**

(કન્યા ગંગા) વિધાતાએ નસીબમાં આ સ્ત્રીનો જે જન્મ લખ્યો છે તે જ જન્મ વારે વારે લઈને અમારે ચૂલા - ચક્કીમાં જ અમારી જીંદગી પૂરી કરવાની અને એમાં જ અમારે મરવાનું ? શું વિધાતાએ સ્ત્રીઓના નસીબમાં ગદ્ધાવૈતરાં સિવાય બીજું કશું લખ્યું જ નથી ? શું મુક્તિનો રસ્તો કેવળ પુરુષો માટે જ ખુલ્લો રાખ્યો છે ?

(શ્રી ગુરુ) જીવની અંદર પુરુષ કે સ્ત્રી એવો ક્યારેય ભેદ હોતો નથી. અહીં કર્મ પ્રમાણે બધાંને શરીર મળે છે. જેનું જેવું પાપ કે પુણ્ય હોય તે પ્રમાણે સ્ત્રી કે પુરુષનો દેહ પ્રાણીમાત્રને મળે છે. એ દેહમાં રહેલું ચેતન અભિન્ન હોય છે. એમાં સ્ત્રી-પુરુષ કે નપુંસક એવો ભેદ હોતો નથી અને એનું દુઃખ પણ હોતું નથી.

પાંચ જ્ઞાનેન્દ્રીય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર - એવા ઓગણીસ તત્ત્વોના લિંગ નામે જે સૂક્ષ્મ દેહમાં ચૈતન્યની જે જ્યોતિ પ્રવેશે છે તે જ જીવ કહેવાય છે. એ સિવાય બીજો કોઈ જીવ નથી.

એ ચેતનામાં સ્ત્રી કે પુરુષ એવા ભેદનું ક્યાંય પણ નામોનિશાન નથી. સ્ત્રી કે પુરુષ ગમે તેનું મૃત્યુ થતાં લોકો 'જીવ ગયો' એમ જ કહે છે. એને સ્ત્રીલિંગ કે પુલિંગનો પ્રત્યય લાગતો નથી. એ જ રીતે એકવાર સ્ત્રીનો જન્મ થાય, એટલે એનો એ જ જન્મ ફરી ફરીને લેવો પડે એવું પણ તું માનતી નહીં. આ બધું કર્માનુસાર બને છે. માણસ ઓછું વત્તું જે પાપપુણ્ય આચરે છે તે પ્રમાણે એણે સ્ત્રી પુરુષનો અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્રનો તેમજ મૂગા, આંધળા, પાંગળા વગેરેનો તેમજ બુદ્ધિશાળી કે મૂર્ખ એવો દેહ કર્માનુસાર પ્રાપ્ત થાય છે. એમાં બિલકુલ શંકા કરીશ નહીં. મરણ સમયે જેવી મતિ રહે છે તેવી ગતિ આ દેહની થાય છે. જ્ઞાન થતાંની સાથે બધાને મુક્તિ મળે છે. એમાં સ્ત્રી કે પુરુષનો ત્યાં ભેદ નથી હોતો. દેહને આત્મા માનીને મૂઢ બુદ્ધિનો માનવી અહીં દુ:ખમાં પડે છે.

**<u>અ.૧૨૨ :-૯૦ થી ૧૦૨ :</u>**

આ દેહનું અભિમાન છોડીને મેં આપેલા ઉપદેશનો સતત વિચાર કરીને જો તું આ પ્રમાણે વર્તશે તો તને ચોક્કસ પરમાનંદની પ્રાપ્તિ થશે. એટલે અન્નપૂર્ણા સતી બોલ્યા કે આ જ્ઞાન આપની કૃપા વગર મારા ચિત્તમાં સ્થિર થશે નહીં. પતિ સ્વરૂપ હે પ્રભુ ! તમારા ચરણકમળમાં પ્રેમથી લીન થઈ જાઉં એવી આ અબળા દાસી આપની કૃપાપ્રસાદી માગે છે. શ્રી ગુરુ બોલ્યા કે હે પ્રિયે ! આજદિન સુધી તેં પતિવ્રતા સ્ત્રી થઈને મારી સેવા કરી છે અને એ જ રીતે દત્તપ્રભુની પણ તેં આ અભેદ બુદ્ધિથી સેવા કરી છે. અહીં તે આ જે સેવા કરી છે તે નિષ્ફળ નથી એવું જાણ. તારા ઉપર ખરેખર દત્ત ભગવાનની કૃપા થઈ છે જ.

પુત્રના મૃત્યુના નિમિત્તથી તને આ સદ્‌ઉપદેશ મળ્યો છે. તને મારી આશિષ પણ છે જ. તારા અંતઃકરણમાં જ્ઞાનની જ્યોતિ જરૂર પ્રગટશે. તું એમાં શંકા કરીશ નહીં. એનાથી તારા અજ્ઞાનરૂપી બધાં બંધનો તરત જ તૂટી જશે. તને કળિકાળની કોઈ બીક સતાવશે નહીં અને એ અજ્ઞાન તને સ્વપ્નમાં પણ વિઘ્ન કરનારું નહીં બને. અહીં અંતરમાં અત્યારે જ બ્રહ્મજ્ઞાનરૂપી પ્રકાશ ફેલાશે અને તને હંમેશ માટેની પરમાનંદની પ્રાપ્તિ થશે અને તેથી દેહ છોડ્યા પછી તારી ચોક્કસ મુક્તિ થઈ જશે. આવું બોલીને શ્રી ગુરુએ પોતાની પત્ની તરફ અમીદૃષ્ટિથી જોયું અને એને લીધે એ અન્નપૂર્ણાનું માયાનું આવરણ તરત જ સદંતર નાશ પામ્યું અને તેથી પતિ સહિત સંપૂર્ણ જગત તરત જ દત્ત સ્વરૂપ દેખાવા લાગ્યું. આવી બ્રહ્માકાર વૃત્તિ થતાં જ પરમાનંદમાં ડૂબીને પોતાને થયેલા અનુભવના અમૃતથી છલકાતું ગીત તેઓ પ્રેમપૂર્વક ગાવા લાગ્યાં.

**<u>૧ થી ૧૧૩ :</u>** એમની એવી સ્થિતિ જોઈને શ્રી ગુરુ ત્યાં બોલ્યા કે, "હે પ્રિયે ! હવે તું અને હું જુદાં રહ્યા નથી." આમ છતાં પણ જેમ સાગર મહાન હોવા છતાં પણ પોતાની મર્યાદા છોડતો નથી તેમ આ સંસારમાં મર્યાદાનું પાલન કરીને શાસ્ત્રપૂર્વકનું સ્ત્રી જાતિને યોગ્ય હોય તેવું ધર્મ પ્રમાણેનું વર્તન કરવું. જેમ આ અનસૂયા અને મદાલસા વગેરે પુણ્યવાન સ્ત્રીઓએ ધર્મની મર્યાદા પાળી બતાવીને પોતાનું નામ અમર કરી દીધું તેમ આ સંસારમાં હે પ્રિયે ! મર્યાદાયુક્ત જીવન જીવીને, હંમેશ માટે કૃતાર્થ થઈ જઈને બીજી સ્ત્રીઓને આપણા પોતાના જીવનના ઉદાહરણથી ધર્મની મર્યાદાનું પાલન કરવાનું શીખવવું.

દેહભાવથી હું પતિની પદનિષ્ઠ (ચરણમાં નિષ્ઠા રાખનાર) દાસી છું એવી ભાવના રાખી, જીવભાવથી હું પતિનો સંનિષ્ઠ અંશ છું એવી ભાવના કેળવવી, આત્મભાવથી હું અને પતિ જળતરંગની માફક એકરૂપ જ છીએ એવી ભાવના સેવી બ્રહ્માનંદમાં ડૂબી રહીને તું હવે બાહ્ય દૃષ્ટિથી દેહભાવથી બધા વ્યવહારો કર.

**<u>અ.૩ :- ૧૨૨,૧૨૩,૧૨૧ :</u>**

જે કોઈ ગુરુસેવામાં (ભજનમાં) રચ્યોપચ્યો રહે છે તેને પણ હું મારો ભક્ત જ ગણું છું. હું એને વશ થઈને, એ જે માગે તે આપું છું. એમાં શંકાને કોઈ અવકાશ નથી. જે કોઈ અનન્ય ભાવે મા-બાપની સેવા કરે છે કે

પતિવ્રતા સ્ત્રી પતિને જીવતા (પ્રત્યક્ષ) ભગવાન માનીને તેને ભજે છે (તેની સેવા કરે છે) તે બધા પણ મને જ ભજે છે (એમ હું માનું છું) અને એવા ભક્તો મને અનહદ પ્રિય છે. જે કોઈ સાધુ-સંતની સેવા કરે છે એ પણ મારા જ ભક્ત છે.

**<u>અ.૬ : ૧૧૮ થી ૧૩૩ :</u>**

એમના વચન સાંભળીને ત્રણે શક્તિઓ (લક્ષ્મી, ઉમા, સાવિત્રી) બોલી કે અનસૂયા તને ધન્ય છે અને તારી નિષ્ઠાને પણ ધન્ય છે. વળી તારી પતિભક્તિને પણ ધન્ય છે. તારી ભક્તિને ધન્ય છે. તારામાંથી સંપૂર્ણપણે અભિમાન ઓગળી ગયું છે. ખરેખર તું દેહધારી ચૈતન્યમૂર્તિ છે. તું બ્રહ્મવાદિની છે અને તું સાક્ષાત્ બ્રહ્મ છે. તારામાં જરા પણ ભેદ નથી. તારો ભાવ જોઈને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જાતે બાળક બની ગયા. તારું, અમારું અને એમનું (પતિદેવોનું) એક અને અભિન્ન સ્વરૂપ છે. તારી પ્રેમલક્ષણા ભક્તિ અનુપમ છે અને ખરેખર ધન્યવાદને પાત્ર છે. તું મહામાયા છે, ચિત્કલા છે અને કાત્યાયની પણ તારું જ નામ છે. હે જગદંબા ! આવું ભલું નામ તને જ શોભે છે. તું બધી જ ઈચ્છા પૂર્ણ કરે છે. તારા નામનું સ્મરણ કરવાથી પાપ, તાપ એમ બધું જ ટળી જાય છે. ગરીબાઈ અને દુઃખો એમ બધું નાસી જાય છે અને પામરનું પણ કલ્યાણ થાય છે. અત્ર્યનસૂયાનું નામ લઈને અને સંગમની માટી ચોળીને જે કોઈ સ્નાન કરશે તેના કુષ્ઠાદિ રોગો નાશ પામશે. તારું આ સ્થાન દર્શનમાત્રે બધા પાપો (દુરિત) ને હરી લે છે. જો કોઈ રોગી કે અશક્ત માનવી, અંતરમાં શ્રદ્ધા રાખીને આ તીર્થમાં સંગમની માટી ચોળીને સ્નાન કરશે અને તીર્થોદકનું પાન કરશે તે તરત જ મુક્ત થઈ જશે. આવા આ પાવનક્ષેત્ર (સ્થાન)માં એક બ્રાહ્મણને જમાડતાં, પ્રામાણિક માણસ અનેક બ્રાહ્મણો જમાડ્યાનું પુણ્ય પામશે. અહીં જપ-તપ વગેરે બધું તરત જ ફળશે અને ભવનદી પાર ઉતારશે. હે વરદાન આપનારી ! તારા દર્શન અને પૂજનથી ઈચ્છાઓ તરત જ સિદ્ધ થશે. આ સ્થાન અનસૂયાશ્રમના નામથી પ્રસિદ્ધ થશે અને તારી કૃપાથી લોકોની કામના (ઈચ્છા) ફળશે. (સિદ્ધ થશે).

હવે આનાથી વધારે શું વરદાન આપીએ ? જા, આજથી અમે અને અમારા પતિદેવો પણ હંમેશા તારી પાસે જ રહીશું. અને ભક્તોની ઈચ્છા સદાને માટે ફળીભૂત કરીશું. હે ભામિની ! (સુંદર સ્ત્રી !) અમારું આ વચન સત્ય છે. અને તારું અમારા ઉપર બદલો ન વાળી શકાય એવું ઋણ (ઉપકાર છે) છે. હે અનસૂયા ! આ ત્રિભુવનમાં તારા જેવી બીજી કોઈ પતિભક્ત થઈ નથી અને થશે પણ નહીં. હે સતી ! તું વેદમાતા છે અને કેવળ વેદસ્વરૂપ જ છે એમ કહીને વંદન કર્યા. **બધાં એકરૂપ જ છે.**

**<u>અ.૭ : ૧૫૦ થી ૧૬૨ :</u>**

પતિવ્રતા સાધ્વીની યશોગાથા ત્રણે ભુવનમાં ગવાય છે. પતિસેવાથી આ પૃથ્વી ઉપર શું અશક્ય છે તે કહે. (બધું જ શક્ય છે.) જે કોઈ (સ્ત્રી) કાયા, વાણી અને મનથી પતિની સેવા કરે છે, તે પોતે તરે છે અને બીજાને પણ તારે છે. અને પામરને પરમેશ્વર બનાવે છે. આવી સ્ત્રી ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પલકમાં પ્રાપ્ત કરે છે. મુક્તિ તો હંમેશા એનાં ચરણમાં આળોટે છે. સતી એ બધી રીતે સંપૂર્ણ એવું તીર્થ છે. પતિને પરમેશ્વરથી પણ વધારે માનીને, એની ભાવનાપૂર્વક સેવા કરે છે અને સેવા કરવામાં ત્રાસ અનુભવતી નથી. એવી ભાગ્યશાળી (બડભાગીની) સાધ્વીને ધન્ય છે. પતિ ભલે ફાવે તેવો હોય તો પણ એના પર પ્રેમ-ભાવ રાખીને સ્વધર્મ પાલન કરે તો એના બધા ત્રિદાવ બળી જશે. મેં પણ આજ ધર્મથી મારા આત્મા (જીવન) ને પાવન કર્યો છે. પતિના ચરણમાં રચી પચી રહેનારનું મન (શાંત અને) સંતોષ ભર્યુ રહે છે. અંતરમાં અને બહાર બધે જ પતિ દેખાતો હોય અને એના મુખનાં દર્શનથી આનંદ થતો હોય તો પછી, એ આનંદ સામે તો બ્રહ્માનંદ પણ તુચ્છ છે. (એની કોઈ વિસાત નથી.)

અનસૂયાની એ વાતો સાંભળીને, વંદન કરીને, શાંડિલી બોલી કે હું પણ એવું જ માનું છું. હે સતી અનસૂયા ! તમને ધન્ય છે. તમારા વચનને પણ ધન્ય છે. હે મહામાયા ! તને ધન્ય છે. હું તને વારેવારે વંદન કરું છું. પતિસેવા કરવાનું મને ગમે છે. હું પતિને મારા પ્રાણજીવન (પ્રાણના જીવનરૂપ) માનું છું. આજે તેં દર્શન આપીને મારી માન્યતાને મજબૂત બનાવી છે. (ભાવનાને પોષી છે) દેવોની સાથે સાથે તારાં ચરણનું દર્શન તો મહા તપશ્ચર્યા કરીએ તો પણ દુર્લભ છે. તે દર્શન આજે મને (સહજતાથી) થઈ ગયું. પતિસેવાનું આ શ્રેષ્ઠ (ઉત્તમ) ફળ છે એમ હું માનું છું. આપણી શોભા (તેજ-દૈવત) આપણા પતિદેવ જ છે એમાં શું શંકા ?

<u>૧૮૭-૧૮૮ :</u> અનસૂયાની યશોગાથા બધા આનંદથી ગાવા લાગ્યા. એ સાંભળવાથી સંસારની બધી વ્યથા મૂળમાંથી ભાગી જાય એવું રંગ ગુરુ કહે છે. આ અધ્યાયમાં આ રીતે સતીના પ્રભાવનું વર્ણન કર્યું છે. સતી અનસૂયાને ધન્ય છે અને ધન્ય છે શાંડિલીના ભાવને.

**<u>અ.૧૪ : ૧૨૭ થી ૧૩૨ :</u>**

ઉત્તમ પતિવ્રતા એને કહેવાય કે જે સ્વપ્નમાં પણ પરપુરુષને જોતી નથી. મધ્યમ પતિવ્રતા તેને કહેવાય કે જે બીજા પુરુષોને ભાઈ માનીને તેનાથી હંમેશા અળગી રહે અને કનિષ્ઠ સ્ત્રી તે છે કે જે અન્ય પુરુષને જોતાં જ ચંચળ બને છે. હૃદયમાં વિહ્વળ બને છે. પરંતુ પ્રયત્ન કરીને પવિત્ર રહે છે. આવી કનિષ્ઠ સ્ત્રી પણ કોઈ દિવસ સમજુ બને તો તેનો ઉદ્ધાર શક્ય છે. જે સ્ત્રી હંમેશા પારકા પુરુષનો જ વિચાર કરે છે અને એની સાથે છાનોમાનો સંભોગ કરે છે તે સ્ત્રી જારિણી કહેવાય છે. અને તેને વૈધવ્યનો (વિધવાપણાનો) યોગ પ્રાપ્ત થાય છે. જન્મે જન્મે ફરી ફરીને એ વિધવા થાય છે અને જાતે નરકમાં ડૂબે છે અને કુળને પણ ડુબાડે છે માટે હે સતી ! તું પતિની સેવા કરીને ધન્ય થઈ જા. આ અજોડ સદાવ્રતનો (સારી વૃત્તિનો) સ્વપ્નમાં પણ ત્યાગ કરીશ નહિ.

**<u>અ.૨૩ : ૧૦૯ :</u>**

હે ઈશ્વર ! હું તને પ્રાર્થના કરું છું કે તું મને જન્મોજન્મ આજ પતિ મળે એવો યોગ આપજે અને એનાથી હું કદી પણ છૂટી ન પડું. જેમ જળ વગર માછલી તેમ પતિ વગર નારી તરફડીને મરે છે અને સર્વનો માર ખાય છે.

**<u>અ.૨૬ : ૧૧૪ થી ૧૧૮ :</u>**

ઋષિ પત્નીઓ વંદન કરીને બોલવા લાગ્યા કે આ પતિવ્રતા રેણુકા જગતમાં અજોડ છે. એ જગતના વંદનને પાત્ર છે. એના જેવી બીજી કોઈ સ્ત્રી અમે આજ સુધી જોઈ નથી. આથી શ્રેષ્ઠ સ્ત્રીને ધન્ય છે. એવું કહીને ફરી ફરી વંદન કરવા લાગ્યા. એણે તો માતાનું, પિતાનું અને પતિનું એમ ત્રણે કુળને ખરેખર તારી દીધાં અને જગતમાં એનું નામ અમર અને પાવન કરી દીધું. પતિવ્રતાના ધર્મથી એ અક્ષયધામમાં ગઈ છે. હવે એનો કદી પણ પુનર્જન્મ થવાનો નથી. **હે જગદીશ્વર ! બધાને એવી સદ્‌બુદ્ધિ આપો કે પતિને દેવ સમાન માનીને એની અનન્ય ભાવે સેવા કરે.**

**<u>અ.૨૭ : ૩૧ થી ૩૩, ૯૫ :</u>**

એજ રેણુકાના મુખનું આજે ઘણા લોકો પૂજન કરે છે અને એનાં દર્શનથી દુઃખડા અને બધા પ્રકારનો શોક ટળે છે. જે કોઈ માહૂરગઢ જઈને માતૃતીર્થમાં સ્નાન કરીને એ જગદંબાનું ભાવપૂર્વક પૂજન કરશે એનાં બધાં પાપો ટળી જશે અને સંસાર તાપનો દવ પણ શાંત થશે. એ આ લોક અને પરલોક એમ બન્નેમાં ધન્ય થઈ જશે અને મોક્ષનું સુખ પામશે.

સ્વયં પાર્વતી રેણુકા તરીકે અને ભગવાન શંકર જમદગ્નિ તરીકે અવતર્યા હતા એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી.

# સ્ત્રી-પુરુષ સંગ

**અ.૨૩ : ૨૯,૩૦,૩૮ થી ૪૧ :**

કામદેવ કોઈને છોડતો નથી. એ કામદેવ (મન્મથ) નાં બાણ સહન કરવાં અતિ મુશ્કેલ છે. જ્યાં દેવો પણ પછડાયા ત્યાં માણસની શી વિસાત ? માટે કામની નિંદા ન કરતાં તેની સ્તુતિ કરી તેની કૃપા પ્રાપ્ત કરી સાવધાન થઈને રહેવું.

હે કામદેવ ! આ રીતે બધાનું પુણ્ય હરી લઈને તું પ્રાણીમાત્રને વશ કરે છે. તને હજાર વાર પ્રણામ હો. પહેલાં તું સર્વાંગ સંપૂર્ણ હતો, પરંતુ શિવજીની સમાધિનો ભંગ કરવા જતાં શિવે તને શાપ આપી ભસ્મીભૂત કર્યો. તો પણ તારો જીવ ઠરીને બેઠો નહિ. (તારી પત્ની રતિએ) શંકર ભગવાનને પ્રાર્થના કરી ત્યારે ભોળાનાથે તને ફરી જીવતો કર્યો. (કામદેવ અંગ વિનાનો છે એટલે સૂક્ષ્મરૂપે મનમાં રહીને વ્યક્તિને આકુળ-વ્યાકુળ કરે છે.) તને અંગ વગરનો કરવા છતાં પણ તું તારું કામ ભૂલ્યો નથી. અરે ! તેં મારા પર દયા કેમ ન કરી ? ધિક્કાર છે આ જીવનને અને ધિક્કાર છે આ શરીરને.

**અ.૧૩ : ૭૩ થી ૮૦ :**

આત્મામાં સ્થિત થવાથી પ્રાપ્ત થતું સતત અને સર્વશ્રેષ્ઠ એવાં પરમ સુખને મન અને વાણી જાણી શકતાં નથી. આ આત્માનો આનંદ એ બ્રહ્માના આનંદ કરતા પણ સો ગણો હોય છે તો પછી માનવીના આનંદની તો વાત જ શી ? આ કામ શાસ્ત્રને વિધિપૂર્વક સંપૂર્ણપણે જાણનારો બ્રાહ્મણ શાખાચંદ્ર ન્યાયની જેમ સારી રીતે (સાચી રીતે) રતિક્રીડા કરતો હતો. (શાખાચંદ્ર ન્યાય એટલે ઝાડની ડાળીની પાછળ દેખાતો ચંદ્ર બતાવીને દૂર અંતરિક્ષમાં રહેલા ચંદ્રનું ભાન કરાવવું તે. એ જ રીતે લગ્નજીવનના આનંદ દ્વારા આત્માનંદની અનુભૂતિ કરવા માટે કામશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઈએ.) આને પામર શું સમજી શકે ? એ તો વિષયસંભોગ દ્વારા ઉપાધિયુક્ત (આભાસ માત્ર) સુખમાં મગ્ન રહે છે. અને રતિક્રીડા દ્વારા જીવ અને ઈશ્વરના મિલનના આનંદની શું ગમ પડે ? આ સતત સર્વશ્રેષ્ઠ આત્મસુખને વિધિપૂર્વક કામશાસ્ત્ર જાણનાર બ્રાહ્મણ અદેખાઈ અને હરીફાઈ વિનાનો થઈને પત્ની સાથે લગ્નજીવન માણતો હતો. મૈથુનક્રિયાના અંતે ક્ષણ માટે સુપ્તિ અવસ્થાને અંતે પૂર્ણ આનંદથી જે પરિસ્થિતિ જન્મે છે તેને તે સદાકાળ અનુભવ કરતો હતો. (જે આનંદ પામર માટે ક્ષણ પૂરતો હોય છે તે આ બ્રાહ્મણ માટે હંમેશનો હતો.) આત્માના ઊંડા અને નિરંતર અખંડ લક્ષને કારણ તેને આ સુખ હાથવગું હતું. જેમ જ્ઞાનીને જીવનમુક્તિ સહજ હોય છે તેમ. પરંતુ મૂઢ આ સુખ પામી શકતો નથી. પામર આનાથી અજાણ હોવાથી વિષય (કાદવ)માં ખૂંપ્યો રહે છે અને આત્માથી હંમેશાં વિમુખ થાય છે અને પછી રોગથી હેરાન-પરેશાન થાય છે.

**અ.૩૯ : ૫ થી ૧૦, ૧૧ થી ૧૩ :**

હે રાજા ! બધા લોકો મૈથુન (રતિક્રીડા)માં પ્રવૃત્ત થઈને પોતાના વીર્યને નાહકનું વેડફી મારે છે. કારણ કે હરેક મૈથુન દ્વારા સંતતિ તો જન્મતી નથી. એ લોકો ગર્ભનું રહસ્ય અને તત્ત્વ વિચાર જાણતા નથી અને પરિણામે એની સંતતિ રોગી અથવા વિકલાંગ ચોક્કસપણે જન્મે છે. સુપુત્ર પામવા માટે બીજાં સાધનો છોડીને એ સ્વરજ્ઞાનીની સેવા કરીને તરત જ જોઈતું ફળ મેળવે છે.

પુરુષના શરીરમાં સૂર્ય વહેતો હોય અને સ્ત્રીને ચંદ્ર વહેતો હોય ત્યારે પુત્ર ગર્ભ રહે છે એ નિશ્ચિત વાત છે એમાં શંકા કરીશ નહિ. આ પુત્ર દીર્ઘ આયુષ્યવાળો, ગુણવાન અને સુખી થાય છે. આનાથી વિપરીત સ્થિતિમાં (પુરુષને ચંદ્ર વહેતો હોય અને સ્ત્રીને સૂર્ય વહેતો હોય ત્યારે) સુલક્ષણા કન્યા જન્મે છે. પુરુષના દેહમાં સુષુમ્ણા

વહેતી હોય અને સ્ત્રીમાં સૂર્ય વહેતો હોય તે ગર્ભ પડી જાય અને ગર્ભનો વિસ્તાર ના થાય. આનાથી વિરુદ્ધ સ્થિતિમાં (એટલે કે પુરુષમાં સૂર્ય અને સ્ત્રીમાં સુષુમ્ણા વહેતી હોય ત્યારે) ચોક્કસપણે નપુંસક (ષંઢ) બાળક જન્મે છે. જો પુરુષ અને સ્ત્રી બન્નેને સુષુમ્ણા વહેતી હોય તો પણ એ જ ફળ (નપુંસક પુત્ર) મળે છે. જો બન્નેની સૂર્ય કે ચંદ્ર એવી સમાન નાડી વહેતી હોય તો વિકલાંગ સંતતિ જન્મે છે. આવી સંતતિ રોગગ્રસ્ત, દરિદ્રી અથવા ઓછા આયુષ્યવાળી હોય છે. માટે વિચારપૂર્વક મૈથુનમાં પ્રવૃત્ત થવું જોઈએ.

<u>અ.૧૧ :- ૪૬, ૬૮ :</u>

સ્ત્રીના સંગથી પડતી છે અને સ્ત્રી સાથે ભોગ ભોગવવાથી દુઃખ, દુઃખને દુઃખ જ છે. નશીબ જોગે હું એમાં સપડાયો છું. કોઈ ફૂંક મારે તો એ ફૂંક લાગતાં મરી જાઉં એવી હાલત છે.

બધા દોષોમાં પરસ્ત્રી-સંગનો દોષ સૌથી મોટો દોષ છે. હવે આ દૈત્યોનો પલકવારમાં (નિમેષ માત્રે) કચ્ચરઘાણ નીકળી જશે.

<u>અ.૫૧ : ૨૯, ૩૦, ૩૨, ૩૩ થી ૩૭ :</u>

(યયાતિએ) દેવયાનીને કહ્યું કે હે પ્રિય દેવયાની ! તું તો સમજું છે. તું સાવધાનીથી મારી વાત સાંભળ. આ મન વિષયભોગ ભોગવવાથી કદી તૃપ્ત થતું નથી. (ધરાતું નથી.) જેમ જેમ મન વિષયભોગો ભોગવે છે તેમ તેમ વાસના વધતી જાય છે અને એ જ્ઞાનીને પણ આખરે નરકમાં પાડે છે. **આ ઈન્દ્રિયો ખૂબ બળવાન છે અને મોહથી તે વિષયો તરફ ખેંચે છે. માટે દીકરી, બહેન કે કોઈ પણ બીજી સ્ત્રી પછી તે યુવાન હોય કે ઘરડી હોય તો પણ તેની સાથે એકાંતમાં એકલા, એક આસન પર કદી પણ બેસવું નહિ અને સાવધાન રહેવું.** અગ્નિમાં ઘી રેડવાથી જેમ ભડકો થાય તેમ વિષયો ભોગવવાથી વાસના વધે છે, ઘટતી નથી. માટે એ વાત સાચી કે ભોગ ભોગવવાથી કદી પણ સંતોષ (તૃપ્તિ) થતો નથી. માટે વિષયોમાં દોષ દૃષ્ટિ કરીને વિરક્ત થવું જોઈએ.

<u>અ.૫૮ : ૨૧ થી ૩૬ :</u>

અરે ! હે કામદેવ ! તુ ખૂબ બળવાન છે. તું માયાનું જ સ્વરૂપ છે અને એ અરૂપી માયાનું તું મુખ્ય બાણ છે. હે કામ ! તું પ્રાણીમાત્રને વિહ્વળ (વીંધી) કરીને તારે વશ કરી લે છે. આ વિશ્વને રાગ દ્વેષથી તું જ નચાવે છે. હે કામ ! તું વાસનારૂપે ચિત્તમાં વધતાં, પ્રાણીમાત્રને પછી બીજું કાંઈ સૂઝતું નથી. ચિત્તમાં સૌથી પહેલી વાસના ભૂમિની પ્રગટે (થાય) છે. ત્યારપછી દ્રવ્યની વાસના એને વિહ્વળ કરે છે. ત્યારપછી સ્ત્રીની વાસના થાય છે અને ભોગ લાલસાની ઈચ્છા વધે છે. એને કારણે આ જગતમાં વિવિધ પ્રકારના અનર્થો થાય છે. **ગુરુદેવની કૃપા થાય તો જ માણસ આનાથી બચી શકે. એની કૃપાથી પૃથ્વી (ભૂમિ) વગેરેની વાસના નષ્ટ પામે છે અને પછી આખરે સ્ત્રીકામના (વાસના) નો નાશ થાય છે અને ભક્ત નિરભિમાની થાય છે.** આ ત્રણેનો નાશ થતાં એ મુમુક્ષુ ધન્ય થઈ જાય છે. કોઈપણ જાતની ઈચ્છા (વાસના) વિનાનો (નિરીચ્છ) એ બ્રહ્મપદે રાચે છે. જ્યાં સુધી મૂળમાંથી વાસનાનો ક્ષય થયો નથી ત્યાં સુધી બ્રહ્મપદ દૂર છે એમ તું તારા મનમાં નિશ્ચિતરૂપે સમજ. આ વાસના મૂળમાંથી જતાં (નાશ પામતાં) એ વ્યક્તિ બ્રહ્મવિદ (બ્રહ્મને જાણનારો) થાય છે અને સમદર્શી બનીને ત્રણે લોકમાં એક એ અજોડ બની રહે છે.

આ ત્રણે વાસનામાં સ્ત્રીવાસના સૌથી વધુ મજબુત છે અને એ મુમુક્ષુને ધ્યેયમાંથી અધવચ પાડે છે. માટે પુરુષની કામદેવતા સ્ત્રી છે અને એ જ રીતે સ્ત્રીનો કામદેવતા પુરુષ છે. આના કારણે બન્નેને પરસ્પર પ્રેમ (રતિ) રહે છે અને એકબીજાને જોતાં અંતર પીગળે છે. (કામ જાગે છે.) કામવૃત્તિનું આ સ્વરૂપ જાણીને સાધકે ચિત્તમાં વિવેક રાખીને હંમેશા જાગૃત રહેવાનું છે. આત્મા - અનાત્માના વિવેકથી અને યોગાભ્યાસથી જેણે સર્વ પ્રકારે

કામાદિ વશ કરી લીધાં છે તેની આગળ કોઈનું કશું ચાલતું નથી. આમ છતાં તમારામાં હિંમત હોય તો ભેગા મળીને બધા ફરી એકવાર પાછો પ્રયત્ન કરો.

<u>**૩૯ થી ૪૨ :**</u> જેણે પોતાના આત્મારૂપ ભગવાનને જોયો છે એ હંમેશા બધી રીતે સમદર્શી અને સ્વાત્મનિષ્ઠ હોય છે. એને રાગદ્વેષ નથી, આ બધું સાચે જ એ જ છે. એ બધાને પોતાનામાં જુએ છે અને બધામાં પોતાના આત્માને જુએ છે.

<u>**૬૬ :**</u> અપકારી ઉપર પણ જે હંમેશા ઉપકાર કરે છે તે જ સાચે સાધુતાનું લક્ષણ છે. એને નથી કોઈ શત્રુ કે નથી કોઈ મિત્ર.

<u>**અ.૬૨ : ૫૮, ૧૮૨, ૧૭૪, ૧૭૫, ૨૦૫, ૨૨૩ :**</u>

ભગવાન ધારે તો તણખલાનો ડુંગર કરી નાંખે અને ધારે તો પર્વતને તણખલું બનાવી દે. ખરેખર ! હરિનું ધાર્યું જ થાય છે.

સ્ત્રીનું પતન કામવૃત્તિથી થાય છે, નીચ માણસની સેવા કરવાથી બ્રાહ્મણનું પતન થાય છે. બ્રાહ્મણને શિક્ષા કરવાથી રાજાનું પતન થાય છે અને ભોગથી તથા સંગ્રહવૃત્તિથી યતિનું તરત જ પતન થાય છે.

છાનું માનું પરપુરુષ સાથે વિષયસુખ ભોગવતી હતી. એ કાર્ય કેવી રીતે છાનું રહે ? જાહેરમાં કરો કે ખાનગીમાં કરો પરંતુ એ પાપ છાપરે ચઢીને બોલે જ.

કરોડો પ્રયત્નો કરવા છતાં પણ ચંચળ નયનો છુપાવેલા  છૂપતા નથી અને કરેલું પાપ જાતે જ પ્રગટ થાય છે. છુપાવવાના બધા પ્રયત્નો નિષ્ફળ જાય.

રાજા હોય કે રંક હોય પણ કર્મ કોઈને છોડતું નથી. જેમ વાછરડું ગાયને શોધીને એકદમ તેને પકડી લે તેમ કર્મ પણ પકડે છે. એ નિ:શંક વાત છે.

'આપેલું નહિ, તેથી મળતું નથી એ કર્મનો અટલ કાયદો છે. જે કર્યું હોય તે ભોગવ્યે જ છૂટકો. એટલે ક્યાંથી સુખ મળે ?'

<u>**અ.૮૨ : ૨૭, ૬૫ થી ૭૧, ૮૨, ૮૩, ૮૦ :**</u>

જે પારકાની સ્ત્રીને આલિંગન આપે છે તે સો જન્મ સુધી કુતરો થઈને જન્મે છે ત્યારપછી સાપનો જન્મ લઈને મહાદુ:ખી થાય છે. જે દુષ્ટ બુદ્ધિવાળો સ્ત્રીની યોનીને ખરાબ દૃષ્ટિથી જુએ છે તે બીજા જન્મે આંધળો થાય છે એમાં કોઈ શંકા નથી. જે ભાઈની પત્ની સાથે વિષય ભોગવે છે તે ગધેડો થઈને જન્મે છે અને આવું જારકર્મ કરનારો ત્યારપછી સાપ થઈને જન્મે છે. મિત્રની સ્ત્રીને ભોગવનારો ચોક્કસપણે કૂતરો થાય છે અને મામીની સાથે વિષય માણનારો ઘોડો થઈને જન્મે છે. જે કોઈ ખરાબ ભાવનાથી પારકી સ્ત્રીનું મોઢું જુએ છે તેને આંખનો રોગ થાય છે અને અપાર દુ:ખ ભોગવે છે. જે શુદ્ર બ્રાહ્મણની સ્ત્રી સાથે વિષયભોગ ભોગવે છે તે બંને મહાપાપી છે અને ચોક્કસપણે કીડા થઈને જન્મે છે. જે સ્ત્રી સાથે વિષયભોગ ભોગવે છે તે દુર્ભાગી થાય છે અને જારકર્મને લીધે બીજા જન્મે તે કૂતરી થાય છે એમાં શંકાને કોઈ સ્થાન નથી.

**પતિ અને પત્ની પૈકી કોઈ એક પાપ કરે તો પણ બંનેને પાપ લાગે છે તેથી બંનેએ પ્રાયશ્ચિત કરવાનું રહે છે.** સામાન્ય પાપના નાશ માટે મુનિઓ અન્ય ઉપાય સૂચવે છે. ગાયત્રીમંત્રના દશ હજાર જાપ જપવાથી સામાન્ય પાપનો નાશ થાય છે.

અજ્ઞાનતામાં કરેલા પાપનો પ્રાયશ્ચિત કરવાથી નાશ થાય છે, અથવા ગુરુની સેવા કરવાથી ગુરુ હરી લે છે.

**૯૯ થી ૧૦૨ :** અથવા ભરી સભામાં જાહેરમાં પશ્ચાતાપ રૂપે પોતાનું પાપ મોટેથી જાહેર કરે તો પણ એનાં પાપનો નાશ થાય છે. પછી સભા જે પ્રાયશ્ચિત કહે તે પ્રાયશ્ચિત કરવાથી એ નિરભિમાની પાપી પણ એ પાપથી મુક્તિ થઈ જાય છે. અથવા તીર્થયાત્રા કરે તો પણ પાપનો નાશ થાય છે. કાશીમાં જઈને એક મહિનો ગંગાસ્નાન કરવાથી બધાં પાપ શાંત થાય છે. અગતસ્ય મુનિના કહેવા પ્રમાણે અન્ય તીર્થમાં જઈને ગાયત્રીમંત્રના હજાર જાપ કરવાથી પણ બધાં પાપ ટળી જાય છે.

**૧૧૩ :** ત્રિપદા ગાયત્રીનો જપ કરવાથી બધા પ્રકારનાં પાપનો નાશ થાય છે અને અઘમર્ષણ સૂક્તથી સાત જન્મોના પાપનો નાશ થાય છે.

**૧૧૨ :** જો પાપી શ્રદ્ધાપૂર્વક નારાયણ ઉપનિષદનો પાઠ કરે તો એનાં પાંચ મહાપાપો નાશ પામે છે અને પાપી પાવન થાય છે.

**૧૧૪ :** અથવા જે અતિ પ્રખ્યાત એવા વિષ્ણુ સૂક્તનો પાઠ કરે છે તેના પણ સાત જન્મોનાં પાપનો ચોક્કસ નાશ થાય છે. અજ્ઞાનતાથી થયેલાં પાપના નાશ માટે પ્રશ્નાતાપપૂર્વક પંચગવ્યનું પ્રાશન કરવું.

**૧૫૫ થી ૧૫૮ :** એ પતિતની પત્નીનાં વચનો સાંભળીને શ્રી ગુરુરાયે પેલા પતિતજનને ધર્મનું રહસ્ય સમજાવતાં કહ્યું કે હે પતિત ! તું મારા વચન માનીને તારા ઘરે જા. સ્ત્રી પુત્રને દુઃખી કરીને તારી સદ્‌ગતિ કેવી રીતે થશે ?

આ સંસારમાં જન્મીને ઈન્દ્રિયોને સંતુષ્ટ કર્યા પછી ધર્મમય બનીને પછીથી મનુષ્ય ભવસાગર તરે છે. અથવા પહેલેથી જ લગ્ન કરવું નહિ. લગ્ન કર્યા પછી સ્ત્રીનો ત્યાગ કરવાથી તને મહાન દોષ લાગશે. સૂર્ય વગેરેની સાક્ષીમાં તેં આની સાથે લગ્ન કર્યા છે. માટે એનો ત્યાગ કરવાથી તને દોષ લાગશે અને તારી સદ્‌ગતિ નહિ થાય.

# મૃત્યુ વિષયક

**અ.૨ : ૧૦ :**

હે પ્રભુ ! તું ભક્તનો સારથિ છે. રથની લગામ તારા હાથમાં છે. તારા ચરણમાં મેં માથુ મૂકી દીધું છે. તો હવે અધવચ્ચે ઘાત કરીશ નહિ.

**અ.૧૭ : ૩૫ થી ૩૬, ૪૮ થી ૫૭, ૮૦, ૮૨ થી ૮૪, ૮૯ થી ૯૩, ૧૨૮, ૧૨૯ :**

વૃક્ષની ડાળી તોડવાથી વૃક્ષ મરી જતું નથી. પરંતુ તૂટેલી ડાળી નિર્જીવ થઈ જાય છે. તેમ જીવ પણ તટસ્થ - સુખદુઃખથી નિર્લેપ (ઉદાસ) થઈ જાય છે.

મરણ સમયે રોગીને ત્રિદોષ (વાત, પિત્ત અને કફ) થતાં એ ખૂબ દુઃખી થાય છે. અને બેભાન થઈ જાય છે. એ સમયે બધી ઈન્દ્રિયો ખેંચાઈને મનમાં લીન થઈ (સમાઈ) જાય છે. પછી મનનો પ્રાણમાં લય થાય છે અને પ્રાણનો તેજમાં લય થાય છે. પછી તેજ દેવ સ્વરૂપે પરતેજમાં ભળી જાય છે. પછી ત્યાં કોણ કોને ઓળખે ? મૂઢ લોકો આ સમયે રડારોડ કરે છે. પત્ની અને પુત્રો બધાં રડે છે. ઘરમાં રડારોડ મચી જાય છે. એ સમયે કોણ કહે કે હું કોણ છું અને મને જુઓ. એ ચંચળ (લોક) દૃષ્ટિ પાછી ફરતી નથી. જેમ લીન થયેલી દૃષ્ટિ પાછી ફરતી નથી તેમ અભ્યાસને લીધે દેહનું સમૂળ ભાન ભૂલાતાં ઈન્દ્રિયો ચિત્તમાં લીન થાય છે, ચિત્ત પ્રાણમાં અને પ્રાણ પણ તેજમાં લીન થાય છે. તેજ પરતેજમાં પરબ્રહ્મમાં લીન થાય છે. અનુકૂળ અભ્યાસ થતાં ક્ષણવારમાં જીવ બ્રહ્મ સાથે સમરસ થઈ જાય છે. જ્યાં દ્વૈતપણું જ ન રહે ત્યાં પછી કોણ કોને ઓળખે ? મૃત્યુને કાળે આ બધું ભૂલાઈ જતાં

ફરી પાછો કલેશ (દુઃખ) ભોગવે છે. અને એની કાયમ માટે જન્મમરણની પરંપરા ટળતી નથી. અભ્યાસને લીધે (જ્યારે જીવ બ્રહ્મમાં લીન થાય છે ત્યારે) મૂળમાંથી ભ્રાંતિ દૂર થાય છે. **શરીરનું અભિમાન (દેહાભિમાન) ગળી જતાં માણસનું ક્યારેય પણ મરણ આવતું નથી અને એનો પુનર્જન્મ પણ થતો નથી. દેહાભિમાન ન રહે એ જ જીવતે જીવ મૃત્યુ ગણાય.**

જ્ઞાન (શાબ્દિક સમજ) અને વિજ્ઞાન (સ્વાનુભવ) થતાં બધી ઈચ્છા સમાપ્ત થઈ જાય છે. (વ્યક્તિ ઈચ્છા વિનાનો - નિરીહ - થઈ જાય છે.) બ્રહ્મના જ્ઞાનનું એ જ ફળ છે અને એને પરિણામે તરત જ - નિર્વાણ - મોક્ષપદ પ્રાપ્ત થાય છે.

ઘડાના સર્જન પહેલાં માટી હતી. સર્જાયેલા ઘડામાં પણ માટી જ છે અને ઘડો ફૂટી જાય એટલે આખરે પણ પહેલાંની જેમ માટી જ થઈ જાય છે. એક માટીને બરાબર જાણી લેવાથી એના બધા જ વિકારો (એ માટીમાંથી બનતો ઘડો, કોડિયું કે રમકડાં) બધું જ જાણી શકાય છે આ માનવી પણ માટીનો જ બનેલો છે અને જ્યાં નામ હોય છે ત્યાં આકાર પણ હોય છે. (માટીમાંથી બનતી વસ્તુઓ એ માટીનો વિકાર કહેવાય.) નામ અને આકાર બંને નાશવંત છે. ફક્ત એક માટી જ સારરૂપ છે. એ જ પહેલાં, મધ્યમાં અને અંતમાં રહેલી છે. એ જ પ્રમાણે બ્રહ્મને પણ ચોક્કસપણે સમજી લે. (પહેલાં એકલું બ્રહ્મ હતું, સૃષ્ટિના સર્જનમાં પણ બ્રહ્મ જ છે અને પ્રલયકાળે સૃષ્ટિનો નાશ થશે ત્યારે પણ બ્રહ્મ જ રહેશે.)

જેમ વ્યવહારમાં ઘડાને જોનારો એ ઘડાથી જુદો હોય છે તેમ દેહને જોનારો એ દેહથી જુદો છે. એ દેહને જોનારો તે જ ત્વં પદથી સૂચિત છે. સ્ત્રી, પુત્ર વગેરે બધા પોતાના સુખ માટે ગમે છે તેમ એ બધા તત્-બ્રહ્મની પ્રીતિ માટે કદી હોતા નથી. સ્વાત્મા સૌથી વધારે પ્રિય-પ્રાણપ્રિય હોય છે. 'ત્વં' તત્ત્વ (પદાર્થ) સુખ (આનંદ) રૂપ છે માટે એ બ્રહ્મસ્વરૂપ છે. એજ સત્ અને ચિત્ સ્વરૂપ છે. આવું એનું અનુપમ ઐક્ય છે. દેહનું મૃત્યુ થાય તો પણ સ્વપ્રેમ તૂટતો નથી. હું હંમેશાં જ હોઉં છું એવું લાગ્યા જ કરે છે તેથી તે ત્વં પદાર્થ એ સત્ છે. (સત્ એટલે ત્રિકાલાબાધિત સત્ય. પહેલા હતું, અત્યારે છે અને ભવિષ્યમાં પણ હશે જ.) ત્વં પદાર્થ એ નિર્વિકાર છે, સ્વયં સાક્ષીરૂપ અને જ્ઞાન સ્વરૂપ છે. તેથી એ ચિત્ત વગેરે (ચિત્ત, મન, બુદ્ધિ, અહંકાર) થી તદ્દન જુદો છે એ તું માન.

હું અખંડ, નિશ્ચલ, સત્ય, અદ્વૈત, વિશુદ્ધ, આનંદ અને અમૃત સ્વરૂપ બ્રહ્મ છું એ સમજને યોગના અભ્યાસથી સ્થિર કરી, આ રીતે અખંડપણે ધ્યાન કરતાં ચિત્ત અક્ષયધામ પામે છે.

**<u>અ.૩૧ : મદાલસા માતા : ૩૩ થી ૪૧ :</u>**

માતા આ નાનકડા બાળકના કાનમાં ઉપદેશ સંભળાવતી કે હે બાળક ! તું સાવધાન થઈને સાંભળ. હાડકાંથી આ બધું બીક લાગે એવું શરીર ઊભું કર્યું છે. બધે નાડીઓ બાંધી છે અને માંસથી લીંપણ કર્યું છે. લોહી, મળ અને મૂત્રથી એ ભરેલું છે. આમ એ એકદમ અપવિત્ર - અમંગલ છે. કાગડા-કૂતરાં માંસને લઈ ના જાય તેથી ઈશ્વરે એને ચામડાથી ઢાંક્યું છે અને એ દ્વારા તેનું રક્ષણ કર્યું છે.

જે (આ શરીર) અંદર અને બહારથી અશુદ્ધ છે, તે સ્વાત્મા નથી. અહં (હું) અને મમત્વના (મારાપણામાં) મોહમાં તું નકામો શું કામ પડે છે ? તું (આત્મા) તો સદા સર્વદા મંગલ છે. તું આ અપવિત્ર (ગંદુ) શરીર નથી. આ દેહ પણ તારો નથી. એટલે તું એમાં ઠગાઈશ નહિ. તું અંતરમાં શાંતિથી વિચાર કર અને જાણી લે કે મન, પ્રાણ, ઈન્દ્રિયો, બુદ્ધિ અને અહંકાર એ સ્વાત્મા નથી. જેમ ઘડાને જોનારો ઘડાથી હંમેશાં જુદો છે, તેમ શરીર વગેરેને જોનારો શરીરથી જુદો છે. આ પવિત્ર આત્મા કેવળ સ્વયં જ્યોતિ સ્વરૂપ જ છે. એ જ તારું સાચું રૂપ છે.

એમાં તું શંકા કરીશ નહિ. જો તું મૂળે (ખરેખર) જન્મ્યો જ નથી તો પછી તને મૃત્યું ક્યાંથી હોય ? તારામાં કોઈ વિકાર નથી પછી તારે વર્ણ કે આશ્રમ શાનો ? તું તો આનંદ સ્વરૂપ છે પછી તારે માતા પિતા શાના ? તું તો અરૂપી એવો સ્વાત્મારામ છે, પછી પત્નીની ઈચ્છા શું કામ રાખે ?

<u>**૫૯ :**</u> તું કોણ છે અને ક્યાંથી આવ્યો છે ? તું નાહકનો શું કામ રડે છે ? તને કોણે મોહમાં નાંખ્યો છે ? તું આ બધાનો વિચાર કર.

<u>**૬૨ થી ૬૭ :**</u> પૂર્વ જન્મમાં કરેલાં કર્મોની કમાણીરૂપ (પુણ્ય પ્રતાપે) તને આ મનુષ્યનું શરીર મળ્યું છે. આ શરીર તારાથી જુદું છે. તું તો સ્વાત્મારામ છે. જો તું આ શરીરની અહંતા અને મેલી મમતા રાખીને ત્રણ પ્રકારનાં (સત્ત્વ, રજસ્ અને તમસ્) કર્મો કરશે તો તારી ભ્રમણા દૂર નહિ થાય. અહંકારથી ઘેરાયેલા માણસની અજ્ઞાનતાને લીધે લક્ષ ચોરાસીની આ જન્મ મરણની ઘટમાળ ટળતી નથી. **આત્મા જે જાતે જ પ્રકાશ સ્વરૂપ છે, કવળ સાક્ષીરૂપ છે, અજ, અક્ષય અને અવિકારી છે એજ મારું સાચું રૂપ છે, એવો કાયમ માટેનો તું દઢ નિશ્ચય કર. હું નિત્ય છું, સત્ય છું, એક છું, બધાં ભૂતો મારામાં વસે છે અને હું બધાં ભૂતોમાં વસું છું, એવો નિશ્ચય કર. હું શુદ્ધ છું, બુદ્ધ છું, અદ્વૈત છું, સચ્ચિદાનંદ સ્વરૂપ છું, એવું જ્ઞાન ધ્યાન દ્વારા દઢ કરીને તું સ્વાત્મામાં જ રહે.**

<u>**૧૧૫ :**</u> સાધુને ઓળખવા માટે વ્યક્તિએ જાતે પણ સાધુ થવું પડે છે. આ વિના આવું સૂક્ષ્મ રહસ્ય કોઈ જાણી શકતું નથી.

<u>**અ.૩૨ : ૪, ૩૫ :**</u>

સાચું તો એ છે કે પિતૃઓ અને પ્રેત બધાં પોતપોતાનાં કર્મોથી જ તરે છે. બીજી વ્યક્તિ આપણને તારશે એ વાત કેવળ ભ્રમ જ છે.

અહીં વિધાતાએ કર્મ પ્રમાણે જ જીવમાત્રનો નિવાસ નક્કી કર્યો છે. યોગ સાથે વિયોગ પણ વિધિએ નિર્માણ કર્યો છે.

<u>**અ.૩૩ : ૩૦ થી ૬૧ :**</u>

(અલર્ક) કહેવા લાગ્યો કે પંચમહાભૂતોનો સમૂહ એવો આ સ્થૂળ દેહ તો જડ છે. એમાં ક્ષણે ક્ષણે ફેરફાર થયા કરે છે અને એ તો કેવળ અનિત્ય (ક્ષણભંગુર) છે. આત્મા પોતે તો નિર્વિકાર છે, વ્યાપક છે અને અખંડ છે. આ મર્યાદિત એવા દેહને એ અળગો રહીને જાણે છે. એ જ મારું સાચું સ્વરૂપ છે. દેહથી જુદો એવો હું સત્ (સત્ય) અને ચિત્ આત્મા એવો હું એક છું અને ચાલક તેમજ ભાસક છું. (ચાલક એટલે બધાને કાર્ય કરવા પ્રેરનાર અને ભાસક એટલે બધાને પ્રકાશિત કરનાર) ઈન્દ્રિયોમાં રહીને જે પ્રાણ ચાલવાની, વળવાની વગેરે ક્રિયા કરે છે તે તો નિદ્રામાં જડ બની જાય છે. તો સાક્ષીરૂપ એવો હું પ્રાણ કેવી રીતે હોઈ શકું ? (એટલે કે પ્રાણ એ આત્મા નથી.) **આ મન ક્ષણે ક્ષણે દોડાદોડ કર્યા જ કરે છે. એ વાતને હું જાણું છું. તેથી હું મન નથી. એ વાત નિશ્ચિત છે. (એમાં કદી પણ સંશય થતો નથી.) હું તો મનથી તદ્દન જુદો છું, સર્વ વ્યાપક (વિભુ) છું અને તેથી હું મન નથી. જે બુદ્ધિ ઊંઘમાં વિલીન થાય છે તે બુદ્ધિ-વિજ્ઞાન પણ હું નથી હું તો સાક્ષીરૂપ ચૈતન્ય છું અને બધાથી જુદો છું. ત્રણ ગુણવાળો જડ એવો અહંકાર પણ હું નથી. હું તો શુદ્ધ છું, બુદ્ધ છું, શ્રેષ્ઠ (પર) છું, ઈન્દ્રિયાતીત (ઈન્દ્રિયોથી પર) છું, અજ છું, અમર છું અને અક્ષય છું.** અરેરે ! હું આમ બાવરો (બેબાકળો) કેમ બની ગયો ? પગથી માંડીને માથા સુધી શોધવા છતાં કેમે કરીને દુઃખ જડતું નથી. જન્મ, મરણ રોગો એ બધા આ સ્થૂળ શરીરનાં દુઃખો છે, હું તો બધાથી ન્યારો છું એટલે એ બધાં મુજને ક્યારેય પણ સ્પર્શતા નથી. ભૂખ અને તરસથી પણ એ જડ પ્રાણ જ પીડાય છે. એ બધાના દુઃખે હું કદી પણ દુઃખી થતો નથી. એ બધા તો મારા નોકર (ભૃત્ય) ની જેમ

મારી સત્તાને લીધે વર્તે છે. ચંચળ મન એ જ રાગ-દ્વેષનું મૂળ કારણ છે. અન્નના વિકારને લીધે એ સુખથી હસે છે અને દુઃખથી રડે છે. જો હું કોઈ પણ રીતે એ ન હોઉં તો એ બધું ક્યાંથી નડે ? શું એક જણનું દુઃખ કદી પણ બીજાને દુઃખી કરી શકે ખરું ? અંતરમાં એ રીતે વિચાર કરીને, દુઃખનું કારણ શોધી કાઢીને, હસીને બોલ્યો કે મેં દુઃખનું કારણ શોધી કાઢ્યું છે. **આકાશ (વ્યોમ), વાયુ, તેજ (અગ્નિ), જળ અને પૃથ્વી એ પાંચ ભૂતો બધાં જ જડ અને ચંચળ છે. એ મારું રૂપ નથી. (હું એ નથી.) હું તો સત્ ચિત્, નિશ્ચલ, કેવળ-સ્વરૂપ એવો એક માત્ર આત્મા છું. પંચભૂતો અને એના (ભૌતિક) ગુણોથી ન્યારો છું, હું તો નિર્ગુણ છું, ઈન્દ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિનો સાક્ષીરૂપ ચેતન આત્મા હું છું. જો હું એ બધાથી જુદો હોઉં તો એમના દુઃખે શું કામ દુઃખી થાઉં ? દુઃખનું અમંગલકારી મૂળ દેહની અહંતા છે. એના સંગનો ત્યાગ કરવાથી દુઃખનું સ્થાન શોધ્યું પણ જડતું નથી. વિવેકપૂર્વકના સૂક્ષ્મ વિચારથી મેં મારું મૂળ સ્વરૂપ જાણી લીધું છે. હવે હું અનુભવના જોરે કહું છું કે ખરેખર ! જે દુઃખ થયું છે તે તો મનને થયું છે. આ મુશ્કેલીથી પ્રાપ્ત એવો આત્મવિવેક છે જેને ઋષિમુનિ પણ શોધે છે. દત્તપ્રભુની કૃપાને લીધે એ આત્મવિવેક માત્ર એક પ્રશ્ન પૂછવાથી જ મને સ્ફૂરી ઊઠ્યો. હું તો હંમેશા સ્વયંરીતે પૂર્ણ છું. મારામાં વધઘટ નથી. મનમાં જે દુઃખ જણાય છે તે મને કેવી રીતે સ્પર્શી શકે ? આ બધું જે જે દેખાય છે તે માયાવી છે અને નશ્વર છે, એવું તું જાણ, દેહ, ઈન્દ્રિયો અને પ્રાણમાંથી જે સુખ મળે છે તેનું પરિણામ આવે છે અને હું એનાથી જોડાયેલો નથી. હું તો નિત્ય, અદ્વૈત, અખંડ, શુદ્ધ, નિરંજન, પવિત્ર, તેજઃપુંજ અને અદંડ (દંડી ન શકાય તેવો) છું. હું હંમેશા અક્ષય છું, અવિનાશી છું, પરિણામથી પર છું. સર્વ સંગથી મુક્ત છું અને સુખદુઃખથી પર છું. આ સ્થૂળ દેહ એ પાંચ ભૂતોનો સમૂહ છે અને સૂક્ષ્મ દેહ એ વાસનામય છે. એ બંને જડ છે. જે પોતાના સ્વરૂપને જાણી શકતા નથી તે બીજાને શું જાણી શકવાના ? એટલે ચેતન સાક્ષી એવો હું એ બધાથી જુદો છું.** સ્થૂળ દેહમાં વાત (વાયુ), પિત્ત અને કફ નામની ધાતુઓ વસે છે. એ ધાતુઓ કુપિત (અસંતુલિત થતાં શરીર રોગથી પીડાય છે, આમ છતાં એ જડ (સ્થૂળ દેહ) પોતાનો વિકાર જાણતો નથી. એ જે જાણે છે તે સાક્ષીરૂપ આત્મા એનાથી જુદો છે. સૂક્ષ્મ શરીરમાં કામ વગેરે (કામ, ક્રોધ, લોભ વગેરે) સ્ફૂરે છે અને એનાથી સૂક્ષ્મ શરીરને રોગ થાય છે. આ બધું જાણનાર તો એનાથી પર થઈને રહે છે અને ત્યાં બંને શરીર હોતા નથી. આમ દુઃખનું કારણ એ કારણ દેહ છે. પરંતુ આ અજ્ઞાન જ્ઞાનીને તો સ્વપ્નમાં પણ અસર કરી શકતું નથી. આ ક્રમમાં વિચાર કરતાં ખબર પડી છે કે **દુઃખ તો મનને થાય છે. હું તો કેવળ અખંડ સુખ સ્વરૂપ છું અને જેમનો તેમજ ભર્યો છું.**

<u>૮૨ :</u> ચૌદ લોકનો નાથ એવો હું કેવળ સુખનું ધામ છું. હું આપ્તકામ (સંતુષ્ટ), નિષ્કામ (કામના રહિત) અને અભિન્ન એવો આત્મારામ છું.

<u>૮૭ :</u> આ તત્ત્વજ્ઞાન જ્યાં સુધી નો'તું થયું ત્યાં સુધી દુઃખ થતું હતું. એ અદ્વૈતજ્ઞાન થયા પછી દુઃખનું નામોનિશાન રહેતું નથી. પરંતુ જેને આ સ્વરોદયનું ગહન જ્ઞાન ન હોય તેને મૃત્યુની ખબર કેવી રીતે પડે ? માટે તમે કૃપા કરીને વિસ્તારપૂર્વક એ બધા ચિન્હો કહો.

<u>અ. ૩૯ :- ૮૮ :</u>

ૐ કારનું રટણ કરીને પ્રાણ ત્યજવાનું આપે કહ્યું અને હે ધીર પુરુષ ! આપે સ્વરને આધારે મૃત્યુનાં ચિન્હો પણ કહ્યા.

**<u>અ.૪૦ : ૫૪ થી ૧૦૦ :</u>**

આ દુનિયામાં કોણ અમરપટ્ટો લખાવીને આવ્યું છે ? મૃત્યુ બધાનો કોળિયો કરે છે. માટે ડાહ્યા માણસે બીક કાઢી નાંખીને નિષ્કામભાવથી ધ્યાન ધરવું.

જેવી રીતે પૃથ્વી રાજાની અને કુલટા (ખરાબ ચારિત્રવાળી) સ્ત્રી પતિની મશ્કરી કરતી હોય છે તેવી રીતે હે અલર્ક ! જે શરીરને બહુ સાચવ સાચવ કરતો હોય (શરીરને પંપાળ્યા કરતો હોય) તેની મૃત્યુ મશ્કરી કરતું હોય છે.

**જે જન્મ્યું છે તેનો નાશ નિશ્ચિત છે એમ માનીને એકાગ્ર ચિત્તથી હંમેશા પોતાના આત્માનું ધ્યાન કરવું જોઈએ અને આત્મધ્યાન કરવાનું મરણપર્યંત ચાલુ રાખવું જોઈએ જેથી ધ્યાન ધરતાં ધરતાં ધ્યેયરૂપ થઈ જવાય અને જન્મમરણનો ફેરો ટળી જાય.**

જે ભગવાનની સાથે સતત જોડાયેલો રહે છે તેના પ્રતિબંધો (વિઘ્નો-અવરોધો) જો નષ્ટ થઈ જાય તો આ જન્મે જ મુક્ત થઈ જવાય છે. નહિતર ત્યાર પછીના જન્મે મુક્ત થાય છે. **કરેલો અભ્યાસ (કરેલી સાધના) નકામો જતો નથી એવું વેદો પોકારી પોકારી કહે છે. માટે ખેદ વગર રાતદિવસ (સતત) યોગાભ્યાસ કર્યા કરવો જોઈએ. જો કદાચ પ્રારબ્ધવશાત્ જ્ઞાન થયા વિના વ્યક્તિ મૃત્યુ પામે તો પણ પછીના જન્મમાં એ યોગભ્રષ્ટ થઈને જન્મીને મુક્તિ પામે છે.** પૂર્વજન્મના સંસ્કારોથી જ્યાંથી અધૂરો રહ્યો હોય ત્યાંથી ફરી પાછો અભ્યાસ શરૂ કરે છે અને ત્યાંથી આગળ વધે છે. અભ્યાસને અંતે જ્ઞાન પામીને એ મુક્તિને વરે છે. અનુભવ અને શાસ્ત્ર એમ કહે છે કે એની કદી દુર્ગતિ થતી નથી.

**માટે અંતકાળમાં સ્થિર આસન પર સ્થિર શરીર રાખીને એકાગ્ર ચિત્તે બેસવું. પોતાના ડાબા પગની એડી ગુદા નીચે અને જમણાં પગની એડી જનનેન્દ્રિય (મેંઢ્ર) પર રાખીને યુક્તિપૂર્વક ફરી ફરીને અપાન વાયુને ઉપર ખેંચવો. હડપચી (હનુ)ને હૃદય-છાતી સાથે દબાવીને તથા સપ્તરંધ્ર (સાત છિદ્રો : બે આંખ, બે કાન, બે નસકોરાં, એક મોં) પર આંગળી રાખીને મનને અંતરમાં વશ કરવું. પછી ધ્યાન દ્વારા ઈન્દ્રિયોને મનમાં લીન કરવી અને સારી રીતે સાવધાન થઈ જઈને મનને પ્રાણમાં લીન કરવું. પાંચે પ્રાણોને સુષુમ્ણામાં એકઠાં કરી તાળવાને (મૂર્ધ સ્થાનને) ભેદીને નિર્ભય થઈને ત્યાં પહોંચવું.**

**હૃદયમાં પરમાત્માનું ચિંતન કરીને, ૐકારનો ઉચ્ચાર કરીને આત્મધ્યાન દ્વારા જ્ઞાનથી મુક્તિ આપવી. જેમ વ્યક્તિ ભૂલ્યા વિના પોતાના ઘરનું બારણું રાત્રે કે દિવસે અચૂકપણે ખોલે છે તેમ આ પણ શક્ય બને છે.**

**યોગાભ્યાસને કારણે શરીરનાં બધાં દ્વારો પ્રકાશિત થવાને લીધે યોગીઓ મધ્યમ માર્ગથી (સુષુમ્ણાના માર્ગથી) અચૂકપણે બ્રહ્મમાં લીન થાય છે. માટે આળસ ખંખેરીને જે રોજ અભ્યાસ કર્યા કરે છે તેને ચોક્કસ મોક્ષની પ્રાપ્તિ થાય છે અને ખાસ તો એ ધ્યેયથી ભ્રષ્ટ થતો નથી.**

જ્યાં સુધી ઘર (મકાન) વ્યવસ્થિત રીતે ઊભું હોય ત્યાં સુધી માંકડ, ચાંચડ, ઉંદરો વગેરે એમાં આનંદથી રહે છે પરંતુ મકાન પડતાં જ નાસભાગ કરી મૂકે છે. એ જ રીતે સ્ત્રી, પુત્ર વગેરે પણ આશાને લીધે પાસે રહે છે પરંતુ મરતાંની સાથે જ ક્ષણની વાર કર્યા વિના ઘાસને ફૂંકી દે તેમ આ શરીરને ફૂંકી મારે છે. અંત સમયે જે છોડીને નાસી જાય છે, એક ક્ષણ પણ સાથે રહેતા નથી અને જે આત્મારૂપી ધનને લૂંટી લે છે એવા (સ્ત્રી, પુત્ર) ની સોબત શા માટે કરવાની ? જ્યાં સુધી મોજ મઝા કરવાની મળે ત્યાં સુધી જ બધા પ્રેમ રાખે છે. શરીર થાકી જતાં પછી કોઈ પાસે ઊભું રહેતું નથી.

રોગને કારણે પરાધીન થાય ત્યારે કંટાળીને હવે આ મરે તો સારું એવું બોલે છે અને બોલાવ્યા છતાં પણ બોલતા નથી. આવી દુનિયાની પ્રીતને ધિક્કાર હો.

જેમ કૂતરાને ટુકડો ફેંકે તેમ ખાવા માટે ટુકડો આપે અને ન સંભળાય તેવાં વચનનાં બાણોથી કાળજું વીંધી નાંખે છે.

**જેમને આપણા માટે કરુણા ના હોય, જે અંત સમયે દુશ્મન થઈને ઊભા રહેવાના હોય તેની સોબત શાને માટે કરવાની ? માણસે પોતાના આત્મકલ્યાણનો જ વિચાર કરવો જોઈએ.**

જો વધુ અભ્યાસ કરી શકવાનું કદાચ શક્ય ન હોય તો, થોડો થોડો આત્મઅભ્યાસ પણ હંમેશાં ઉત્સાહપૂર્વક કરવો. જેમ ઉધઈ પોતાના મુખથી ધીમે ધીમે માટીનો ઢગલો કરે છે તેમ ધીમે ધીમે આ અભ્યાસ વધે છે.

મોંમાં અનાજનો દાણો લઈને કીડી ચઢતી હોય ત્યારે એ દાણો પડી જાય તો પણ વારે વારે દાણો પાછો લઈને એ પ્રયત્નપૂર્વક ચઢે છે એ જ રીતે માણસે પણ અંતરમાં હંમેશા અભિલાષા અને હોંશ રાખીને ધ્યાન કરવું જોઈએ. આવું કરનાર જરૂર સિદ્ધિ મેળવે છે. (ગાયના) વાછરડાના શીંગડાની જેમ યોગ પણ ધીમે ધીમે વધે છે.

કીડાએ ખોતરી ખાધું હોવા છતા પણ વૃક્ષ જેમ મોટું થાય છે તેમ વિઘ્નો આવવા છતાં પણ સારી રીતે ધ્યાન સિદ્ધ થાય છે. માટે ધીરજ ગુમાવ્યા વગર અંતરમાં શ્રદ્ધા રાખીને અને ખાસ આળસ છોડીને સતત અભ્યાસ કરતાં રહેવું. જાગ્રત તથા સ્વપ્ન અવસ્થાનો પ્રકાશક અને ઈન્દ્રિયોનો ચાલક એવા સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનું ધ્યાન કરવું.

જેમ કીડો ભ્રમરીનું ધ્યાન કરવાથી અંતે એ જ દેહમાં નિશ્ચિતરૂપથી ભ્રમરતા પામે છે (પોતે જ ભમરી થઈ જાય છે) તેમ યોગીપુરુષ પણ ધ્યાન દ્વારા ધ્યેય સ્વરૂપ થઈ જાય એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. હે રાજા ! તું એમાં શંકા કરીશ નહિ. આમ પણ જીવ મૂળે તો બ્રહ્મ જ છે એટલે બ્રહ્મનું ધ્યાન કરતાં આત્મનું બ્રહ્મત્વ જાણીને તે નિશ્ચિતરૂપથી નિર્વાણ પામે છે.

માટે ત્રણે કાળ (સવાર, બપોર, સાંજ) ને સાધીને જે હંમેશા અભ્યાસની સિદ્ધિ માટે ઈશ્વરનું ભજન કરવું અને ઈશ્વર તેમજ સદ્‌ગુરુ પ્રસન્ન થતાં કોઈ કષ્ટ (મુશ્કેલી) પડતું નથી. જેમ શેઠ પોતે સાક્ષી બનીને, મજૂરોને એકઠાં કરીને કામ કરાવે છે તેમ અહીં પણ ઈન્દ્રિયોને મજૂર માનીને અખંડ એવા આત્મારામે સાવધાનીપૂર્વક એની પાસે કામ કરાવવું. જેમ પૈસાદાર માણસ મજૂરો પર ધ્યાન રાખવા મુકાદમ રાખે છે તેમ આ ઈન્દ્રિયોરૂપી મજૂર પર મનરૂપી મુકાદમ રાખવો. મજૂરરૂપી ઈન્દ્રિયો ઉદ્ધત ન બને અને આળસ કર્યા વિના બતાવેલું કામ કર્યા કરે એ માટે મુકાદમને અન્ય મજૂરોથી વધુ વેતન (ધન) આપીને ડાહ્યો માણસ જેમ એને ખુશ રાખે છે તેમ અહીં પણ મનને વિષયોની ગંધ છોડીને મારા રૂપમાં જોડાઈને ઉચ્ચાનંદમાં પ્રસન્ન રહે એમ કરવું.

મન અતિ સુંદર વસ્તુ માગે છે અને ત્રિભુવનમાં મારી મૂર્તિથી વધારે સુંદર કશું જ નથી. એટલે વારે વારે મારા મોહકરૂપમાં એને જોડે તો જ એ મન ઠરે એમ માન.

આ બધું કરવાથી યોગ સિદ્ધ થાય છે અને સગુણનું ધ્યાન કરતાં પછી નિર્ગુણમાં મનનો લય થતાં માનવી મુક્ત બને છે.

<u>**૧૦૨ :**</u> લોખંડના ચણા ચાવવા (જેવી આ વાત છે.) એ નાના બાળકનો ખેલ નથી. **રંગ કહે છે કે ગુરુકૃપા કરે તો જ મોત સાથે ગેલ ગમ્મત થઈ શકે.**

**<u>અ.૪૧ :- ૧૨ થી ૧૫ :</u>**

આ (ગુરુ) બે અક્ષરનો મંત્ર ખરેખર તારનારો છે. અને ભવની (જન્મ-મરણની) બાધા (વિઘ્ન) હરનારો છે. આ ગુરુમંત્ર બધા મંત્રોમાં શ્રેષ્ઠ છે. ‘ગુરુ’ ‘ગુરુ’ એવું બોલતાં ખરેખર મારો શ્વાસ નીકળી જાય એ વિના મારી બીજી કોઈ ઈચ્છા નથી. કારણકે હું (ગુરુ દ્વારા) બધા પ્રકારનું કલ્યાણ પામી ચૂક્યો છું. આ શરીરનું ચામડું ઉતારી, એના જોડા બનાવી, ગુરુના પગમાં પહેરાવું તો પણ હે ગુરુરાય ! આપનું ઋણ ચૂકવાય એમ નથી. હે ગુરુવર ! હવે તમારું અખંડ સ્મરણ રહે અને આ દેહ પડે તો પણ આ ચરણનું વિસ્મરણ ન થાય એવી કૃપા કરો.

**<u>અ.૪૫ : ૭૪ થી ૭૬ :</u>**

જેનું પ્રારબ્ધ પાધરું (અનુકૂળ) હોય તેને એનાં કર્મો રક્ષે છે. જેનું રક્ષણ (કલ્યાણ) દેવ પોતે કરતો હોય તેને કોણ મારી શકે ? જેની રક્ષા દેવ કરતા હોય, તે વ્યક્તિ આફતમાં સપડાય, દાવાનળમાં ઘેરાય કે વનમાં હિંસક પશુથી ઘેરાઈ જાય તો પણ તે કદી મરતો નથી. શસ્ત્ર, અગ્નિ વગેરે બધું પરાજિત થાય છે. (પાછું પડે છે.)

**<u>અ.૪૯ : ૧ થી ૬ :</u>**

આ જીવ સદા પરતંત્ર હોવા છતાંયે એ મુરખ આ તત્ત્વના અજ્ઞાનને કારણે ચિરંજીવ (અમર) થવાની મથામણ કરે છે. આ શરીર (દેહ)ને જ આત્મા માનીને એ અમરતા ઈચ્છે છે, પણ એને ખબર નથી કે દેહ તો નાશવંત છે. અને ક્ષણે ક્ષણે એ ક્ષીણ થતો જાય છે. જેમ અગ્નિના તણખા પળવારમાં નાશ પામે છે તેમ આ જડ દેહ પણ ખરેખર જન્મે છે અને મરે છે. આ હુંડ એવો મૂઢ છે કે તે મૃત્યુને ટાળવાની મથામણ કરી રહ્યો છે અને તે છતાંય મૃત્યુ ટળતું નથી. **જે નક્કી થયું હોય તેને કોણ ટળી શકે ? જે ભાગ્યવંત (સાચી સમજવાળો) છે તે ભગવાનને શરણે જાય છે. પરિણામે મોત એનાથી ડરે છે. જ્યારે બીજા મોતથી ડરે છે.** પોતાનું (આત્માનું) જન્મરહિતપણું સમજીને તે પરબ્રહ્મમાં (દત્તપ્રભુનાં ચરણમાં) લીન થાય છે. તેને જન્મ-મરણ હોતાં નથી અને એ કદી પણ રાંક (લાચાર) થતો નથી.

**<u>અ.૫૧ :- ૫૯ :</u>**

હે મારા બાપ ! તું દયા લાવીને હવે દોડ. મારો જન્મ અને મૃત્યુનો ભય દૂર કરી મને સાંત્વન આપ. આવી અનન્ય યાચના કરું છું. તું સ્મરણ કરતાંની સાથે હાજર થાય છે એમ કહેવાય છે. એટલે તું વાર લગાડે તો એ તને શોભતું નથી.

**<u>અ.૫૨ : ૭૧, ૧૨૧ થી ૧૨૩ :</u>**

અસાર આ સંસારમાં, એકમેવ એ સાર છે. જો સંતનો સંગ થાય તો જ જન્મમરણનો ફેરો ટળે (ટળે યમદ્વાર).

એ જ રીતે આ બધાં શરીરો કાલ, કર્મ અને ગુણ વશ છે અને વચમાં એનો મિથ્યાભાસ થાય છે માટે એ બધા નશ્વર છે. કાળ, કર્મ અને ગુણ એમ ત્રણે છૂટા પડી જતાં એકાએક આ દેહનું ચોક્કસ મૃત્યુ થાય છે. બધા દેહોનું મૃત્યુ થવા છતાં આત્મા મરતો નથી. એને કોઈ મારી શકતું નથી અને એ કોઈને મારતો નથી.

**<u>૧૨૬ :</u>** આ શરીર માત્ર જેટલાં જણાય છે તે બધાં અગ્નિ, અન્ન અને જળના વિકાર જ છે. એમાં કોઈ પ્રકારનો સંશય નથી.

**<u>૧૨૯ :</u> બધાં જ શરીરમાં આ એક અને અવિનાશી આત્મા રહેલો છે અને એ જ બધાંનું નિયંત્રણ કરે છે, એ જ ચૈતન્ય સભર અને મંગલરૂપ છે.**

**<u>૧૩૪ થી ૧૩૬ :</u> એ (આત્મા) અજ છે, અવ્યય છે અને અવિનાશી છે. એ કેવળ સ્વયંપ્રકાશ છે. આવું જાણી એનું ચિંતન કરતાં માયાનું બંધન નડતું નથી (આત્માનો જન્મ નથી એટલે અજ છે, એ અવિકારી છે, એમાં ફેરફાર થતો નથી માટે અવ્યય છે અને એનો નાશ નથી માટે અવિનાશી છે.)** જેને ખરેખર ! ત્રણે પ્રકારના દેહનો (સ્થૂળ દેહ, સૂક્ષ્મ દેહ અને કારણ દેહ) સંગ નથી એવો પ્રત્યક આત્મા બ્રહ્મ છે અને તે એક અને અદ્વિતીય છે એમ તું માન. આવું જાણીને જે જીવે છે તેણે મૃત્યુ ઉપર વિજય મેળવ્યો છે (મૃત્યુંજય છે). જ્યાં કોઈ બીજું છે જ નહિ, ત્યાં કોણ એને મારી શકે ?

**અ.૬૭ :- ૬ થી ૮ :**

જ્યાં સુધી આ શરીર સ્વસ્થ છે ત્યાં સુધીમાં બેહદ પુણ્ય કરી લેવું અને ભગવાનનું ભજન કરીને સંતાપ વિનાના થઈ જવું. જેણે મૃત્યુ ઉપર વિજય મેળવ્યો હોય તે (અજ્ઞાની) આ શરીરને ભલે નિત્ય માને. તારી (માતાની) શિખામણ માનીને પછીથી જીવનમાં ધર્મ કરશું એવું ભલે વિચારે. ક્ષણે ક્ષણે આયુષ્ય ઘટતું જાય છે અને પળે પળે મોત પાસેને પાસે આવતું જાય છે. માટે તરત ને તરત નાની ઉંમરથી જ ધર્મકાર્ય શરૂ કરી દેવું જોઈએ.

**૧૨ થી ૧૪ :** મૃત્યુરૂપી કાળ આ વૃદ્ધ છે, યુવાન છે કે બાળક છે એવું કશું જોતો નથી. એ તો કોઈનું પણ શરીર શાંત કરી દે છે. માટે આજ ક્ષણે ધર્મ કરો. આ નશ્વર શરીરનો એક પળ પૂરતો પણ કોણ વિશ્વાસ કરે ? મોત તો હંમેશાં આપણી પડખે જ હોય છે. માટે આવતીકાલનો ભરોસો રાખવો નહિ. માટે હે મા ! જે કાલે કરવાનું હોય તે આજે જ કરી લેવું અને જે ઘડી પછીનું હોય તે આ ક્ષણે જ કરી લેવું જોઈએ. મૃત્યુ કોઈની રાહ જોતું નથી.

**૧૯,૨૦ -** જે દિવસે પુણ્ય કાર્ય ન થાય તે દિવસ વેડફાઈ ગયો એમ માનવું. યમરાજના હૃદયમાં દયા જેવું છે જ નહિ. તેથી ધર્મ કરે એજ સાચું જીવ્યા એમ મનાય. સ્ત્રી, ધન, ઢોર અને આ શરીર તેમજ પુત્ર અને પરિવાર બધું જ અસાર છે. એને કાયમી માનીને જે એમાં આનંદમસ્તી માણે છે તે માણસ માણસ નથી પણ ઢોર છે અને ગમાર છે.

**૨૩ :** જેને ભગવાને અમરપટો લખી આપ્યો હોય તે ભલે એવી હઠ કરે કે હું તો ભવિષ્યમાં ધર્મ કરીશ અને દલીલને આધારે શરીરમાં પ્રેમ રાખે તો ભલે રાખે.

**અ.૭૨ : ૩ :**

હું જુગ જુગનો ભવરોગી છું અને મૃત્યુના દ્વારે પડ્યો છું. કથામૃતની સંજીવની મારા મોંમાં રેડીને મને આ સંસાર સાગરથી પાર કરો.

**અ.૭૪ :- ૧૦૩ થી ૧૦૫ :**

હે મા ! જેનો જન્મ છે તેનું મૃત્યુ છે જ, જે ખીલે છે તે કરમાય છે જ. વિધાતાએ લલાટે લખેલા લેખ કોઈ દિવસ મિથ્યા થતા નથી. આ સમગ્ર જગત, દેવ, ઋષિ, કિન્નર બધા જ ભાવિને આધીન છે. રામ વગેરે જેવા અવતારી પુરુષ પણ જતા રહ્યા તો પછી કોણ અમર રહે ? આપણે બધા માટીના માનવી છીએ અને ક્ષણવારમાં માટીમાં ભળી જવાના છીએ. આ પૃથ્વી ઉપર કોઈ અમર છે ? કાળ કોઈને છોડતો નથી.

**અ.૭૫ : ૧ થી ૧૮ :**

અલખ પ્રભુ બોલ્યા કે એ સુજ્ઞ તપસ્વી બ્રહ્મચારી શબ પાસે આવીને દુઃખી સ્ત્રીને જ્ઞાનની વાતો કહેવા લાગ્યો. બ્રહ્મચારીએ કહ્યું કે હે સતી ! તું મારી વાત સાંભળ અને નાહકનું દુઃખ ના કર. આ ક્ષણભંગુર સંસારમાં કોને સુખની પ્રાપ્તિ થઈ છે ? હે મા ! કોઈ અમરપટો લખાવીને આવ્યું નથી. બધાંએ એક દિવસ તો મરવાનું જ છે. આ જન્મ-મરણ પણ સાચા નથી, માયાજાળ છે અને કહેવા પૂરતી વાત છે. આ બધી દેખાતી વસ્તુઓ પાણીના પરપોટા જેવી છે. એમાં એકેય કાયમ ટકવાની નથી. આ સાચી વાતને તું માની જા. કર્મ પ્રમાણે પંચભૂત ભેગાં થવાથી આ દૃશ્યમાન શરીર દેખાય છે અને કર્મ પૂરું થતાં એનો વિયોગ થાય છે. માયાથી વીંટળાયેલા બધા રડે છે અને આ તો મારો પુત્ર કે મિત્ર (મરી ગયો) એમ કહે છે. એ પંચભૂત શરીરને જ મારું મારું માને છે, એ વિચિત્ર છે ! ત્રિગુણમયી માયાથી ચિત્તમાં ભ્રાંતિ થાય છે. એનાથી 'હું' અને 'મારું' એવો ભાવ જાગે છે અને આજ સંસારનો ક્રમ છે.

સત્ત્વગુણની પ્રધાનતાથી દેવપદ મળે છે, રજોગુણની પ્રધાનતાથી મનુષ્ય જન્મ મળે છે અને તમોગુણની પ્રધાનતાથી પશુયોની મળે છે. આ બધું કર્મને આધારે બને છે. જે કોઈ સારું કે ખરાબ, જેવું કર્મ કરે છે તેને તેવું ફળ મળે છે. આ કર્મનું રહસ્ય છે. વ્યક્તિ જેવું વાવે છે તેવું લણે છે. એમાં બીજા કોઈનો દોષ નથી. આ આખુ જગત કર્મને આધીન છે એમ જાણીને મનમાં સંતોષ રાખવો. જેની જેવી વાસના હોય તે રીતે ઈન્દ્રિયો વર્તે છે. આ વાસના પ્રમાણે વ્યક્તિ કર્મો કરે છે અને કર્મ પ્રમાણે ફળ ઉપજે છે. માયાથી મોહ પામેલા માનવી અક્રિય આત્માને જાણતો નથી એટલે સુખ-દુઃખથી અસર પામીને એ ક્ષણે ક્ષણે હસે છે કે રડે છે. બધા જીવો પોતાનાં કર્મો પ્રમાણે જન્મે છે અને પોતાનાં કરેલાં કર્મનાં ફળ ભોગવે છે. આત્મા અસંગ છે અને આ સુખદુઃખથી એને કોઈ લાભ કે હાનિ નથી. દેવ, ઋષિ અને કિન્નરો કોટિકલ્પનું આયુષ્ય ધરાવે છે તો પણ કર્મ તેમને પછાડે છે તો પછી બાપડા માનવીનું તો શું ગજું ? આ બધા પ્રાણી દેહને આધીન છે અને આ દેહ એ કાળને આધીન છે. વિવિધ પ્રકારના ગુણ અને કર્મને લીધે એ બિચારો જીવ બધી ચેષ્ટા કરે છે.

બધા જ શરીરધારીઓ છ વિકારને આધીન છે. એ જન્મે છે, જીવે છે, વધે છે અને પળવારમાં ક્ષીણ થાય છે. પોતાનો જ દેહ છે તે જ કાયમ ટકવાનો નથી તો પછી સંબંધીના શરીરની તો વાત જ શી ? ધીરપુરુષો એનો શોક કરતા નથી. જ્ઞાની પુરુષ હર્ષનો આનંદ કરતો નથી કે મૃત્યુનું દુઃખ કરતો નથી. એ રહસ્યને મનમાં સમજીને જ્ઞાની હંમેશા અચળ રહે છે.

<u>**૨૩ થી ૩૨ :**</u> જેનું જેટલું લેણું હોય તેટલું તે ભોગવે છે. કોઈ બાળપણમાં મરી જાય છે જ્યારે કોઈ યુવાનીમાં દેહ ત્યજે છે. વળી કોઈ વૃદ્ધ થાય ત્યાં સુધી શરીરનો બોજો વહ્યા કરે છે અને જેમ ફાટેલાં વસ્ત્રો ફેંકીને નવાં વસ્ત્રો ધારણ કરવામાં આવે છે તેમ એક શરીર છોડીને બીજું શરીર સ્વીકારે છે. માયામાં ફસાયેલા બધા લોકો આ 'મારો' દેહ છે એવું જ માને છે. માતા, પિતા, દીકરો વગેરેમાં સ્નેહપૂર્વક મમત્ત્વ રાખે છે. અરેરે ! આ કેવી મોટી મૂર્ખતા છે ! 'હું' એ જ અજ્ઞાનતા છે. 'મારું' જેવું છે જ નહિ પછી આવું મમત્વ શું કામ ? પણ એને કોણ સમજાવે ? આ શરીર બહારથી તો કેવું નિર્મળ જણાય છે પરંતુ અંદર તો લોહી, રેત, હાડકાં અને માંસ તેમજ મળમૂત્ર ભર્યા છે. મૂઢ અને અજ્ઞાની સિવાય એને કોણ પવિત્ર કહેશે ? વળી એ તો ક્ષણવારમાં નાશ પામે એવું છે પછી એનાં પર એના સિવાય બીજું કોણ પ્રેમ કરશે ? પ્રાણીનો જન્મ થતાંની સાથે જ વિધિ એના લલાટે કર્માનુસાર જે લેખ લખે છે તે કદી પણ જરા પણ ટળતા નથી.

કાળ અને કર્મને કોઈ જીતી શકતું નથી. કોઈનો દેહ કાયમ રહેવાનો નથી. આ દેહ તો સ્વપ્નમાં મળેલાં ખજાના જેવો છે. આ સ્વપ્નને જાગૃત અવસ્થામાં કોણ સાચું માને ? નજરબંધી દ્વારા બતાવેલી વસ્તુને કોણ સાચી માને ? અને ખાસ કરીને જ્ઞાની તો માને જ નહિ ને ! જો આ સંબંધીઓ કાયમના હોય તો હે મા ! તું કહે કે ગયા જન્મમાં તું કોણ હતી ? મનુષ્ય કે અન્ય યોનિમાં જન્મી હતી ?

<u>**૩૭ :**</u> આ દેહ તો ચામડી, માંસ, હાડકાં વગેરેનું એકદમ ગંદુ ખોખું છે. એવાનું મમત્વ રાખીને તું આમ રાંક થઈને નકામું શા માટે રડે છે ?

<u>**અ.૮૪ : ૧૪૧ થી ૧૪૩ :**</u>

પૂરમાં જેમ લાકડાનાં ટુકડા પ્રારબ્ધવશ એકઠાં થાય છે અને એકઠાં થઈને બીજી જ ક્ષણે છૂટા પડી જાય છે, ઝાડ ઉપર પક્ષીઓનો સમૂહ રીતે ભેગો થાય છે અને સવાર પડતાં છૂટો પડી જાય છે તેમ આ બધું તું માન. એ જ રીતે તું જ કહે કે આ સંસારમાં જન્મ્યો કોણ ? અને મર્યો કોણ ? સ્ત્રી, પુત્ર વગેરે બધા માયામય ખૂણાવાળી ભ્રાંતિ છે. જેમ ગંગાજળમાં પવનથી પરપોટા થાય છે તેમ કર્મના કારણે આ દેહ ઉત્પન્ન થાય છે પણ એ બધા નશ્વર છે.

**અ.૮૬ : ૭૪, ૭૯, ૮૦ :**

બ્રહ્મા-વિધિ-એ લખેલું કદાપિ ટળતું નથી અને જે ભાવિ નિર્માણ થયું હોય છે તે તો જે તે સમયે બને જ છે. એને માટે શોક કરવો નિરર્થક છે.

દેવ, દાનવ, માનવ બધાને કાળ જીતે છે. પરંતુ એ કાળને જીતવો અશક્ય છે. માટે જ એ સ્વયં ઈશ્વર જ છે એ નક્કી જ છે અને તેથી અજેય છે. એક ગુરુ સિવાય કોઈ કાળને જીતી શકતું નથી અને એ સદ્‌ગુરુ પણ કેવળ ભાવને જોઈને જ પ્રસન્ન થાય છે.

**અ.૧૦૪ : ૧૫૪,૧૫૫ :**

એટલે જ્ઞાની પુરુષ જન્મનો હર્ષ કરતો નથી અને મૃત્યુ થતાં એ કદી પણ દુઃખથી રડતો નથી. જ્યારે જીવ ગર્ભમાં આવ્યો ત્યારે જ તે મૃત્યુની સાથે જ આવ્યો હતો. એટલે બાળપણમાં, યુવાનીમાં કે ઘડપણમાં એનો નાશ છે જ.

**અ.૧૧૭ : ૧૯ થી ૨૫ :**

એની પાસે બેસીને એક વરસ સુધી રડ્યા કરશો તો પણ એ પાછો જીવતો થવાનો નથી. એ મારી વાત તમે માનો. તમને રડતાં જોવા છતાં એ સહેજ પણ રડતો નથી તો પછી આવું નકામું દુઃખ શું કામ કરો છો ? આ સઘળું જીવન જ સાર વિનાનું છે. આ તો પરાપૂર્વથી ચાલતું આવ્યું છે. પ્રાણીમાત્ર ઋણાનુબંધે જગતમાં જન્મે છે અને એ ઋણ પૂરું થતાં જ બધાને છોડીને જતો રહે છે. તમે તમારી સગી આંખે આવું જુઓ છો, છતાં પણ વ્યર્થ સ્નેહ કરીને મોહમાં નકામાં કેમ પડી રહો છો ?

વળી નવાઈ પમાય એવી બીજી વાત એ છે કે અહીં હજારો લોકોને માણસ પોતાની આંખે મરતાં જુએ છે છતાં પોતે અમર થઈ જવાનું ઈચ્છે છે. આના જેવું અહીં બીજું કયું અજ્ઞાન છે તે કહો. જગતમાં આરીતે જે જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેનો કોઈને કોઈ દિવસ ચોક્કસ નાશ થાય જ છે. આ માયામય સમગ્ર જગત ક્ષણભંગુર છે અને નીરસ છે.

**અ.૧૧૯ : ૫૧ થી ૫૫ :**

પ્રાણીમાત્રનો આ અરસપરસનો સંબંધ પૂર્વજન્મના કર્મ અનુસાર અહીં થાય છે અને હંમેશા એકધારો કદી પણ ટકતો નથી. આ દેહ જેમ જન્મે છે તેમ કર્મ પૂરા થતાં નાશ પણ પામે છે.

અહીં કોઈ દિવસ એક જ સમયે બધાં ભેગા થતાં નથી અને હંમેશ માટે સાથે રહેતાં નથી. એમાં નવાઈ પામવા જેવું શું છે ? જેમ ઝાડને પહેલાંનાં પાંદડાં પાકીને ખરી પડે છે અને નવાં પાંદડાં આવે છે તેવા જ આ બધા સંબંધો પણ છે. પહેલાંનો યોગ પૂરો થઈને નવા સંબંધો બંધાય છે. વળી પાછા એ પણ તૂટીને નવા બંધાય છે. આવી ઈશ્વરી વ્યવસ્થા છે.

**અ.૧૨૦ : ૭૬ થી ૮૫ :**

મરતી વખતે તલમાત્ર કશું સાથે આવતું નથી. આ જીવ કરેલાં કર્મને સાથે લઈને જાય છે. સગાંવહાલાં તો બધા દૂર રહે છે. સાચા-જૂઠાં કરીને મેળવેલા વાડી, વજીફાં, બંગલા, પૈસા, ઢોર વગેરે કશું કામ આવતું નથી. જેને માટે મૂઢ બુદ્ધિનો માનવી બેહદ પાપ કરે છે તે દેહ તો ખરેખર જ્યાંનો ત્યાં જ પડી રહે છે. લોકો પોતાની સગી આંખે આ બધું જોવા છતાં કેમ સમજતાં નહીં હોય ? માટે તું નિર્ણય કર કે જડ દેહથી જીવ જુદો છે. આ દેહ જીવના સંબંધે આ હલનચલન બધું કરે છે. એ જાતે તો અહીં કશું કરી શકતો જ નથી એ યોગ્ય દૃષ્ટિથી જોતાં સમજાય છે.

શરીરમાંથી જીવ છૂટો પડી જાય એટલે દેહ ચેતન વિનાનો, જડ થઈ જાય છે. એ સ્થિતિને જ લોકો મૃત્યુ કહે છે. આ કોણ નથી જાણતું ? અજર અને અમર એવા જીવને મોતનો સ્પર્શ થતો નથી. જ્યાં સુધી આ દેહમાં જીવ રહે છે ત્યાં સુધી જ સગાં-સંબંધી એના પર પ્રેમ રાખે છે. દેહમાંથી જીવ નીકળી જતાં એને (દેહને) અડકવાથી પણ ડરે છે. જે સહેજ અપમાન પણ સહન કરતો ન હતો અને નજીવા દુઃખમાં પણ બૂમબરાડા પાડી ઊઠતો હતો તે દેહને સ્મશાનમાં લઈ જઈને બાળવામાં આવે છે તો પણ તેને સુખદુઃખનો અનુભવ થતો નથી અને ચૂં કે ચાં કરતો નથી.

**<u>અ.૧૨૧ : ૧૬ થી ૨૭ :</u>**

**અહંપણું રાખીને નાદાન થઈને નાહકનાં શું કામ દુઃખી થાઓ છો ? તમારું પરાધીનપણું જાણીને અહંનું અભિમાન ત્યજી દો. જે વ્યક્તિ કર્તાપણાના અભિમાનથી દૂર રહે છે તેને સારું કે નરસું કર્મ બંધનરૂપ થતું નથી.** સોનાની કે લોખંડની સાંકળ બંને સમાન છે અને પ્રાણીને બંધનકારક છે એમાં જરા પણ શંકા નથી. એ જ રીતે મોક્ષની પ્રાપ્તિમાં પાપ જેમ ઘણાં વિઘ્નો કરે છે તેમ પુણ્ય પણ ખરેખર વિઘ્નરૂપ બને છે. પાપને લીધે નરક મળે છે અને પુણ્યને લીધે સ્વર્ગ મળે છે. પરંતુ એનાથી જન્મ-મરણનું દુઃખ ટળતું નથી એ જાણી લે. જ્યાં સુધી પુણ્ય રહે છે ત્યાં સુધી જ સ્વર્ગમાં રહેવાનું હોય છે. જેવો પુણ્યનો નાશ થાય કે તરત જ પાપને કારણે પ્રાણીને નરકની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાન વગર યુગોના અંતે પણ જન્મમરણનું દુઃખ ટળતું નથી. માટે જ ફળની ઈચ્છા ત્યજીને જો માણસ અહીં ઈશ્વર પ્રીત્યર્થ પુણ્ય કર્મ કરે તો જ એનું ચિત્ત શુદ્ધ થાય છે.

પછી ઈશ્વરની કૃપાથી બુદ્ધિમાં શુદ્ધ પ્રકાશ પડે છે અને એને સાચું જ્ઞાન થવાથી તરત જ મોક્ષપદને પામે છે.

**<u>અ.૧૨૯ : ૮૩-૮૪, ૧૪૨ થી ૧૪૪ :</u>**

આ બધું જે નજરે દેખાય છે તે તો બધું ક્ષણવારમાં નાશ થઈ જશે. આ બધું ખરેખર ક્ષણભંગુર છે અને કેવળ માયાનો વિલાસ છે. અત્યાર સુધીનું જીવન બધું નકામું નીવડ્યું. મેં નકામા ભોગો ભોગવ્યા. આખી જીંદગી એળે જતી રહી. આખરમાં આનો શો અર્થ ?

આ પ્રાણનું હવે ઉત્ક્રમણ થવા લાગ્યું છે તો હવે તું સાવધાન થઈ જઈને ઈશ્વરનું ધ્યાન કર. શ્રી ગુરુનાં એ વચન સાંભળીને એ બ્રહ્મચારીએ પણ સ્વસ્થાપૂર્વક અને આનંદપૂર્વક હરિના નામનો જયઘોષ કર્યો અને ઈશ્વરના ધ્યાનમાં જ પ્રાણનો ત્યાગ કર્યો. એના ભાગ્યને ધન્ય છે કે જેના અંતકાળમાં ત્રિમૂર્તિ સ્વરૂપ શ્રી સદ્‌ગુરુ જાતે પાસે આવ્યા અને જેને શ્રી ગુરુવરે ક્રમમુક્તિ આપી.

**<u>અ. ૧૩૧ : ૧૯,૨૦ :</u>**

**એને સિદ્ધાસન પર સ્વસ્થ રીતે બેસાડીને, એની પાસે ૐકારનો ઉચ્ચાર કરાવીને પરમકૃપાળુ શ્રી ગુરુએ જાતે પ્રાણોત્ક્રમણ કરાવીને એને ક્રમમુક્તિ આપી. આમ અંતકાળે આવીને શ્રીગુરુ પોતાના ભક્તનો ઉદ્ધાર કરે છે.**